४५५० 

# ડાઇજેસ્ટ પુરાવાનું.
# સને ૧૮૭૨ના આક્ટ ૧ લાનું ફોજ-દારી તથા દીવાની.

પ્રીવીકૌંસીલના તથા હિંદુસ્તાન માંહેની ઇંગ્રેજ સરકારની તમામ હાઇકોર્ટના સને ૧૮૬૨ કે સને ૧૮૯૦ સુધીના બાબતવાર ફેંસલાઓનું ડાઇજેસ્ટ ઇન્ડેક્ષ સાથે.




તૈયાર કરનાર

રા. ગોવીંદલાલ બાલાજી અમદાવાદ સ્માલકાજકોર્ટના તથા ડીસ્ટ્રીક્ટકોર્ટના વકીલ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મલીચંદ-છોટાલાલ.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સંવત્ ૧૯૪૭ સને ૧૮૯૧

આ ડાઇજેસ્ટનું પુસ્તક વલંનદાની હવેલી સામે શા. કસ્તુર વીરચંદ બુકસેલરની દુકાનેથી તથા કીકાભટની પોળમાં ઘર આગળથી મળશે.

# સુચના પત્ર.

સરવે સદગ્રહસ્થોને ખબર આપવાની કે દીવાની વીષયના ડાઇજેસ્ટોના ભાગ અમારા તરફથી દરેક કાયદાવાર છપાઇ બાહાર પડશે તે મધેથી હાલમાં સીવીલ અને પુરાવાના આકટ ઉપરના બે ડાઇજેસ્ટો બાહાર પડેલાં છે અને બાકીના ડાઇજેસ્ટો નીચે પ્રમાણે બાહાર પડશે તે જેઓ સાહેબોને રાખવાની ખુશી હોય તે સાહેબોએ અમારી પાસેથી મંગાવી લેવાની તસ્દી લેશો.

સદરહુ ડાઇજેસ્ટોની અંદર સને ૧૮૬૨ થી સને ૧૮૯૦ લગીના તમામ કોર્ટોના ફેંસલાઓ આવી જશે.

૧ કરાર આકટ સને ૧૮૭૨ નો ૯ મો તા. વીશેશ ન્યાયનો આકટ.

૨ મુદતનો આકટ સને ૧૮૭૭નો ૧૫મો કલમવાર ફેંસલાઓ સાથે.

૩ પરચુરણ ડાઇજેસ્ટ તેની અંદર સ્ટાંપ, કોર્ટ ફી, રજીસ્ટર વીગરે દીવાની વીષયના જે આકટો હશે તેના ઉપર થયેલા ફેંસલાઓના ડાઇજેસ્ટો.

૪ હીંદુશાસ્ત્ર મુસલમાની સરેહ ટાર્ટશાસ્ત્ર અને ગીરો બાબતના.

ઉપર લખેલા ચાર ભાગ હવે છપાઇ પ્રસીદ્ધ થશે. અને તેઓની કીમત વ્યાજબી હશે તે લેવામાં આવશે.

ઉપર લખેલા ડાઇજેસ્ટોના ભાગ જે સાહેબ ખરીદ કરશે તે સાહેબોને દીવાની વીષયના ફેંસલાઓનાં પુસ્તકો શોધવાની જરૂર પડશે નહી માટે જેઓ સાહેબોને ખરીદ કરવાની મરજી હોય તે સાહેબોએ અમોને તાબડતોબ પત્ર લખી જણાવવો એજ વીનંતી. તા. ૧૨ જાનેવારી સને ૧૮૯૧.

( સહી. ) શા. મલીચંદ છોટાલાલ.

અમદાવાદ.

## આ ડાઇજેસ્ટમાં આધાર બતાવવાને વપરાએલા ટુંકા શબ્દોનો ખુલાસો નિચે પ્રમાણે.



| | |
|---|---|
| આગ્રા. | નાર્થ વેસ્ટ પ્રાવીન્સની આગ્રા હાયકોર્ટમાં ચુકેલા ફેંસલા. |
| અલહા. | ,, ,, અલહાબાદ ,, ,, |
| મું. હા. રી. | મુંબાઇ હાયકોર્ટ રીપોર્ટ. |
| બોલન. લા. રી. | બોલનાઇસ લા. રીપોર્ટ. |
| કાર. અગર ક્રોરીટ. | કોરીટન્સ રીપોર્ટ. |
| ઇં. જ્યુ. | ઇંડીયન જ્યુરીસ્ટ. |
| ઇં. જ્યુ. (એન, એસ) | ઇંડીયન જ્યુરીસ્ટ નવી સીરીઝ. |
| ઇ. લા. રી. ક. | ઇંડીયન લા. રીપોર્ટ કલકતા. |
| ઈ. લા. રી. મુ. | ,, ,, મુંબાઈ |
| ઇ. લા. રી. મ. | ,, ,, મદ્રાસ |
| ઇ. લા. રી. અ. | ,, ,, અલહાબાદ. |
| માર્સ. | મારસેલ્સ રીપોર્ટ. |
| મુર. ઇં. અ. | મુર્સ. ઇંડોયન અપીલ્સ. |
| સેલ. રી. | સીલેક્ટ રીપોર્ટ. |
| સ. દી. અ. | સદર દીવાની અદાલત |
| સ. દી. અ. ના. વે. | ,, ,, ,, નાર્થ વેસ્ટ પ્રોવીન્સ (વાવ્યપ્રાંત) |
| ટી. અને બી. | ટેલર અને બેલ્સ રીપોર્ટ. |
| સ. વી. રી. | સધરલેન્ડ વીકલી રીપોર્ટ. |
| સ. વી. રી. ફુ. બે. | ,, ,, ફુલબેંચ. |
| ક. વી. રી. વા. | કલકતા વીકલી રીપોર્ટ વાલ્યુમ. |
| વા. | વાલ્યુમ. |
| લા. રી. ઇ. અપીલ્સ. | લા. રીપોર્ટ ઇંડીયન અપીલ્સ. |
| લા. જ. ઈ. અ. | લા. જર્નલ ઇંડીયન અપીલ્સ. |
| મ. જ્યુ. વા. | મદ્રાસ જ્યુરીસ્ટ વાલ્યુમ. |
| સી. અને પી. | કયારીંગટન અને પેનીસ રીપોર્ટ. |
| કાર અને એમ. | કયારીંગટન અને માર્સમેન રીપોર્ટ. |
| બી. અને સી. | બાર્નવાલ અને કેસવેલ રીપોર્ટ. |
| એમ અને આર | મુડી અને રાબીનસન રીપોર્ટ. |
| સ્ટાર્ક | સ્ટાર્કીસ રીપોર્ટ. |
| એમ અને ડબલ્યુ | મીશન અને વેલ્સબો. |

| | |
|---|---|
| ક્યામ્પ | ક્યામ્પ બેલ્સ રીપોર્ટ. |
| એ. અને ઈ. | આડોલફ્સ એલીસ રીપોર્ટ. |
| ટાન્ટ. | ટાન્ટ રીપોર્ટ. |
| લા. જ. એક્સ | લા. જર્નલ એક્સચેકર. |
| લા. જ. સી. પી. | લા. જર્નલ કામનપ્લી. |
| ચે. ડી. | ચેંબર ડીવીઝન. |
| ઇક્વી. ચે. ડી. | ઇક્વીટી ચેંબર ડીવીઝન. |
| એક્સ ચે. ડી. | એક્સ ચેકર ચેંબર ડીવીઝન. |
| વી. રી. | વીકલી રીપોર્ટ. |
| મ. હા. રી. | મદ્રાસ હાઇકોર્ટ. |
| સ્પે. અ. | સ્પેશીયલ અપીલ. |
| લા. રી. ઇં. અ. | લા. રીપોર્ટ ઇંડીયન અપીલ્સ. |
| અ. હા. રી. | અલ્હાબાદ હાઇકોર્ટ રીપોર્ટ. |
| બં. લા. રી. | બંગાળા. લા રીપોર્ટ. |
| બં. લા. રી. એસ.બી. | ,, ,, રીપોર્ટસ. |
| ક. લા. રી. | કલકત્તા લા. રીપોર્ટ. |
| ઇ. જ્યુ. (ઓ. એસ) | ઇં. જ્યુરીષ્ટ જુની સીરીઝ. |
| એમ અને એસ. | માલ અને સેલવીન. |
| એમ અને એમ. | મુડી અને માલકીન્સ રીપોર્ટ. |
| લા. જે. પી. | લા. જર્નલ પ્રોબેટ કેસીસ. |
| બી. અને એ. | બાર્નવાલ અને આલડરસ રીપોર્ટ. |
| એમ. અને જી. | મેનીંગ અને ગ્રેનજર્સ રીપોર્ટ. |
| એચ અને સી. | હર્લસ્ટોન અને કોર્ટ મ્યાન. |
| ઇ. કો. ડા. | કોયેલ ઇંડીયન ડાયજેસ્ટ. |
| આર્ચ. | આર્ચ બોલ્ડનું પુસ્તક. |

# પુરાવાના એકટના ડાઇજેસ્ટનું ઇન્ડેક્ષ.

### ગુમ થયેલા અથવા નાશ થયેલા દસ્તાવેજો.



### બીજા કારણેથી દસ્તાવેજો રજુ નહી કરવા તે.





### દસ્તાવેજોની નકલો અને નકલોની નકલો.

## મ.

### મુખજુબાનીનો પુરાવ.

#### જુદાજુદા કામોમાં તેવા પુરાવની બુજ.



#### લખેલા દસ્તાવેજો વીશે ખુલાસો તથા પક્ષકારોનો ઇરાદો.



#### લખેલા દસતાવેજોથી જુદું બતાવવું અથવા તેથી ઉલટું બતાવવું.

| ફેંસલાનો નંબર. | ઇંગ્રેજી પાનું. | પૃષ્ટ. |
|---|---|---|
| ૪૯ કલકતા. લો. રી. ૭ | ૫૭૭ | ૧૧૮ |
| ૫૦ કલકતા. લો. રી. ૭ | ૩૪૭ | ૧૧૯ |
| ૫૧ ઈ. લો. રી. ૧૦ કલકતા. | ૬૪૯ | ,, |
| ૫૨ ,, ૯ ,, | ૭૯૧ | ,, |
| ૫૩ ,, ૨ અલ્હાબાદ. | ૫૯૮ | ,, |
| ૫૪ ,, ૨ મુંબાઈ. | ૫૪૭ | ,, |
| ૫૫ બંગાળા. લો. રી. ૧ | ૩૧ | ,, |
| ૫૬ વી. રી. ૨૩ | ૧૬૭ | ,, |
| ૫૭ વી. રી. ૧૮ | ૨૫૬ | ,, |
| ૫૮ બંગાળા. લો. રી. ૧ | ૨૮ | ,, |
| ૫૯ બંગાળા. લો. રી. ૮ | ૮૯ | ૧૨૦ |
| ૬૦ ઈ. લો. રી. ૧ મુંબાઇ. | ૩૩૩ | ,, |
| ૬૧ ,, ૪ મુંબાઇ | ૫૯૪ | ,, |
| ૬૨ કલકતા. લો. રી. ૩ | ૩૮૬ | ,, |
| ૬૩ ,, ૧૩ | ૧૧ | ,, |
| ૬૪ ,, ૧૨ | ૨૮૭ | ,, |
| ૬૫ ,, ૯ | ૩૦૧ | ,, |
| ૬૬ કલકતા લો. રી. ૧૨ | ૧૬૩ | ,, |
| ૬૭ વી. રી. સને ૧૮૬૪ | ૩૭૯ | ,, |
| ૬૮ મદ્રાસ લો. રી. ૭ | ૧૮૯ | ૧૨૧ |
| ૬૯ વી. રી. ૭ | ૪૨૮ | ,, |
| ૭૦ વી. રી. ૬ | ૨૬૭ | ,, |
| ૭૧ મદ્રાસ લો. રી. ૨ | ૧૭૪ | ,, |
| ૭૨ ઈ. લો. રી. ૫ મદ્રાસ. | ૬ | ,, |
| ૭૩ ઈ. લો. રી. ૧૧ કલકતા | ૪૮૬ | ,, |
| ૭૪ વી. રી. ૧૬ | ૪૧૪ | ,, |
| ૭૫ ઈ. લો. રી. ૭ મદ્રાસ | ૧૯ | ૧૨૨ |
| ૭૬ ઇ. લો. રી. ૧૧ મુંબાઇ | ૬૪૪ | ,, |
| ૭૭ ઈ. લો. રી. ૧૨ મુંબાઇ | ૫૮૫ | ,, |
| ૭૮ ઇ. લો. રી. ૧૨ મુંબાઈ | ૩૩૫ | ,, |
| ૭૯ ઇ. લો. રી. ૧૪ કલકતા | ૪૨૦ | ,, |
| ૮૦ ઇ લો.રી. ૯ અલ્હાબાદ | ૩૯૨–૨૪૯ | ,, |
| ૮૧ ઈ. લો. રી. ૧૫ કલકતા | ૮૩ | ૧૨૩ |
| ૮૨ ઇ. લો. રી ૧૧ મદ્રાસ | ૨૧૩ | ,, |
| ૮૩ ઈ. લો. રી ૧૦ અલ્હાબાદ | ૪૨૧ | ૧૨૩ |

## ૨.

### રીતી પુરાવાની વ્યવસ્થા કરવાની.

| ફેંસલાનો નંબર. | ઇંગ્રેજી પાનું. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ બંગાળા. લો. રી. ૩ | ૩૩૨ | ,, |
| ૨ મુર ઈન્ડીયન અપીલ્સ. ૧૪ | ૧૯ | ,, |
| ૩ ,, ૧૪ | ૩૪૬ | ,, |
| ૪ મુર ઇંડીયન અપીલ્સ | ૭–૧૪૮ | ,, |
| ૫ મુર ઇંડીયન અપીલ્સ. ૧૪ | ૩૪૬ | ,, |
| ૬ વી. રી. ૧૧ | ૩૪૫ | ૧૨૪ |
| ૭ મુર ઇંડીયન અપીલ્સ. ૯ | ૫૦૬ | ,, |
| ૮ વી. રી. ૧૯ | ૨૪૮ | ,, |
| ૯ બંગાળા. લો. રી. ૯ | ૨૭૪ | ,, |
| ૧૦ વી. રી. ૯ | ૪૯૦ | ,, |
| ૧૧ વી. રી. ૯ | ૩૮૦ | ,, |
| ૧૨ વી. રી. ૩ | ૧૪૯ | ,, |
| ૧૩ મુર ઇંડીયન અપીલ્સ. ૧ | ૪૨૦ | ,, |
| ૧૪ વી. રી. ૨ | ૧ | ,, |
| ૧૫ વી. રી. ૧૦ | ૨૫૬ | ૧૨૫ |
| ૧૬ બંગાળા લો. રી. ૩ | ૪૬ | ,, |

### રીપોર્ટો અમીનના તથા બીજા અમલદારોના.

| ફેંસલાનો નંબર. | ઇંગ્રેજી પાનું. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧૭ વી. રી. ૧૯ | ૨૧૩ | ,, |
| ૧૮ વી. રી. ૧૭ | ૨૮૫ | ,, |
| ૧૯ વી. રી. ૨૪ | ૩૪૨ | ,, |
| ૨૦ વી. રી. ૨૪ | ૨૦૮ | ,, |
| ૨૧ વી. રી. ૧૫ | ૨૯૧ | ૧૨૬ |
| ૨૨ બાવ્યપ્રાંત | ૧૬૫ | ,, |
| ૨૩ વી. રી. ૬ | ૫૧ | ,, |
| ૨૪ વી. રી. ૨ | ૨૭૮ | ,, |
| ૨૫ વી. રી. ૭ | ૪૩ | ,, |
| ૨૬ વી. રી. ૯ | ૬૦૧ | ,, |
| ૨૭ વી. રી. ૯ | ૫૯૬ | ,, |
| ૨૮ વી. રી. ૧૩ | ૪૧૨ | ,, |
| ૨૯ વી. રી. ૧૦ | ૩૧૨ | ,, |

# પુરાવાના ફોજદારી ડાઇજેસ્ટનું ઇન્ડેક્ષ.

# પુરાવાના એકટનું ડાઇજેસ્ટ.

## સને ૧૮૬૨ થી તે સને ૧૮૯૦ સુધી.

### અ.

### અનુમાન મરણ વીશે.

૧—પુરાવ આકટની કલમ ૧૦૭ અને ૧૦૮ એકઠી વાંચતાં ગુમ થએલા સખસના મરણ વીશે કાંઇ બરોબર મુદત ઠરાવવા વીશે નીયમ ઠરાવેલો નથી. માટે મરણની તારીખ વીશે સ્વાલ ઉતપન થાય ત્યારે દરેક કામની હકીકત પ્રમાણે તે સ્વાલની વ્યવસ્થા કરવી જોઇએ અને સાત વરસ બાબત કાયદાનું જે અનુમાન છે તેથી તેને હરકત થતી નથી. ઇ. લો. રી. ૮ અલ્હાબાદ. ૬૧૪.

### ક.

### કબજાનો પુરાવ.

૧—સાક્ષી એમ કહે કે અમુક પક્ષકારનો કબજો હતો તો તે પક્ષકારનો કબજો હતો એ બાબતમાં સાક્ષીનું તે કહેવું કાયદા પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૪ બાં. લો. રી. ૯૭–૧૩ વી. રી. ૪૨.

સાક્ષીનું એમ કહેવું હોય કે એક પક્ષકારનો કબજો છે તો તે હકીકતનો પુરાવ નથી. કબજાને સ્વાલ તે કાયદા અને હકીકતનો એકઠો સ્વાલછે માટે જે પુરાવ રજુ કરવામાં આવ્યો હોય તે ઉપરથી માલેકપણાનાં જુદાં જુદાં કૃત્યો એવી રીતના બતાવવાં જોઇએ કે તેથી કબજો ગણાય અને કોર્ટ તે ઉપરથી નીશ્ચે કરી શકે. ૯. વી. રી. ૭૯.

૨—વખતે વખતે એકાદા મકાનમાં જવામાં આવતુ હોય અને તેનો ઉપયોગ કરવામાં આવતો હોય તો જ્યાં સુધી તે એક જનાર તરીકે જતો હતો અને પોતાના હકકથી જતો નહી હતો એમ બતાવવામાં આવે નહીં ત્યાં સુધી તે કબજાનો પુષ્કળ પુરાવ છે. ૧૧ વી. રી. ૧૩૬.

૩—સ્પેશીયલ અપીલમાં હાઇકોર્ટે ઠરાવ્યું છે કે જે પુરાવ ઉપરથી માલેકપણાનાં કાંઇ ખાસ કૃત્યો બતાવેલાં ના હોય તો તે પૂરાવ કબજો સાબેત કરવાને બસ નથી. આવા પુરાવ ઉપરથી નીચેની અપીલકોર્ટે કબજો ઠરાવેલો તે ઠરાવ સ્પેશીયલ અપીલમાં ફેરવવામાં આવ્યો છે. ૨. બાં. લા. રી. ૩૦

૪—નકી કરેલી હદ સાથેની જમીનના ટુકડા ઉપર દાવેદારે અવલથી કે આખર સુધી દાવો રાખેલો અને તે જમીનના જુદા જુદા ભાગ ઉપર માલેકપણાના કૃત્યો કરવામાં આવેલાં તો તેથી તમામ જમીનના કબજાના પુરાવ તરીકે તે કૃત્યો કબુલ કરી શકાય છે. ઇ. લો. રી. ૯ મદ્રાસ ૨૮૫.

૫—સીમાડા વીશે ઠાકબસ્ત ફેંસલો હર કોઈ કામમાં કબજા વીશે અગત્યનો પુરાવ થાય છે. ૨. બાં. લો. રી ૧૧૧, ૧૨ વી. ૬—૧૧ મુર ઇંડીયન અપીલ્સ. ૨૦૬.

૬—ઠરાવેલું છે કે રેવન્યુ અધીકારીએ અમુક જમીન અમુક તાલુકાની છે એમ ગણીને માપેલી હોય તો તે માપણી વખત તે જમીનનો કબજો હતો એ વીશે પ્રથમ દર્શનીક પુરાવ થાયછે. પણ તે માપણીના પ્રોસીડીંગ ઉપરથી વાદીના લાભમાં કાંઇ અનુમાન થઇ શકતુ નથી. ૭ કલકતા લો. રી ૨૬૯.

૭—સરકારે જમીન માપવાને તથા તેની આસપાસ પીલરો નાંખવાને પોતાના અમલદારોને મોકલેલા તે બાબત સરકારનો પુ-

રાવ તે થોડી મુદત ઉપર થએલી ચરની જમીનના કબજા વીશે ઘણો સરસમાં સરસ પુરાવ છે. ૧૭ વી. રી ૧૯૫.

૮—એક રજીસ્ટર થએલ સાંથે રાખનાર ઉપર તથા બીજા સખસ ઉપર સાંથ ઉપરના દાવામાં હુકમનામુ તે સાંથે રાખનાર અને સદરહુ બીજા સખસની વચમાં પાછળથી દીવાની દાવો ચાલે તેમાં નીસ્ચેકારક પુરાવ નથી. ૨૫ વી. રી ૨૩.

૯—સાંથની પોહોચ તે કબજાનો સારો પૂરાવ છે પરતું જે પક્ષકારનો કબજો હોય તે પક્ષકારે મીલકતના અમુક ભાગની સાંથ વસુલ કરેલી છે એમ તે સાબેત કરી શકે નહી તો તેથી તેના કબજાને હરકત થઇ છે એમ સદરહુ પોહોંચના પુરાવ ઉપરથી અવસ્યે કરીને નીકળતું નથી. ૨૦ વી. રી. ૧૮૩.

૧૦—સાંથની પોહોંચતે ફક્ત કબજાનો પુરાવ છે. ૨૧ વી. રી. ૪૨૫.

૧૧—સરકાર મેહેસુલ બાબતની પ્રોહોંચોનો કબજો હોય તે જો કે કબજાનો પુરાવ છે તોપણ તેથી કબજો સાબેત થતો નથી. ૧૭ વી. રી. ૪૫૦.

૧૨—ખરા કબજાની બાબતમાં મામલતદારનો ઠરાવ હોય તે નીસ્ચેકારક નથી પરંતુ સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કા. ૫૩૦ પ્રમાણે માજીસ્ત્રેટનો ઠરાવ નીસ્ચેકારક છે. ઇ. લો. રી. ૫. મું. ૩૮૭.

૧૩—પ્રથમના માલેકના વારસ પાસેથી ખરીદ કરનાર પાસેથી તે માલેકની છેલ્લી હયાત વીધવા મરણ પામી ત્યારે તે વીધવા પાસેથી જમીન લેનાર વીરૂદ્ધ મુકરરી હક્ક શાબેત કરવાને પ્રથમના દાવામાં અપીલવાળીએ માગેલું હતુ. તેમાં તેણીનું હુકમનામુ થયુ હતુ. અને તે બજાવતાં અપીલના પ્રતીવાદીઓએ સામી એવી તકરાર કરી કે પ્રથમના પટનીદાર **બ સ** પાસે ચડેલી સાંથ બાબત તે પટની હક્ક લીલામથી વેચાએલો હતો અને તે **ક ખ** તથા **ઙ ચ** એ ખરીદ કરેલો હતો અને તેઓએ સને ૧૮૪૯ માં તે જમીન દર પટની તરીકે અમને આપેલી છે. માટે અમો અપીલના પ્રતીવાદીનો દર પટની તરીક હક્ક છે. સને ૧૮૪૧ માં માજીસ્ટ્રેટની રૂબરૂ તે વીધવા અને **બ સ** પાસેથી દર મુકરરી હક લેનારની વચ્ચમાં કામ ચાલેલું તેમાં માજીસ્ટ્રેટે તપાસ કરતાં દર મુકરરીદાર તરીકે તેઓને શાંત કરેલા હતા અને પટનીદારને પોતાના દાવાનો અમલ કરવાને દીવાની કોર્ટમાં દાવો કરવાને ફરમાવ્યું હતુ. અપીલના પ્રતીવાદીનો દાવો તેમની તરફથી વાદી તરીકે અને હુકમનામાવાળા તરફથી પ્રતીવાદી તરીકે ગણીને તપાસ કરવામાં આવી હતી. અને તેનો નીર્ણય નીચેની કોર્ટોએ અપીલના પ્રતીવાદીના લાભમાં કર્યો હતો. અપીલમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું છે કે સને ૧૮૪૧ માં જે કામ ચાલેલુ તેથી તે વીધવા પાસેથી લેનારનો ખરી રીતે કબજો હતો એમ માલમ પડે છે માટે તે આ કામમાં નિશ્ચકારક છે. ૧૮ વી. રી. ૧.

૧૪—કબજા બાબતનો બીજો કાંઈ પણ પુરાવ ના હોય પણ જો એમ બતાવવામાં આવે કે એક હુકમનામાની બજાવણીમાં નીશાંન તરીકેનો કબજો મળેલો છે તો તેવો કબજો જે સખસને મળેલો હોય તે સખસનો કબજો છે એમ માજીસ્ટ્રેટ વ્યાજબી રાહે ઠરાવી શકે છે. પછી તે પુરાવ જુદાજ પુરાવથી રદ થઇ શકે તેવું હોય તેની ચીંતા નહી. ઇ. લો. રી. ૧૪ કલકતા. ૧૬૯.

## કપટ.

૧—કલ્પના ઉપરથી કપટ અને અપ્રમાણીકપણું ગમે તેટલું સંભવીત હોય તો પણ તે અનુમાન થઇ શકતુ નથી. ૬ વી–રી. ૨૪, ૩

મુર ઇંડીયન અપીલ્સ ૧.

૨—વારંવાર એમ હકીકત બનેછે કે નીચેના પુરાવ ઉપરથી પણ કપટ સાબેત થઇ શકતું નથી. અને ફકત અંદેશા ભરેલી હકીકત ઉપરથી પણ કપટનું અનુમાન થતુ નથી. સાધારણ રીતે હકીકતથી પુરાવ ઉપરથી પ્રમાણીકપણાનુ અને બ્યાજબી વ્યવહારનું અનુમાન રદ થાય છે એમ બતાવવામાં આવે તો તેવું અનુમાન રહેતુ નથી એમ બ્યાજબી વીચારના સખસની ખાતરી થાય છે. ૩ બં. લો. રી. ૧૦૮-૧૧ વી. રી. ૪૮૨.

૩—ફકત કલ્પના અને સંભવીતપણું હોય તે ઉપરથી કાયદા પ્રમાણે કપટનો ઠરાવ કરવાને પુષ્ટી થતી નથી. ૨૨ વી. રી. ૧૨૪-૨૫ વી. રી. ૧૩૩.

૪—જે કામમાં એકાદો પક્ષકાર દાદ મળવાના કારણ તરીકે સામા પક્ષકારનુ કપટ અગર સાજસ કહેતો હોય તોતે સાધારણ રીતે કહેવાથી બસ નથી. પરંતુ જે દાખલાઓ ઉપર તે કહેવાનો આધાર હોય તે દાખલાઓ બતાવવા જોઇએ. કારણ કે સામા પક્ષકારને જે હકીકત ઉપરથી તેનુ અનુમાન થાય તે હકીકતનો ઇસારો આપ્યા સીવાય તેવા પ્રકારનુ સ્વભાવીક રીતે કહેવામાં આવે તેનો જવાબ દેવાની ફરજ પડે એ ગેર બ્યાજબીછે. ૨ કલકતા. લો. રી. ૨૬.

૫—પ્રથમના પટનીદારે એકસો વીઘા કરતાં વધારે માલની જમીન નકરી કરેલી છે તેમાં તે પટનીદારનુ કપટ છે તેથી હાલના પટનીદારનો તે જમીન લાખીરાજ તરીકે પાછી લેવાને હક થાય તે પ્રમાણે તે કપટ શાબેત કરવાને સાધારણ રીતે સાક્ષીઓ જુબાની આપે તો તે સાક્ષીઓની જુબાની બસ નથી. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૩૭.

૬—નીમકના માલેકે સરકારને નીમક આપેલુ તે બાબત ખત લખી આપેલાં નથી તેને જે કાંઈ નુકશાન થઈ શકે તેવું હોય તે ઉપર નીમકની કીંમતનો આધાર હોય અને તે પછી ખરી કીમત કરતાં ઘણી વધારે હોય તો તેથી તે એવી વધારે કીમત થતી નથી કે જેથી કપટની સાબેતી થાય. ૧૨ મુંબાઈ. ૨૩.

૭—એકાદો પક્ષકાર અગર તેના વારસ વકીલ પોતાનું કપટ કહી શકતો નથી અગર તકરાર કરી શકતો નથી તેમ તેની પાસેથી ખરીદ કરનાર પણ તે કહી શકતો નથી અગર તકરાર કરી શકતો નથી પરંતુ જો તેઓ ઠગાએલા હોય અને કપટમાંથી બચાવ કરવાને માગતા હોય તો તે બતાવી શકે છે અગર તે વીશે તકરાર કરી શકે છે. ૩ વી. રી. ૭૨ તથા ૨૨૧-૪ વી. રી. ૧૨, ૫ વી. રી. ૧૭૭.

૮—વાદી તે અ ના વારસની તરફથી દાવો રાખનાર છે તો જે પ્રતીવાદીનો કબજો હોય તે પ્રતીવાદી. વીરૂદ્ધ અ ના કપટ વીશે તે તકરાર કરી શકતો નથી. પછી તે કપટ ભરેલા વેચાંણ ખતની રૂઇએ દાવો રાખતા હોય તેની ચીંતા નહી આ પ્રમાણે તેને કરવાને પરવાનગી આપવામાં આવે તો જે ધરડાંની મારફતે તે દાવો રાખતો હોય તે ધરડાનું કપટ બતાવવાને પક્ષકારને પરવાનગી આપવી નહી જોઇએ એવો કાયદાનો સારો જાણીતો નીયમ છે તે તુટેછે. ૨ હે. ૫૨૮.

૯—એક પક્ષકારના ઉપર દાવો કરવામાં આવેલો હોય તે દાવો નીષ્ફળ કરવાના હેતુથી પક્ષકારે કાંઇ કૃત્ય કરેલુ હોય તો તે કૃત્ય બળવાન છે એમ પાછળથી તકરાર કરવાને તેને પ્રતીબંધ થતો નથી. તેમ એકાદા દાવામાં કાંઇ હકીકત કહેવામાં આવેલી હોય અને તે બીજા પક્ષકારને કપટ કરવાના ઇરાદાથી કહેલી હોય તો તેથી તેઓની વચ્ચમાં પ્રતીવાદી બંધ થતો નથી અગર તે વ્યહેવારનુ ખરૂં સાચ પણ બ-

તાત્વવાને બેમાંથી એકે પક્ષકારને અટકાવ થતો નથી. ૯ કલકતા. લો. રી. ૬૪.

૧૦—એક પક્ષકારે બીજા પક્ષકારના ઉપર એક દાવામાં કપટથી હુકમનામું મેળવેલુ હોય તો તે જ્યાં સુધી અમલમાં રહે ત્યાં સુધી તે પક્ષકારોને તથા તેની તરફથી દાવો રાખનારાઓને બંધનકારક છે પણ તે હુકમનામુ કપટને લીધે ચાલી શકે તેવું નથી એવી હરકત લેઇ શકાય છે. અને જો કપટ શાબીત થાય તો તેમ થઇ શકે છે. જે હુકમનામુ બેઉ પક્ષકારોના કપટ અને સાજસથી મેળવવામાં આવેલુ હોય તો તે બેઉ પક્ષકારોને બંધન છે. ઈ. લો. રી. ૬ મુંબાઇ. ૭૦૩.

## કપટ.

૧—એક દસ્તાવેજ રજીષ્ટર કરી આપીને લખી આપેલો કબુલ કરવામાં આવ્યો છે અને તેથી મીલકત આપવામાં આવી છે પરંતુ એમ કહેવામાં આવ્યુ છે કે તે બેનામી અને ફક્ત નામનો છે તોપણ વીરૂદ્ધ માલમ પડે તેવો કાંઇ પુરાવ નહી હોવાથી જે પુરાવ છે તે ઉપરથી ઠરાવવામાં આવ્યુ છે કે તે દસ્તાવેજ બળવાન અને અસરકારક છે. ઇ. લો. રી. ૧૫ કલકતા. ૨૦.

## કોર્ટ.

૧—રજીષ્ટર આકટની કલમ ૮૨ પ્રમાણે સબ રજીસ્ટ્રાર એ સરકારી અમલદાર છે સબબ તેમની રૂબરૂ ચાલેલું કામ પીનલકોડની કલમ ૨૮૮ ના હેતુ પ્રમાણે ન્યાયની રૂઇનું કામ છે અને તેમને પુરાવ લેવાને કાયદેસર અખત્યાર આપેલો છે માટે પુરાવ આકટની કલમ ૩ ની વાખ્યા પ્રમાણે કોર્ટ છે. ૧૩ બંગાળા લો. રી. ૪૦-૨૨ વી. રી. ૧૦.

૨—પુરાવ આકટની કલમ ૫૭ પ્રમાણે રજીસ્ટર થએલું મુખત્યારનામુ દાખલ કરવામાં આવેલુ છે કારણ કે તે આકટની કલમ ૩ પ્રમાણે રજીસ્ટર કરનાર અમલદાર તે એક કોર્ટ છે. ઇ. લો. રી. ૧૪ કલકતા ૧૭૯.

૩—પુરાવ આકટની કા. ૪૪ પ્રમાણે હકુમત વીના જે કોર્ટ કામ કરે તે કોર્ટને તે કલમમાં યોગ્ય કોર્ટ નથી એવા શબ્દો છે તે લાગુ થાય છે. ઇ. લો. રી. ૧૨ મદ્રાસ ૨૨૮.

## ખ.

## ખબરનો કાગળ,

૧—અમુક માલ દીલ્લીથી કલકતે મોકલવામાં આવેલો તે માલનો કબજો લેવાના કારણસર રેલવેની પહોંચ અથવા બીલ ઓફ લેડીંગ જુઠુ બનાવેલુ છે એવા આરોપની એક સખસની તપાસ ચાલતી હતી તેમાં દીલ્લીથી માલ મોકલનારે કલકત્તામાં પોતાના ભાગીયાને કાગળ લખી આપીને તે માલ રવાને કરેલો છે તેથી તે કાગળ સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૩૨ ની રકમ ૨ પ્રમાણે પુરાવમાં રજુ કરવામાં આવ્યો. પરંતુ કોર્ટે તે પુરાવમાં દાખલ કરવાની ના કહી અને એવો શક રાખેલો છે કે સદરહુ કલમમાં બતાવેલા દાખલાઓમાં તેનો સમાસ થાય છે કે નહીં ૯ બંગાળા લો. રી. ૪૨.

## જ.

## જમાંબંદી અને જમાં વસુલ બાકીના કાગળો.

૧—જમાંબંદીના કાગળો ફકત પ્રત્યંતરી પુરાવ તરીકે ઉપયોગમાં લેઈ શકાય છે. ૬ બં. લો. રી. ૬૨—૧૪ વી. રી. ૪૭૪–૮ વી. રી. ૪૬૪.

૨—હરકોઇ તકરારી હકીકત વીશે સ્વતંત્ર પુરાવ તરીકે જમાબંદીના કાગળો ગણી શકાતા નથી. ૯ વી. રી. ૪૫૧—૧ વાવ્ય પ્રાંત. ૧૪.

૩—જમાંબંદી પ્રમાણે ચાલવામાં આવેલુ નથી એમ બતાવવામાં આવેલુ હોય તો

જમાબંદીના કાગળોમાં સાંથનો જે દર બતાવેલો હોય તે દરથી સાંથ લેવાના દાવામાં બીજા પુરાવ સીવાય પુષ્ટી કરવાને જમાંબંદીના કાગળો તે બસ પુરાવ નથી. ૨ વાવ્યપ્રાંતર.

૪—જમાબંદીના કાગળો ભરૂસો રાખવા લાયક નથી. એમ બતાવવાને પુરાવ રજુ કરવામાં ના આવે તો તેમાં બતાવેલી રકમો આપવાને કબજાવાળા ગીરેદારને ફરજ પાડી શકાયછે તે વીશે તે કાગળો પુરાવ તરીકે ગણી શકાય છે. ૨ આગ્રા ૨૧૦.

૫—જો એમ બતાવવામાં આવે કે જમીનના માલેકે અથવા તેના એજંટે જમાબંદીના કાગળોમાં બતાવેલી સાંથ કરતાં ખરી રીતે ઓછી સાંથ લીધી છે તો જમાબંદીના ફકત જે દાખલ કરવામાં આવેલુ હોય તે જો કે અગત્યનો પુરાવ છે તોપણ વધારે દરનું સાંથનું હુકમનામુ બ્યાજબી રાહે કરવાને તે બસ નથી. ૧ આગ્રા ૯૫.

૬—જમીનદારની નીંઘેબાની નીચે પટવારીએ જમાંબંદીના જે કાગળો ફાઈલ કરેલા હોય તે કાગળો મીલકતના નફાના પ્રથમ દર્શનીક પુરાવ તરીકે કબુલ કરવાને કોર્ટોનો રીવાજ છે તોપણ કબજાવાળો ગીરો રાખનાર એમ બતાવી શકેછે કે તેમાં દાખલ કરેલી રકમ યોગ્ય તતપરતાથી વસુલ થઇ શકતી નથી. ૨ વાવ્યપ્રાંત. ૨૧૭.

૭—સાંથ લેવાને જે સખસ દાવો રાખતો હોય તે સખસના અમલદારોએ જે વરસની સાંથ માગેલી હોય તે વરસના જમાબંદીના કાગળો તૈયાર કરેલા હોય તો તે કાગળો તેઓએ જે સાંથ બતાવી હોય તે વીશેના હકકનો પુરાવ નથી. તોપણ પટવારીએ પ્રથમના વારસોમાં જે રકમો વસુલ કરેલી તે વીશેની સાહેદી આપેલી હોય અને તેને પ્રથમના વરસોમાં વસુલ થએલી રકમોથી પુષ્ટી થએલી હોય તો તે સાહેદી તે દાવા સંબંધી નીશ્ચેકારક પુરાવ છે. ૨૦ વી. રી. ૧૪૨-૨૨ વી. રી. ૨૫૬.

૮—બટવારા પ્રોસીડીંગમાં જે સાંથે રાખનાર અવસ્યે કરીને પ્રોસીડીંગ ના હોય તો તેના વીરૂદ્ધ ચડેલી સાંથના દાવામાં તે પ્રોસીડીંગમાં માલેકે ફાઇલ કરેલા જમાબંધીના કાગળો પુરાવમાં ઉપયોગમાં લેઇ શકતા નથી. ૧૦ વી. રી. ૧૭૧.

૯—જમા વસુલ બાકીના કાગળોને પુરાવ તરીકે ઉપયોગ કરવા વીશે વીચાર કરવામાં આવેલો છે. ૭. લો. રી. ૮ કલકતા. ૯૨૬-૫વી. રી. ૨૪૨.

૧૦—જમા વસુલ બાકીના કાગળો જયાં સુધી તેના સાચાપણા બાબત ફકત કલ્પના કરતાં વધારે પુરાવ આપવામાં આવે નહી ત્યાં સુધી પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૧ વી. રી. ૪૯.

૧૧—રીતસર ચોપડા રાખવામાં આવેલા છે એમ સાબેત કરવામાં આવે તે કરતાં વધારે કાંઇ જમાં વસુલ બાકીના કાગળો ગણવા નહી જોઈએ. અને સને ૧૮૫૫ ના આકટ ૨ ની કલમ ૪૩ પ્રમાણે તે ફકત પત્યંતરી પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે અને તેમાં કહેલી બાબત વીશે સ્વતંત્ર પુરાવ નથી. ૮ વી. રી. ૨૮૦.

૧૨—જમાં વસુલ બાકીના કાગળો વધારેમાં વધારે પત્યંતરી પુરાવ છે અને સ્વતંત્ર પુરાવ નથી. તે કાગળો સને ૧૮૫૫ના આકટ ૨ ની કા. ૪૩ના હેતુ પ્રમાણે બુક તરીકે અથવા કામ ચાલતાની દરમીઆનમાં રીતસર રાખેલા તરીકે ગણી શકાય છે કે નહી તે એક સવાલ છે. ૧૦ વી. રી. ૨૯૧.

૧૩—જમાં વસુલ બાકીના કાગળો પત્યંતરી પુરાવ તરીકે સને ૧૮૫૫ના આકટ ૨ની

કા. ૪૩ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે કે નહી તે શક ભરેલુ છે. ૮ વી. રી. ૩૨૮.

૧૪—પુરાવ આકટની કા. ૩૪ પ્રમાણે જમા વસુલ બાકીના કાગળોનું પત્યંતરી પુરાવ તરીકે વજન થાય છે અને તે શીવાય કાંઇ થતુ નથી. ૧૦ કલકતા લો. રી. ૫૪૫.

૧૫—ઠરાવેલુ છે કે જમા વસુલ બાકી અને પેસગી કાગળો જો કે સાંથે રાખનારાઓના વીરૂદ્ધ પત્યંતરી પુરાવ તરીકે ગણી શકાય છે તોપણ વીરૂદ્ધ હક્કવાળા પક્ષકારની વીરૂદ્ધ તેમ ગણી શકાતા નથી. ૧૧ વી. રી. ૧૬૫.

૧૬—જમાવસુલ બાકીના કાગળોમાં સાંથની જે વસુલ બાકી બતાવેલી હોય તે બાબત સ્વતંત્ર પુરાવ નથી. પરંતુ જે સખસે સાંથ લેઇને તે કાગળો તૈયાર કરેલા હોય તે સખસ સાંથ કેટલી લેવા લાયક છે તે વીશે સાહેદી આપે તે વખતે તે કાગળો ઉપરથી પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે. ઇ. લો. રી. ૧૦ ક. લો. રી. ૨૪૮.

૧૭—સાંથ વધારે લેવાના દાવામાં વસુલ કરવાનો હીસાબ અથવા જમા વસુલ બાકીના કાગળો આમળ જે દાવામાં પ્રતીવાદીઓ પક્ષકાર નહી હતા તે દાવામાં વાદીની જગોએ પુર્વે થઇ ગએલા સખસે ઘણા વરસો ઉપર ફાઇલ કરેલા તો તે કાંઈ તેમાં બતાવેલા દરથી સાંથ આપવાની શરતથી પ્રા. ની જગોએ પુર્વે થઈ ગએલા સખસે જમીન રાખી હતી એવો કાંઈ વાદી તરફનો પુરાવ થતો નથી. ૭ વી. રી. ૫૩૩.

૧૮—વધારે સાંથ લેવાના દાવામાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ રજુ કરાવવાથી જમીનદારે જમાં વસુલ બાકીના કાગળો રજુ કરેલા હોય તોતે ફકત પત્યંતરી પુરાવ નથી. પરંતુ સને ૧૮૫૯ ના આકટ ૧૦ની કા. ૪ પ્રમાણે પ્રતીવાદી વીરૂદ્ધ તે કલમમાં બતાવેલુ અનુમાન રદ કરવાને પાકો અને પુકત પુરાવ છે. ૧૦ વી. રી. ૧૫૩.

૧૯—ઠરાવેલુ છે કે સને ૧૮૭૨ના આકટ ૧ ની કા. ૩૪ પ્રમાણે દાખલ કરવા લાયક દસ્તાવેજો કોઈ સખસના ઉપર જવાબદારી ઠરાવવાને ફકત બસનથી તો પણ સાથે રાખનારની સાંથ વધારે લેવાના દાવામાં વીસ વરસ સુધી એક સરખી રીતે સાંથ આપેલી હોય તે ઉપરથી થતુ અનુમાન રદ થાય તેવી સાંથે આપવાની સાધારણ જવાબદારીની માફી છે એવા દાવા વીશે તે બસ જવાબ છે એમ ઠરાવેલુ છે. ૨૨ વી. રી. ૫૪૯.

## ૯.

## દસ્તાવેજમાં લખેલો મજકુર.

૧—એકાદા "દીડ" માં અથવા બીજા દસ્તાવેજમાં જે મજકુર લખવામાં આવેલો હોય તે લખનાર વીરૂદ્ધ કેટલાક કામોમાં નીશ્ચય કારક પુરાવ છે અને તમામ કામોમાં ફકત પુરાવ છે અને હકીકત પ્રમાણે તે ઉપર થોડુ અથવા ઘણું વજન રહેછે અથવા થોડો અગર ઘણો નીશ્ચયકારક છે. જે પક્ષકારો જેમ વીચારીને બીજી હકીકત કહે અને હમેશાં તે તેમના વીરૂધ થાય છે તેગજ દસ્તાવેજનો મજકુર વીચારીને લખેલો હોય તો, તેગના વીરૂધ થાય છે. પરંતુ જેમ બીજી કાંઇ હકીકત ત્રાહીતના વીરૂધ થાય છે તે કરતાં તે મજકુર ત્રાહીત વીરૂધ થતો નથી. ઈ. લો. રી. ૬ કા. ૨૬૮, ૭ કા. લા. રી. ૬,૪ બં. લા. રી. ૫૪, ૧ બં. લા. રી. ૯૨.

૨—એક દસ્તાવેજમાં કરજ કાહાડવાની જરૂર છે એવુ લખેલુ હોય તો તે કરજ સગીરને અથવા ભજીયારા કુટંબના અંગભુતને બંધનકારક થવાને તે મજકુર એવો કાંઇક પુરાવ થાય છે કે તે લખેલા મજકુરની હકીકત તે વ્યવહાર કરનાર પક્ષકારોના મનમાં હતી. માટે તેવો કાંઈ મજકુર લખેલો ના હોય તો તેવી કાયદેસર જરૂરી હતી તે સાબેત

કરવાનો બોજો કયા પક્ષકારને સીર નાંખવો તે વીશે વધારે મુશકેલ થાય છે. પરંતુ આવો મજકુર તે મજકુરવાળી હકીકત સાબેત કરવાને બસ નથી. ઈ. લા. રી. ૫ કા. ૩૬૩, ૫ કા. લા. રી. ૩૭૪, ૫ વી. રી. ૨૪૪, ૧ વી. રી. ૧૪૪.

૩—મરનાર ધણીની મીલકત એક હીંદુ વીધવાએ વેચેલી તેથી વેચાણખતમાં એવો મજકુર લખવામાં આવેલો કે ધણીનુ કરજ વાળવાને તે મીલકત વેચવાની જરૂર છે તો તેથી તેવી જરૂર હતી એવો કાંઈ પુરાવ થતો નથી. ૩ બં લા. રી. ૫૭, ૧૨ વી. રી. ૪૭, ૧૩ મુર્સ ઇ. અપીલ્સ. ૨૦૯, ૪ બં. લા. રી. ૧૮૮, ૧૨ વી. રી. ૪૭૮.

૪—એક હીંદુ વીધવાએ નાણાં કરજે લીધેલાં તે બાબતના ખતમાં એવો મજકુર લખવામાં આવેલો કે આ ખત મારા ધણીનુ શ્રાદ્ધ કરવાને સારૂ લખી આપવામાં આવેલુ છે તો તે મજકુર તેણીના વારસો વીરૂધ અથવા તે મીલકત ઉપર જવાબદારી ઠરાવવાના દાવામાં કાંઈ પુરાવ નથી. ૯ વી. રી. ૨૮૫.

૫—એક દસ્તાવેજમાં એવો મચકુર લખ્યો હોય કે અમુક પક્ષકારનો કબજો છે તો તે પક્ષકારના કબજાના પુરાવના આધારથી જે હકીકત શાબેત કરવાની હોય: તે હકીકત શાબેત કરવાને તે મચકુર બસ નથી. ૧૧ વી. રી. ૨૯૮.

૬—સને ૧૮૬૨ માં વાજબુલઅર્જ તૈયાર કરવામાં આવેલુ તેમાં સને ૧૮૪૪ ના જુના ગીરોખતના ઠરાવનો મચકુર લખેલો હતો. તો તે વાજબુલ અર્જના શબ્દો ઉપરથી કાંઇ નવો કરાર તરીકે થતો નથી. પરંતુ ફકત જે હક્ક હોય તે લખી બતાવવામાં આવેલો હોય છે અને તેથી ગીરો આપનારનો જે ગીરો છોડાવવાનો દાવો છે તેને પ્રતીબંધ થતો નથી. ૩ આગ્રા. ૧૫૦.

૭—બે અવીભકત ભાઈઓમાંના એક ભાઇએ એક ત્રીજા પક્ષકારને એક ગીરો ખત લખી આપેલું તેમાં એવો મચકુર લખેલો છે કે માહારી તથા મારા ભાઈઓની વચ્ચમાં વહેંચણ થએલી છે તો તે મચકુર તેના ભાઇ તથા તેના વારસો વીરૂદ્ધ પુરાવ થતો નથી. ૧ મુંબાઇ ૩૧.

૮—કલકતા ગંધેની એક જમીનના વેચાણ ખતમાં એવો મચકુર લખેલો છે કે તે વેચનારનો વારસાની મીલકત તરીકે સારો હક્ક છે તે હક્ક વેચવામાં આવેલો છે. પછી તે વેચનારી વીધવાએ ખરીદ કરનારના વારસો ઉપર મેહેરનો દાવો કર્યો, તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીઓએ ફકત સાદો હક્ક વેચેલો છે એમ શાબેત કરવાને અટકાવ થાય એવો વાદી તથા પ્રતીવાદી વચ્ચે જો કે કાંઈ પ્રતીબંધ થતો નથી તો પણ ખરીદ કરનારે તે મીલકત વારસાની છે એમ ગણીને ખરીદ કરીછે અને તે પ્રમાણે તેની કીમત આપેલી છે તો સદરહુ મચકુર તે ખરીદદાર અને તેની તરફથી દાવો રાખનાર વીરૂદ્ધ પ્રથમ દર્શનીક પુરાવ થાય છે. કારણ કે તે પક્ષકારોની વર્તણુંકથી એક કબુલત છે તેથી તેમના વીરૂદ્ધ પુરાવ થાય છે. ઈ. લો. રી. ૬ કલકતા ૭૯૪–૮ કલકતા લો. રી. ૭૬.

૯ હીંદુસ્તાનમાં ચાલુ રીવાજ છે તે પ્રમાણે સમાધાનના દસ્તાવેજમાં અવેજના નાણાં આપ્યાની હકીકત લખેલી હોય તો તે આપ્યાનો તે મચકુર નીસ્ચેકારક પુરાવ નથી. ૬ વી. રી. ૫૫–૩ મુર ઇંડીયન અપીલ્સ ૩૪૭.

૧૦—ધણીએ પોતાની ઓરતની મીલકત પટે આપી હતી અને તે પટામાં એવો મચકુર લખ્યો હતો કે તેણીનું સાધારણ કામ કરવાને મુખત્યારનામાથી મને અખત્યાર છે તોતે મચ-

કુર તેવુ મુખત્યારનામું છે એ બાબતમાં તે ઓરતના વીરૂદ્ધ પુરાવ થતો નથી. માર્સ ૭૭૩, ૨ હે. ૪૪૬.

૧૧—એક વીલમાં એવો મચકુર લખેલો કે મુખત્યારનામુ છે તો અખત્યાર છે તે બાબતમાં તે મચકુર બસ પુરાવ નથી કારણ કે તેવો અખત્યાર છે તે બાબતનો કાંઇ પુરાવ નથી. અગર એવી કાંઈ હકીકત નથી કે જે ઉપરથી તેવો અખત્યાર છે એમ કોર્ટ અનુમાન કરી શકે. ૫ વી. રી. ૬૧–૧ મું ૨ ઇંડીયન અપીલ્સ. ૪૯૪.

૧૨—એક વીલમાં સાધારણ રીતે નાની વયના છોકરાની ઉમર લખેલી હોય તો તે છોકરાંની બરોબર ઉમર વીશે તે વીલનો મચકુર કાંઇ પુરાવ નથી. ૮ વી. રી. ૭૭૧.

૧૩—એક વીલમાં વસીયત કરનારની મીલકતની કીમત બતાવેલી હતી તો તે કાંઇ કીમત બાબતનો પુરાવ નથી. એક ભાઈએ સને ૧૮૬૮ માં પોતાના હીસ્સાના અવેજમાં અમુક નાણાની રકમ કબુલ કરી હોય તો, જેથી જો કે તે વરસમાં વડીલોપાર્જીત મીલકતની કેટલીક કીમત હતી. તે વીશેનો તે પુરાવ થઈ શકે છે. તો પણ સને ૧૮૭૬. માં તે મીલકતની કીમત કેટલી હતી તે બતાવવાનો તે કાંઈ પુરાવ નથી. ઇ. લો. રી. ૧ મુ. ૫૬૧.

૧૪—મરનાર જમીનદારના દીકરા अ એ પોતાના ભાઈ ब તથા क જે તેની વીધવા હતી તેના ઉપર જે જમીનદારી વહેંચણ કરવા લાયક નહી હતી તે જમીનદારીનો કબજો લેવાને દાવો કર્યો. अ અનૌરસ છે એવુ સાબેત કરવાને સારૂ સને ૧૮૭૧ માં क એ જીલ્લાના કલેકટરને બે અરજીઓ ઉપર સહીઓ કરી તેમાં એવું બતાવેલુ કે अની મા રાખેલી ઓરત છે તે મોકલવામાં આવેલી. તે क એ પ્રાઇલ કરી. क ને સાક્ષી તરીકે તપાસવામાં આવી નથી. તેમાં ઠરાવ્યું છે કે તે અરજીઓનો મચકુર તે કાંઇ પુરાવ નથી. પરંતુ તે અરજીઓમાં જે ફરીયાદ કરેલી છે તે ફરીઆદ કરવામાં આવી હતી એમ બતાવવાને તે અરજીઓજ પુરાવ છે. ઇ. લો. રી. ૧૦ મદ્રાસ ૩૩૪.

## દસ્તાવેજો પરચુરણ.

૧—એક સહી વગરના કાગળનો મચકુર એક સખસે કબુલ કરેલો તેમાં તે કાગળમાં બતાવેલી રકમ તેને દેવીછે એમ કબુલ કરવામાં આવેલુ તો તે કબુલતથી કબુલ કરેલુ લેહેણું વસુલ કરવાના દાવામાં તે કાગળ કબુલત તરીકે પુરાવમાં દાખલ કરવામાં આવ્યો છે. ૧ મુર ઇંડીયન અપીલ્સ ૪૬૧. ૫ વી. રી. ૫૮.

૨—બતાવેલા વરસોમાં અમુક જમીન ઉપરના હકકો વીશેનો દફતરમાં દાખલો હોય છે તે કરતાં બંદોબસ્તના કાગળો કાંઇ વધારે નથી અને તેથી તે હકક શરૂ થયાનો અથવા અમુક વખતે સાંથ ઠરાવ્યાનો તેનો કોઈ અર્થ થતો નથી. ૪ વી. રી. ૪૩.

૩—કાનુગોના કાગળો તથા સેટલમેંટ ઓફીસરનું પ્રોસીડીંગ તે પરગણાના દર, માપણીનું ધોરણ અને તેવીજ બાબતોના સ્વાલમાં સારો પુરાવ છે. ૨ વી. રી. ૧૩.

૪—કાનુગોના કાગળો રૈયતે સાંથ શા દરથી આપેલી તે બાબતમાં જમીનદાર તરફથી ક્યારે અને કેટલે દરજ્જે પુરાવમાં દાખલ કરવા લાયક છે તે બતાવેલુ છે. ૭ વી. રી. ૫૩૩.

૫—જુના કાનુગોના કાગળો તે શા છે અને યોગ્ય કબજામાંથી આવેલા છે તેવું બતાવવાને કાંઈ પુરાવ ના હોય તો તે પુરાવમાં લેઈ શકાતા નથી, કોઇ પક્ષકારના વીરૂદ્ધ તે પુરાવમાં દાખલ કરતાં પહેલાં એમ બતાવવું જોઇએ કે તેના વીરૂદ્ધ તેનો કેવી રીતે ઉપયોગ કરવામાં આવ્યો. ૮ વી. રી. ૫૭.

૬—વસુલના કાગળો તે કાંઇ પુરાવ નથી. પણ જ્યારે તે કાગળો પ્રમાણે વસુલ કરનાર સખસે તે રજુ કરેલા હોય અને તે ફક્ત પોતાની યાદ દાસ્ત તાજી કરવાને તેનો ઉપયોગ કરતો હોય તોજ ફક્ત તે કાગળો ઉપયોગમાં આવી શકે છે. ૪. લો. રી. ૧૧ કલકતા ૪૦૭.

૭—હુમલ્લો કરવાથી નુકશાની લેવાના દાવામાં પ્રતીવાદીને ફોજદારી કોર્ટમાં પ્રથમ ગુન્હેગાર ઠરાવેલો હોય તો તે હુમલ્લાનો કાંઈ પુરાવ નથી. હુમલ્લો કર્યા વીશે દીવાનીકોર્ટે તપાસ કરવી જોઈએ. ૨બં. લો. રી. ૩૧-૧૨ વી. રી. ૪૭૭.

૮—ફોજદારી કોર્ટમાં ગુન્હો કબુલ કર્યો હોય તો તે દીવાની કામમાં પુરાવ ગણી શકાય છે. પણ ગુન્હાની સાબેતીનો ઠરાવ દીવાની કામમાં પુરાવ ગણી શકાતો નથી. ૧૦ વી. રી. ૫૬.

૯—ફોજદારી કોર્ટનુ પ્રોસીડીંગ તે પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી માટે દીવાની કોર્ટ હકીકત વીશે તપાસ કરી ઠરાવ કરવાને પોતે બંધાએલી છે. ૯ વી રી. ૭૭.

૧૦—એક પટનીદાર પાસેથી ચડેલી સાંથ લેવાના દાવામાં વાદીએ કહેલુ કે પ્રતીવાદીએ પોતાના ઘરમાં ડાકાઇટી થઈ એવું કહ્યું તે ઉપરથી વાદીએ કહ્યુંછે કે મેં તેણીને તે કામબંધ પાડવા દીધુ હતુ. પરંતુ હાઈકોર્ટના ફેંસલા ઉપરથી એમ માલમ પડેછે કે ડાકાઇટી થએલી નથી. માટે તેણે તમામ સાંથ લેવાને દાવો કરેલો છે, તેમાં ઠરાવ્યું છે કે વાદીની હકીકતનું સાચાપણું નકકી કરવાના હેતુથી હાઈકોર્ટનો ફેંસલો દાખલ કરવા લાયક છે. ૯ વી. રી. ૨૪૬.

૧૧—નોટોની ચોરી જે કહેવામાં આવી છે તે સબંધી ફોજદારી કોર્ટનો ઠરાવ તે નોટોના માલેકપણા વીશે પુરાવ નથી. ૩ બં. લો. રી. ૨.

૧૨—ઠરાવેલુ છે કે સને ૧૮૪૦ ના આ. ૪ પ્રમાણેનું પ્રોસીડીંગ પુરાવ તરીકે જડજ રદ કરે તે વ્યાજબી છે. ૧૪ વી. રી.૪૯૩.

૧૩—ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કા. ૩૧૮ પ્રમાણે જે દસ્તાવેજો દાખલ કરેલા હોય તે ડીપોટી કલેકટરની રૂબરૂના દાવામાં પુરાવ તરીકે કબુલ થઇ શકતા નથી. ૧૧ વી. રી. ૧૭૧.

૧૪—મરનાર સખસે કહેલી હકીકત લખેલી હોય તો તે લખી હકીકત જે નીયમથી દાખલ કરવામાં આવેછે તે નીયમ એવો છે કે તે શુદ્ધ બુદ્ધીથી કહેલી હતી એમ ધારવાને કાંઇ હકીકત છે કે નહીં અને તેમાં કહેલી હકીકત સાચી છે કે નહીં અને જો તમામ હકીકત તે લખનારના હીત વીરૂદ્ધ અગર માલકીના હક્ક વીરૂદ્ધ હોય તો તેના જે ભાગ તેના ફાયદાના હોય તે રદ થઇ શકતા નથી. પ્રથમના દાવામાં લીધેલા સાક્ષીઓની જુબાનીયો જો તે સાક્ષીઓ હયાત હોય અને તેઓની મુખજુબાનીથી સાહેદી લેઈ શકાતી હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૨ બં. લો. રી. ૪-૩ આગ્રા ૩૧૧.

૧૫—કમીશન પાછું મોકલવાને આપેલી મુદત જે દીવસે પુરી થતી હોય તે દીવસે કમીશનરે સાક્ષીઓની સાહેદી લીધી હોય તો તે સાક્ષીઓની જુબાની પુરાવમાં દાખલ કરવા લાયક નથી એમ ઠરાવેલુ છે. ૧૪ વી. રી. ૧૭.

૧૬—અમુક દસ્તાવેજ અમુક પ્રકારનો અને અમુક તારીખનો અમુક દીવસે પોતાના કબજામાં હતો તે કહી શકવાને સાક્ષી પોતાની પોહોંચની ચોપડીયો જોઇ શકતો નથી. પ્રતીવાદીએ પોતાના દાવાવાળા હક્ક સબંધીના દ-

સ્તાવેજોની પોંહોચ આપેલી હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક છે, કારણુ કે તે તેની સહીવાળી કબુલત જેવી છે. કોરીટન ૧૪૮.

૧૭—સાંથ વધારે લેવાના દાવામાં વાદીએ બીજા કારણની સાથે એવી તકરાર કરી છે કે જમીનની નીપજની કીમત વધેલી હતી અને ખેડુત વર્ગના સાક્ષીઓને તેણે બોલાવેલા છે અને તે સાક્ષીઓએ પોતાના યાદદાસ્ત ઉપરથી તે જગોએ કેટલાંક વરસોથી કેટલીક કીમત ચાલે છે તે વીશે કહેલું છે. તેમાં ઠરાવેલું છે કે તે પુરાવ લગતો છે અને તે વીચારમાં લેવા લાયક છે. ઇ. લો. રી. ૭ કલકતા ૨૬૩-૮ ક. લો. રી ૪૪૯.

૧૮—સને ૧૮૫૫ ના આકટ ૨ જા ની કા. ૪ પ્રમાણે કોર્ટનો પોતાનો અમલદાર નાજરે લખેલી હકીકત જોઈને દાખલ કરેલી દરખાસ્ત પ્રમાણે વારંટ કહાડવામાં આવેલુ છે એવો ઠરાવ કરવાનો હક છે. ૮ વી.રી. ૨૭૬.

૧૯—સરકારી ગેઝીટમાં વેચાણની એક જાહેરખબર છે અને તે વેચાણીની સરતોની મતલબ માસ્તરના નામથી માસ્તરની ઓફીસમાંથી તે એક છાપેલો કાગળ કાહાડવામાં આવેલો છે તે વેચાણ ખતની સરતો ખરી રીતે કેવી છે તે શાબેત કરવાને પુરાવમાં દાખલ કરવામાં આવેલો છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૫૦.

૨૦—અમુક દસ્કત જુઠા બનાવટના છે એ વીશે પુરાવ ગુજારી શકાતો હોય તેમ છતાં તે ગુજારવામાં આવેલો ના હોય અને જડજ બીજા દસ્કતની સાથે મુકાબલો કરી એમ ઠરાવે કે તે જુઠા બનાવટના છે તો તે ઠરાવ મંજુર રાખી શકાતો નથી. ૮ બં. લો. રી. ૪૯૦-૧૬ વી. રી. ૧૬.

૨૧—એક હક ઠરાવવાના તથા કબજો કાયમ રાખવાના દાવામાં વાદીએ પ્રથમના જમીનદારનો પોતાના હુકમનામાની બજાવણીમાં હક છે એવો દાવો રાખ્યો એવું બતાવીને કે તે મીલકતની ખાસ જમીનના ભાગ તરીકે તે જમીન છે અને પ્રતીવાદીએ એવો દાવો રાખેલો છે કે તે જમીનદાર પાસેથી લીધેલા મોરાસી હકના ભાગ તરીકે તે જમીન છે, તેમાં ઠરાવેલુ છે કે વાદીએ ફાઈલ કરેલી સહીવાળી કબુલતો જો કે તે વાદી તથા જમીનના સાંથે રાખનારાઓની વચ્ચે સારો પુરાવ છે તો પણ તે ત્રીજા પક્ષકારની બાબતમાં જ્યાં સુધી સાંથે રાખનારાઓ ગેરહાજર હોય અને તેમને તપાસી શકાતા ના હોય ત્યાં સુધી સારો પુરાવ ગણી શકાતો નથી. ૧૧ વી. રી. ૧૬૫.

૨૨—સાક્ષીઓ લેવાના કમીશન ઉપર રીતસર કરેલુ રીટર્ણ બરોબર નથી એમ બતાવવાને જડજ તરફનો કાગળ પુરાવમાં આપી શકાતો નથી. ૧ કલકતા લો. રી. ૨૧-૨૩૯.

૨૩—એક મજીયારા હીંદુ કુટંબના અંગભુત ર ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી પ્રતીવાદીએ અમુક મજીયારી મીલકત ખરીદ કરેલી છે તે હુકમનામુ તે અંગભુતના અલાયદા દેવા બાબતનુ છે. પછી તે મજીયારી મીલકતનો કબજો લેવાને તે કુટંબના એક અંગભુતે દાવો કર્યો. તેમાં તે કુટંબના કર્તા બ તથા તકરારી મીલકત પોતાની જુદી છે તે પ્રમાણે રએ ખરીદ કરેલી તે રની વચ્ચમાંના કાગળો પ્રતીવાદી વિરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧૨ કલકતા. લો. રી. ૩૧૭-૧૯ વી. રી. ૩૫૬.

૨૪—ચંચળ અનુભવવાળા દલાલે અમુક તારીખે બજાર ભાવ શો હતો તે બાબતનો દાખલો બતાવેલો હોય અને તે પુરાવમાં કોર્ટની રૂબરૂ હોય તો તે તારીખે બજારની સ્થીતી કેવી હતી તે વીશે પુરાવમાં દાખલ

કરવા લાયક છે. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૫૯૫.

૨૫—મુસલમાન ધણી ધણીયાણીએ બંગાળાના સને ૧૮૭૬ ના આકટ ૧ લા સાથે જોડેલા અ પ્રસીષ્ટમાં ઠરાવેલા નમુના પ્રમાણે પોતાનુ લગન એક ખાસ સરત તરીકે રજીસ્ટર કરાવેલું હતું તે શરત એવી હતી કે તેમાં બતાવેલી હકીકત હોય તો ઓરત ધણી સાથે છેડો છુટકો કરે તે હકીકત બની અને ઓરત તે છેડો છુટકો કર્યો. તેમાં લગનનો હક્ક પાછો લેવાના દાવામાં ઠરાવવામાં આવેલુ છે કે તે આકટના ઠરાવ પ્રમાણે તે ખાસ સરત રજીસ્ટરમાં દાખલ કરવાને મુસલમાન રજીસ્ટ્રારની ફરજ હતી માટે તે રજીસ્ટરમાં બતાવેલી હકીકત વીશે તે રજીસ્ટરની નકલ કાયદેસર પુરાવ છે. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૬૦૭.

૨૬—પ્રતીવાદીઓ હોંગકોંગ તથા મુંબાઇની વચ્ચમાં માલ લઇ જનાર તથા લાવનાર તરીકેનુ કામ કરનાર છે અને તેમણે પોતાના બીલ ઓફ લેડીંગની સાથે એક એવી શરત જોડી છે કે તે માલ જોઇતી રીતે બંધ કરવામાં આવે નહી તે ઉપરથી માલને જે નુકશાન થાય તે નુકશાન બાબત અમે જવાબદાર નથી. વાદીઓ કેટલાક માલનાં પડીકાં વાળી પ્રતીવાદીની એક આગબોટમાં હોંગકોંગથી મુંબાઇ લેઇ જવાને ચડાવ્યો અને તે મુંબાઇ લેઈ જવાને જેવી રીતનાં પડીકાં વાળવામાં આવેછે તેવી સાધારણ રીતનાં પડીકાં વાળી તે ચડાવેલો હતો પછી તે પડીકાંને થએલુ નુકશાન લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવેલુ છે કે તે પડીકાં જોઇતી રીતે બંધ કરવામાં આવેલા નહી એવા જે શબ્દો છે તેનો અર્થ સાધારણ રીતે કરવો જોઈએ નહી એવું બતાવવાને વેપારનો રીવાજ પુરાવમાં દાખલ કરવા લાયક છે પણ તેનો એવો અર્થ કરવો જોઇએ કે ચીનના વેપારના ખાસ રીવાજ પ્રમાણે તે જોઇતી રીતે બંધ કરેલો નથી. ૪ મુંબાઇ. ૧૬૯.

૨૭—હાયકોર્ટે ઠરાવ્યું છે કે મોંબદલો કરવાના પ્રોસીડીંગમાં કલેકટરની રૂબરૂ જે હકીકત કહેલી હોય તે હકીકત પુરાવ આકટની કા. ૮૦ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૨૫ વી. રી. ૧૩૪. જે સાક્ષીઓની સાહેદીઓ લખી લેવામાં આવેલી ના હોય પણ તે બાબત આસીસ્ટંટ કલેકટરે સાફ નહી તેવુ ટીપણ કરેલુ હોય તો તે કાયદા પ્રમાણે જોઇએ તેવો પુરાવ નથી. અને આવા પુરાવ ઉપરથી જે અભીપ્રાય થએલો હોય તે કાયદેસર રીતે બળવાન નથી. ૧૪ વી. રી. ૨૬૯.

૨૮—વેંહેચણુ થયા પછી માલેકે ફાળા પડતો સરકાર આકાર આપવા બાબતનો ફકત પુરાવ બટવારા કાગળો છે પણ તે કાગળો ખેડુતોનો કબજો કેટલો છે અથવા કેટલી ચડેલી બાકી છે અથવા શો દર છે અથવા કેટલી મુદતનો કબજો છે તે બતાવવાને તે કાંઈ પુરાવ નથી. ૧૦ વી. રી. ૧૯૭.

૨૯—જમીનદારોની વચ્ચે બટવારા હોય તે કોઈ રીતે રૈયતને બંધનકારક નથી અને જોટના કબજાના તથા સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કા. ૧૫ પ્રમાણે સંક્ષેપ ફેંસલો રદ કરવાના દાવામાં બટવારા ચીઠ્ઠાઓ કાંઇ પુરાવ નથી. ૨૧ વી. રી. ૧૨૯.

૩૦—બટવારા વખતે મીલકતમાં કઇ જમીન આવી ગએલી છે તે બતાવવાને સારૂ બટવારા કાગળો સારો પુરાવ છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૨૩૮.

૩૧—જમીનનો કબજો લેવાના દાવામાં જે માલેકોની મારફતે વાદી હક્કનો દાવો રાખતો હોય તે માલેકોની અરજીઓ કલેકટર તથા પ્રીનસીપાલ સદર અમીનને આપવામાં આવી હતી અને તેમાં મીલકત એક બીજા-

આપેલી છે અને છેવટનો જે માલેક ધારવામાં છે તે માલેકે વાદીને મીલકત આપેલી છે એવુ બતાવેલુ છે તે અરજીઓ દસ્તાવેજ રજુ કર્યા શીવાય અગર જે માલેકો કહેવામાં આવેલા હોય તે માલેકોનો મીલકતનો કબજો હતો એવો પુરાવ બતાવ્યા સીવાય પુરાવમાં રજુ કરવામાં આવી હતી. તેમાં ઠરાવ્યું છે કે તે અરજીઓ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. માર્સ ૭૫, ૧ હે. ૧૩૭, ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૯૭.

**૩૨**—એક પક્ષકારે પ્રતીજ્ઞાવાળી લખેલી હકીકત આપેલી હોય તો તેમાં કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૭ વી. રી. ૪૫૩.

**૩૩**—દીવાની કાયદો અમલમાં આવતા પહેલાં દાખલ થએલા દાવાઓમાં તકરારમાં જે હકીકત કહેવામાં આવેલી હોય તો તે હકીકતના પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી. ૨ મું. ૩૬૧.

**૩૪**—જુદી જુબાનીથી જેવો પરીણામ થાયછે તેવોજ પરીણામ જુદી લખેલી હકીકત ઉપરથી થાય છે પણ લખેલી હકીકત કાયદેસર પુરાવ નથી. ૧૨ વી. રી. ૩૯.

**૩૫**—એકાદા સાક્ષીએ અમુક પક્ષકારનો કબજો કહેલો હોય તો તે કહેવું તે પક્ષકારના કબજાની બાબતમાં કાયદા પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૪ બં. લો. રી. ૯૭-૧૩ વી. રી. ૪૨-૯ વી. રી. ૭૯.

**૩૬**—સને ૧૮૫૯ ના આકટ ૧૧ ની ક. ૧૯ પ્રમાણે જમીન ઉપરનો હક્ક રજીષ્ટર કરવામાં આવેલો હોય તો તેવો હક્ક છે એ વીશે તે કાંઈ પ્રથમ દર્શનીક પુરાવ નથી. ઇ. લો. રી. ૯ કલકતા. ૧૧૬-૧૨ ક. લો. રી. ૮૯.

**૩૭**—ચકરાંન જમીનના રજીસ્ટરો સરકારી દફતરના કાગળો છે અને તેમાં અમુક સેટલમેંટ કરતી વખતે જે ચકરાંન જમીન હતી તેની ખરી ઇઆદ છે. એમ ધારવામાં આવે છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૫૮.

**૩૮**—યોગ્ય રીતે રજીસ્ટર થએલું ખત દાવો કર્યા સીવાય અમલમાં લાવતાં પહેલા રજીસ્ટ્રારની સહી અથવા દસ્કત સાબેત કરવાની જરૂર નથી. જે ખતમાં રજીસ્ટર કરતી વખત વધારાના કરારનો સેરો કરવામાં આવેલો હોય તો તે એક દાખલો થાય છે અને રજીસ્ટરનો તે પ્રથમ દર્શનીક પુરાવ છે અને તે વધારાના કરાર સબંધી અને તેમજ તે દસ્તાવેજ સબંધી તે તેવો પુરાવ છે. ૫ વી. રી. ૧૪.

**૩૯**—ચડેલી સાંથ લેવાના દાવામાં સાંથનું પત્રક નીશ્ચેકારક પુરાવ તરીકે કબુલ કરવાનો નથી. ૨ આગ્રા ૨૫૩.

**૪૦**—પુરાવ આકટની ક. ૧૩ પ્રમાણે રસ્તાના જકાતના કાગળો પુરાવ છે. ૨૩ વી. રી. ૨૫૩.

**૪૧**—સને ૧૮૭૧ ના બંગાળાના આ. ૧૦ ના પ્રશીષ્ટ પ્રમાણે એક ભાગીયાએ રસ્તાના જકાતનું પત્રક કરેલુ હોય તે બીજા ભાગીયા વીરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૧૨ વી. રી. ૧૯૨.

**૪૨**—ચડેલી સાંથના દાવામાં ઠરાવવામાં આવ્યું છે કે સેટલમેંટના કાગળો ફકત પત્યતૃરી પુરાવ છે અને હકીકત પ્રમાણે દર વરસની સાંથ સાબેત કરવાને બસ નથી. ૯ વી. રી. ૨૩૯.

**૪૩**—એક સહદીરસેદારના રીપોર્ટ ઉપરથી તથા પટવારીના તથા કાનુગોના રીપોર્ટના આધારથી સેટલમેંટ ઓફીસરે જે હકીકત લખેલી હોય તે સરકારી અમલદારે તૈયાર કરેલા દાખલા માફક છે અને તેમાં લખેલી હકીકત બાબત તે દાખલ કરવા લાયક પુરાવ

છે. ૩ આગ્રા ૩૧૬.

૪૪—સેટલમેંટના પ્રોસીડીંગમાં યોગ્ય રીતે લખેલી હકીકત બાબત જે લખાણ કરવામાં આવેલું હોય તે જો કે વધારે બીજો ભરૂસો રાખવા લાયક પુરાવ મળી આવે તો તેથી રદ થઇ શકે છે તોપણ તે બાબત વીશે તે બેહુતો વીરૂદ્ધ પુરાવછે ૨ વાવ્યપ્રાંત ૩૫૪.

૪૫—કલેકટરે જે હુકમ કરેલો હોય અને તે લખી લેવામાં આવેલો હોય અને તે ખુલાસાવીના કોર્ટમાં રજુ કરવામાં આવે અને જડજ કબુલાતના પુરાવ તરીકે તેનો ઉપયોગ કરે તો તે બરોબર નથી. તેમ તે કલેકટરને બંધનકાર્ક નથી. ૨૪ વી. રી. ૨૭૯.

૪૬—અમુક સહી સાચી છે કે નહી તેનો વીચાર કરવામાં જે દસ્તાવેજ કોર્ટની રૂબરૂ ના હોય અગર જે દસ્તાવેજના સાચાપણા વીશે શક હોય તે દસ્તાવેજની સાથે તે સહી મુકાબલા કરવી નહી જોઇએ. ૧ મદ્રાસ ૧૬૪.

૪૭—કલકતાની સ્માલકાજ કોર્ટના હુકમનામાની રૂએ કરેલા દાવામાં કોર્ટના કલાર્કની સહીવાળી નકલ ઉપરથી એમ જણાતુ હોય કે અસલ હુકમનામા ઉપર જડજે સહી કરેલી છે તો તે હુકમનામુ સાબેત કરવાને તે નકલ બસછે. ૭ બં. લો. રી. ૬૧.

૪૮—કલકતાની સ્માલકાજ કોર્ટના સમન્સની બુક ઉપર કોર્ટમાં બીરાજનાર જડજે સહી કરેલી ના હોય તોપણ તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૬ બં. લો. રી. ૭૨૯.

૪૯—સ્માલકાજ કોર્ટના પ્રોસીડીંગના કાગળોના સત્યપણા વીશે કોર્ટમાં બીરાજનાર જડજે સહી કરેલી ના હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૬ બં. લા. રી. ૭૩૦.

૫૦—સરવેનું પ્રોસીડીંગ તે વખતે ચાલતાં કજીયા વીશે કરેલુ ના હોય તો તે ફકત પુરાવછે એટલુજ નહી પણ તે સાચુછે એમ અનુમાન કરવાનું છે. અને આવા કાગળોના પરતંત્ર પુરાવ તરીકે કોઇ નીયમ સ્પેસીયલ અપીલમાં હાઇકોર્ટ ઠરાવે તો તે હાઇકોર્ટના અખત્યાર ઉપરાંતનું છે. ૧૯ વી. રી. ૨૦૯.

૫૧—એકાદા પક્ષકારે ચીઠ્ઠાઓ રજુ કરીને તે ઉપર સાક્ષી કરવાને સાક્ષીને બોલાવ્યો. પરંતુ તે સાક્ષીએ સાક્ષી કરી નહી અને પક્ષકારે તે પ્રમાણે ફરજ પાડવાને કોર્ટને અરજ કરી નહી તો પછી તે ચીઠ્ઠાઓ સામા પક્ષકારની હરકત વીના નીની કોરટેમ દાખલ કર્યા હોય તો પણ તે કાંઇ કાયદેસર પુરાવ નથી. ૧૨ વી. રી. ૧૫.

૫૨—સને ૧૮૫૧ ના આકટ ૩ ની ક. ૫૮ પ્રમાણે સરકારી ચીઠ્ઠાઓ ચીતાગાંગમાં બનેલા કામોમાં પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે. ૧૦ વી. રી. ૦.

૫૩—જે ચીઠ્ઠાઓ વીશે ખુલાસો આપવામાં આવે અને તે યોગ્ય રીતે રજુ કરી પ્રતીત કરેલા હોય તો સીમાડાની તકરારોમાં હકક બાબત તે પુરાવ છે. ૧૧ વી. રી. ૩૫૦.

૫૪—બીજા દાવામાં સીમાડા વખતે જે ચીઠ્ઠા કરવામાં આવેલા હોય તે સીમાડાની તકરારના સવાલમાં હકકનો પુરાવ છે. ૧૫ વી. રી. ૪૪૪.

૫૫—બેઉ પક્ષકારોની રૂબરૂ પાછું લેવાના પ્રોસીડીંગમાં ચીઠ્ઠા તથા નુકશાન કરવામાં આવેલ હોય અને તે ઉપર પક્ષકારોએ સહીઓ કરી હોય તો તે કાયદાસર પુરાવ છે. ૧૯ વી. રી. ૩૦૯.

૫૬—સરવેની માપણીના ચીઠ્ઠા તથા ખેતરની બુકોની દાખલાવાળી નકલો દાખલ કરવા લાયક પુરાવ છે. ૮ વી. રી. ૧૬૭.

૫૭—વાદીએ અમુક જમીન માલ છે તેના પુરાવ તરીકે ચીઠ્ઠા રજુ કરેલા હતા. તેમાં

કરાવેલુ છે કે ગામના ગુમાસ્તાની જુબાની નથી એવું શાબેત થએલુ છે કે જે વખતે તે ગુમાસ્તો હતો તે વખતે તે ગામના ચીઠ્ઠાઓ તેની રૂબરૂ થએલા છે અને તે ચીઠ્ઠાઓની મદદથી ગામમાં માપણી ચાલેલી હતી એમ સાબેત કરવાને તે બસ છે. ૧૦ વી. રી. ૪૪૩.

૫૮—જમીનદારીની માપણીના કાગળો વહેચણને સારૂ તૈયાર કરવામાં આવેલા હોય તો પછી તે વહેંચણનો અમલ કરેલો ના હોય તોપણ તે જમીનદારીમાં શું આવી જાયછે તે બતાવવાને તે કાગળો હક્ક તરીકે પુરાવ છે. ૪ વી. રી. ૨૬.

૫૯—માપણીના કાગળો કેવી હકીકતથી કોના અખત્યારથી અને શા કારણસર તૈયાર કરવામાં આવેલા એ વીશે કાંઇ પુરાવ આપવામાં આવેલો ના હોય તો તે દાખલ કરવા લાયક પુરાવ નથી એમ ગણી શકાતું નથી. ૧૬ વી. રી. ૪.

૬૦—સરકારી માપણીની દરમીઆનમ રેવન્યુ અધીકારીએ જે ચીઠ્ઠા કરેલા હોય તે જેમ મેહેસુલ સબંધીની તજવીજમાં કરેલા હોય તેવા છે અને તે એક સરખા પુરાવમાં દાખલ કરવા લાયક છે અને અમુક પ્રોસીડીંગ ખાસ મીલકત સબંધી હોય તેથી સાર્વજનીક હીતની બાબતમાં સરકારી કાગળ તરીકેનું તેવું રૂપ છે, તે જઇ શકતું નથી. ૧૩ વી. રી. ૫૬–૨૪ વી. રી. ૪૧૦.

૬૧—એક તાલુકનો ભાગ નદીથી ધોવાઈ ગયાના કારણથી સાંથ બંધ પાડવાના દાવામાં સરકાર તથા તાલુકદારની વચ્ચમાં જમીનદારની જમીનદારીમાં સરકારના હીસ્સા સબંધી રેવન્યુ અધીકારીએ માપણીના કાગળો તઇયાર કર્યા હોય તે જમીનદાર વીરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. માર્સ. ૫૫૮. ૨ હે. ૬૬૪.

૬૨—લાઝીમાં અને ઠાકાના કાગળો કાયદેસર પુરાવ છે. ૧૦ વી. રી. ૩૪૩.

૬૩—મીલકતના માલેકો વીરૂદ્ધ દાકબસ્ત કાગળો પ્રથમ દર્શનીક પુરાવ છે. ૧૨ વી. રી. ૯૦.

૬૪—કોર્ટના ઇંટરપ્રીટરે એક દસ્તાવેજ તરજુમો કરેલો તે પ્રથમ દર્શનીક સાચો છે અને દસ્તાવેજમાં લખેલા મચકુરના પુરાવ તરીકે તે કબુલ કરવો જોઈએ. બર્ક. ૮. કોરીટન. ૯૪.

૬૫—જમીનદારના કાગળો ફાઇલ કરેલા હોય અગર ગુમાસ્તાએ તે ઉપર સહી કરેલી હોય તો તે જ્યાં સુધી જમા વસુલ બાકી અને તેવાજ કાગળો ઉપરથી જુદો જુદો દરમાલમ પડે છે એમ બતાવવામાં આવે નહી એટલુંજ નહી પણ રૈયતે જુદો જુદો દર આપેલો છે એવું બતાવવામાં આવે નહી ત્યાં સુધી તે નીશ્ચેકારક પુરાવ જુદા જુદા દર બાબતનો નથી. ૫ વી. રી. ૮૩.

૬૬—વાજીબુલઅર્જ કાયદા પ્રમાણે તૈયાર કરી તે ઉપર સાક્ષીઓ થએલી હોય તો તેમાં જે અગ્રક્રીયાધીકાર લખેલા હોય તે તે બાબતનો કાંઈ રીવાજ છે એ વીશેનો પ્રથમ દર્શનીક પુરાવ થાય છે. પરંતુ તે પુરાવ તે રીવાજ બાબત તકરાર કરનાર સખસ રદ્દ કરી શકે છે. જ્યારે આવા વાજીબુલઅર્જમાં ભાગીદારોની વચ્ચમાં કરારથી અગ્રક્રીયાધીકારનો હક્ક લખવામાં આવેલો હોય તો તે કરારના પુરાવ તરીકે તમામ પક્ષકારોને તથા તેમના વારસ વકીલોને બંધનકારક છે અને તેથી અનુમાન થાય છે કે તે લખવામાં તમામ ભાગીદારોએ કબુલત આપેલી છે અને જે કરાર બાબત તે પુરાવ થાય છે તે કરાર કબુલ કરનાર પક્ષકારો તે છે માટે જે ભાગીદારો તે કરાર ના કબુલ કરતો હોય

તેમને તે અનુમાન રદ કરવાનુ છે ઇ. લો. રી. ૨ અલ્હાબાદ ૮૭૬.

## દસ્તાવેજો જુના.

૧—જ્યારે દસ્તાવેજ એટલો બધો જુનો હોય કે જેથી તેના પક્ષકારો અને સાક્ષીઓ ઘણું કરીને મરણ પામેલા હોય અને તે લખી આપ્યા બાબતનો પુરાવ રજુ થઈ શકે તેવું ના હોય તો ઇંગ્લાંડમાં તેમજ આ દેશમાં એવો નીયમ છે કે જો તે ખરેખરો દસ્તાવેજ હોય તો સ્વભાવીક રીતે જેના કબજામાં રહેવો જોઇએ તેના કબજામાંથી તે આવેછે એવું બતાવવાની ફરજ તે દસ્તાવેજ ઉપર આધાર રાખનાર પક્ષકાર ઉપર પાડવી. ૧૦ વી. રી. ૧

૨—ત્રીશ વરસનો જુનો દસ્તાવેજ હોય અને તે વીશે કાંઇ પુરાવ ના હોય તો તે યોગ્ય કબજામાંથી આવેલો એમ સાબેત થતુ નથી. ૩ બંગાળા લો. રી. ૨૫૮.

૩—પુરાવ આકટની કલમ ૯૪ પ્રમાણે જે અનુમાન લાગુ કરવાનું છે તેમાં ત્રીસ વરસની મુદત ગણવાનીછે તે દસ્તાવેજ કોર્ટમાં ફાઇલ કર્યાની તારીખથી નહી પણ તે પુરાવમાં રજુ કરવામાં આવે તે તારીખથી ગણવી જોઇએ. પરંતુ તેનું સાચાપણું છે કે નહી એ વીશે પુરાવ લેવો પડેછે. ૬ કલકતા લો. રી. ૧૩૫.

૪—ત્રીસ વરસ કરતાં વધારે જુનો દસ્તાવેજ જે વખતે લખવામાં આવ્યો તે વખતે જે સાક્ષીઓ હાજર હોય તેમણે તે ઉપર રીતસર સાક્ષીઓ કરેલી જોઈએ એવી જરૂર નથી, તોપણ જે સખસ પોતાના કબજામાં તે દસ્તાવેજ યોગ્ય રીતે રાખે તે સખસના કબજામાંથી તે આવેલો છે એમ બતાવવું જોઇએ. ૨૪ વી.રી. ૪૨૮.

૫—આવા જુના દસ્તાવેજો જે પક્ષકાર રજુ કરે કે જે પ્રતક્ષ પુરાવથી સાબેત કરવા લાયક હોય નહી તો તે પક્ષકાર તે કોના કબજામાં હતા તે સાબેત કરવાને બંધાએલો છે. ૧૨ વી. રી. ૪૭૨—૨૧ વી. રી. ૧૯. અને જો બની શકે તો તે દસ્તાવેજ પ્રમાણે કૃત્યો કરવામાં આવેલાં છે તે સાબેત કરવું જોઇએ. ૨૧ વી. રી. ૨૭૯.

૬—ત્રીસ વરસ કરતાં વધારે જુના દસ્તાવેજો સબંધી જે એવો નીયમ છે તે સાબેત કરવાની જરૂર નથી. પણ તે એવી સરતની સાથે છે કે તે પ્રમાણે ચાલવામાં આવ્યું છે અગર તે એવી જગોએથી રજુ કરવામાં આવે છે કે તે પ્રમાણીક રીતે અને વ્યાજબી રાહે મેળવેલા છે. અને ઉપયોગને સારૂ સાચવી રાખેલા છે ને અપ્રમાણીક પણાનો કાંઈ અંદેશો રહેતો નથી. ૫ મું. ૧૩૫-૬ મું. ૯૦.

૭—જો કે જુના દસ્તાવેજો યોગ્ય કબજામાંથી રજુ કરવામાં આવેલાછે એવી સાબેતી સાથે પુરાવમાં દાખલ કરવા લાયક છે તોપણ દરેક કામમાં બાહારની હકીકત ઉપરથી જે પ્રત્યંતરી પુરાવ મળી આવે ત્યારે તે દાખલ કરતી વખતે તેના ઉપર આધાર રાખવો જોઇએ. ૯ કલકતા ૪૨૫.

૮—જડજની જ્યારે એવી ખાતરી થાય કે અમુક દસ્તાવેજ ત્રીસ વરસ કરતાં વધારે મુદતનો જુનો છે અને તે યોગ્ય કબજામાંથી રજુ થએલો છે તો એક નીયમ તરીકે તે જડજ તે લખી આપ્યા બાબતનો પુરાવ છોડી દેઈ શકે છે. ૪ મું. ૫૦.

૯—સ્વતંત્ર પુરાવ ઉપરથી એમ માલમ પડતુ હોય કે દાવો દાખલ કરતા પહેલાં લાંબી મુદતથી અમુક દસ્તાવેજછે અને વળી તે સાચો પણ છે તો તે ઉપર સાહેદીઓ કરનાર સાક્ષીઓની સાહેદી લેવાનો આગ્રહ

કરવાની જરૂર નથી. ૧૭ વી. રી. ૩૪૦-૧૮ વી. રી. ૩૧૫.

**૧૦**—ત્રીસ વરસ કરતાં વધારે જુનો દસ્તાવેજ હોય અને તે વીશે અપ્રમાણીકપણાનો કાંઇ અંદેશો ના હોય તો તે લખી આપ્યાનો અથવા તે ઉપર સહી કર્યાનો પુરાવ ના હોય તો પણ તે પુરાવમાં દાખલ થઇ શકે છે એવો જે ઇંગ્રેજી નીયમ છે તેનો આધાર જે કારણ ઉપર છે તે કારણ આ દેશમાં કમી વજન રાખવા લાયક છે કારણ કે તે જુઠો છે અગર બનાવટનો છે એવા કાંઈ પણ અંદેશા વીનાના કોઇ પુરાવથી સાબેત થયા વીના આ દેશમાં જુના દસ્તાવેજો ઉપર થોડો ભરૂસો રાખવો જોઇએ. ૧૮ વી. રી. ૪૮૫.

ત્રીસ વરસ કરતાં વધારે જુના દસ્તાવેજ ઉપરની સહી સાચી છે એમ કબુલ કરવાને જો કે તે યોગ્ય કબજામાંથી રજુ થએલો હોય તો પણ કોર્ટ બંધાએલી નથી. હક્કના પુરાવ તરીકે તેવો દસ્તાવેજ કબુલ કરતા પહેલાં કોર્ટની એવી ખાતરી થવી જોઇએ કે જે સખસે તે દસ્તાવેજ ઉપર સહી કર્યાનો મતલબ છે. તે દસ્તાવેજ કરી આપવાને તે સખસનો હક હતો. ઇ. લો. રી. ૬ કલકતા ૨૦૯.

**૧૧**—વાદીએ પ્રતીવાદી ઉપર સાંથ વધારવાને દાવો કર્યો. પ્રતીવાદીએ તે વીશે તકરાર કરીને તા. ૯ અકટોમ્બર સને ૧૮૩૨ના રોજ મુકરરી પટો લખી આપવામાં આવેલો તે ઉપર આધાર રાખેલો છે. આ પટા ઉપર તે જમીનના તે વખતે જે માલેકો હતા તેમાંના એક માલેકનો સીક્કો કરેલો છે અને વળી તમામ માલેકો તરફથી અ એ સહી કરેલી છે. તેમાં ઠરાવેલું છે કે જો કે તે પટો દાખલાવાળો દસ્તાવેજ છે તો પણ જે માલેકોએ તે પટા ઉપર પોતાના સીક્કા કરેલા નથી તે માલેકોને અથવા તેમની તરફથી દાવો રાખનારાઓને બંધનકારક નથી. પણ જો એમ બતાવી આપવામાં આવે કે આ પટા જેવા દસ્તાવેજો ઉપર તમામ માલેકો તરફથી સહી કરવાને અ ને ખાસ અખત્યાર હતો અથવા સામાન્ય રીતનો અખત્યાર હતો તો તે તેને બંધનકારક છે. વળી ઠરાવવામાં આવ્યું છે કે તે પટો ત્રીસ વરસ કરતાં વધારે મુદતનો છે માટે એવું અનુમાન થાયછે કે તે ઉપર અ ના હાથ દસ્કતની સહી છે અને તેણે તે પટો લખી આપેલો છે. પરંતુ જે માલેકોએ તે ઉપર સહી કરી નથી તેમના વારસ વકીલો વીરૂદ્ધ તે પટો પુરાવ કરવાને પ્રતીવાદીઓએ એમ બતાવવુ જોઇએ કે તેઓના નામની સહી કરવાને અ ને અખત્યાર હતો. ઇ. લો. રી. ૩ કલકતા. ૫૫૭.

**૧૨**—આગળ કોઇક વખતે એક કોર્ટના દફતરમાં દસ્તાવેજ રજુ કરવામાં આવેલો હતો એવો ફકત પુરાવ હોય તો તેથી ત્રીસ વરસ કરતાં વધારે મુદતનો દસ્તાવેજ સાચો છે એવું અનુમાન થઇ શકતુ નથી. એમ બતાવવું જોઈએ કે તે દસ્તાવેજ તે કોર્ટમાં તપાસવા લાયક સવાલનો નીર્ણય કરવાને તે દસ્તાવેજ ફાઇલ કરવામાં આવ્યો હતો. ઈ. લો. રી. ૫ કલકતા. ૭૧૮.

**૧૩**—એકાદો દસ્તાવેજ એટલો બધો જુનો હોય તેનું ખરાપણું સાબેત કરવાને સારૂ તે લખી આપ્યાના સાક્ષીઓ હયાત છે. એવી વ્યાજબી રાહે ઉમેદ રાખી શકાતી ના હોય તો હાલના માલેકના કબજાની આગળ જવાની કાંઇ જરૂર નથી. માટે જે સખસના કબજામાંથી દસ્તાવેજ રજુ થતો હોય તે સખસ પાસે દસ્તાવેજનો મચકુર સમજતાં તથા કામની બીજી હકીકત જોતાં હોવો જોઇએ

એવી સ્વભાવીક રીતે ઉમેદ રહેતી હોય તો તે પક્ષકારોની વચ્ચે પુરાવમાં દાખલ કરવા લાયક થાય તેટલે દરજ્જે તે સાચો ગણવો. જોઇએ. ૧૭ વી. રી. ૩૪-૧૩ વી. રી. ૧૦૫ ૧૧ વી. રી. ૩૫-૪ વી. રી. ૭૩-૮ મુર ઇંડીયન અપીલ્સ. ૩૨૭.

૧૪—દસ્તાવેજ એટલો બધો જુનો હોય કે તે સાબેત કરવાને તેના સાક્ષીઓ હોય નહીં અને તેથી તે સાબેત થએલો ના હોય પરંતુ મોરાસી હક્ક તરીકે અમલ કરવાના ઈરાદાથી તે દસ્તાવેજ રજુ કરવામાં આવે તો તેનું સાચાપણું સાબેત કરવાને તેની સાથે કબજો છે એમ બતાવવાની જરૂર છે. ૨૧ વી. રી. ૨૨.

૧૫—એક દસ્તાવેજ ૪૫ વરસનો હતો. અને એક મોરીયરે સોગન ઉપર કહેલું છે કે વાદીની નોકરીમાં હું હતો અને વાદીના દફતરો હું રાખતો હતો ત્યારે તે મહારા કબજામાં હતો માટે જો આ પુરાવમાં માનવા લાયક હોય તો યોગ્ય કબજામાંથી તે દસ્તાવેજ આવેલો છે એવો પુરાવ થાય છે. અને તેના સાચાપણા વીશે પ્રતક્ષ પુરાવની જરૂર નથી. ૨૧ વી. રી. ૪૫.

૧૬—બાપની તરફથી દીકરીના કબજામાં ૩૦ વરસ કરતાં વધારે મુદતથી એક પટાની રૂઈએ અમુક જમીન હતી. અને બાપના મરણ પછી બાપના વારસોની હરકત વીના ૪૦ વરસથી તેણીના કબજામાં તે તે મીલકત હતી. તેમાં ઠરાવેલુ છે કે તે દીકરીના કબજામાં તે પટો હતો તે પુરાવ આકટની કલમ ૫૦ પ્રમાણે સ્વભાવીક અને યોગ્ય રીતનો કબજો છે. કલમ ૯૦ માં ત્રીસ વરસના જુના દસ્તાવેજો લખી આપ્યાના પુરાવ બાબત જે નીયમ છે તે આ દેશમાં ખાસ સંભાળ અને સાવધ ગીરી સાથે લાગુ કરવો જોઇએ. ઈ. લો. રી. ૫ કલકતા ૮૮૬ ૬ કલકતા ૧૫૫.

## દસ્તાવેજ લખી આપ્યાનો પુરાવ.

૧—વાદીના બાપે પ્રતીવાદીઓને વેચાણ ખત લખી આપેલું તે સાબેત કરવાને પ્રતીવાદીઓએ કાજીને બોલાવ્યો તેથી કાજીએ પોતાની જુબાનીમાં કહ્યું છે કે તે વેચાણ આપનાર મારી રૂબરૂ સાક્ષીઓની સાથે આવ્યો હતો. અને તે દસ્તાવેજ લખી આપ્યાની વાત કબુલ કરી હતી તેથી તે દસ્તાવેજ નોંધવામાં આવ્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે લખી આપ્યાની સાબેતી બસ છે અને તે લખી આપનારના દસકતનો પુરાવ પુરાવ આ. કા. ૬૭ પ્રમાણે હોવાની જરૂર નથી. અને જે ચીજ જોઈ શકાય, સાંભળી શકાય અથવા લાગી શકે તે વીશેનો હકીકતી પુરાવ બાતલ કરવાને કલમ ૬૦ નો ઇરાદો નથી. ૨૧ વી. રી. ૪૨૯.

૨—અમુક રૈયતે સોગન ઉપર કહેલુછે કે જે સખસે પટા ઉપર સહી કરેલી છે તે સખસની તરફથી અમને તે પટો મળેલો છે તેમાં ઠરાવેલુ છે કે પુરાવ આકટની કા. ૭૩ પ્રમાણે તે પટો કરી આપનારની સહી કોર્ટને ખાત્રી થાય તેવી રીતે સાબેત કરવાનો છે. ૨૧ વી. રી. ૬.

૩—એક વેચાણ ખત ગ એ કરી આપેલુ છે એવી મતલબનું હતુ અને તે ઉપર ગ નું નીશાંન છે અને યોગ્ય રીતે ચાર સાક્ષીઓ કરેલી છે પણ ગ એ તે દસ્તાવેજ લખી આપ્યાની વાત તથા તે ઉપર નીશાંન કર્યાની વાત ઇનકાર કરી. તે દસ્તાવેજ ઉપરના તમામ સાક્ષીઓ મરણ પામેલા છે તેથી તે સાક્ષીઓમાંના એક સાક્ષીના હસ્ત જે

સાક્ષી જાણુતો હતો તેને બોલાવવામાં આવ્યો અને તેણે સોગન ઉપર કહ્યું છે કે તે દસ્તાવેજમાં તે સાક્ષીની સહી ખરીછે. તેમાં વાર્ડીટલોક વિરૂદ્ધ મસગુરવના કામના આધારથી ઠરાવેલું છે કે તે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક છે કારણ કે ग એ તે લખી આપેલો છે એમ પુકત રીતે સાબેત થએલું છે. ઇ. લો. રી. ૧૧ મું. ૬૯૦.

૪—કોર્ટ દસ્તાવેજ રજીસ્ટર કર્યાના સર્ટીફીકટની પેહેલી બાબત જોઇ શકે છે. માટે જે કામમાં એમ માલમ પડે કે જે અમલદારને અમુક દસ્તાવેજ રજીસ્ટર કરવાની હકુમત નહી હતી તે અમલદારે તે દસ્તાવેજ નોંધેલો છે તો કોર્ટ તે દસ્તાવેજ પુરાવમાં લેવાની ના કહી શકે છે એવા કારણથી કે તે યોગ્ય રીતે રજીસ્ટર કરેલો નથી. ઇ. લો. રી. ૧૪ કલકતા ૪૪૯.

## ૫.

## પોહોચો સાંથની.

૧—જેમ બીજા દસ્તાવેજો ઉપર સાક્ષીઓ થવી જોઈએ છીએ અથવા કેટલાક મુખ જુબાનીના પુરાવથી જેવી રીતે તે સાબેત કરવામાં આવે છે તેવી રીતે દાખલા ઉપર સાક્ષીઓ થવી જોઈએ, અથવા મુખજુબાનીના પુરાવથી સાબેત થવી જોઇએ. જો સાંથે રાખનાર તે ઉપર સાક્ષી કરી શકતો હોય તો તેની તે ઉપર સાક્ષી કરાવવી જોઈએ. પછી તેનુ સાચાપણું જમીનદારને ઇનકાર કરવાનું છે અને તે બાબત તેને તપાસવો પણ જોઈએ. ૪ વી. રી. ૪૨.

૨—સાક્ષી કરાવ્યા વીનાના દાખલા પત્યંતરી પુરાવ વીનાના હોય તો સાંથ આપ્યા બાબત કાયદા પ્રમાણે તે પુકત પુરાવ નથી. ૯ વી. રી. ૨૪૧ તથા ૧૪૭.

૩—સાક્ષી કરાવ્યા વીનાના દાખલા અથવા વહીવટદાર અને મુખત્યારની સાહેદીથી પુરાવ થએલા દાખલા તે એક સરખી રીતે સાંથ વસુલ આપ્યાનો કાંઈ કાયદેસર પુરાવ નથી. ૧૨ વી, રી. ૨૬૭.

૪—એક જોટના પ્રથમના માલેકોએ સાંથની પોહોચો આપી હોય તેવી પહોચો તે આપનાર પક્ષકારના દસ્કતના પુરાવ વીના અથવા જે કબજામાંથી તે આવેલી હોય તે કબજાની સંતોષકારક હકીકત વીના પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૭ વી. રી. ૧૫.

૫—પોહોચો સાબેત કરવાને તે લખનારને રજુ કરવાની જરૂર નથી. રૈયત પોતાની પહોચો પોતે સાબેત કરી શકે છે—૩ બંગાળા લો. રી. ૨૩૦, ૧૨ વી. રી. ૩૦.

૬—ચડેલી સાંથના અથવા વધારે સાંથ લેવાના દાવામાં સાંથની પહોચો રૈયતે ફાઈલ કરી હોય તે જમીનદારે ઇનકાર કરી હોય કીંવા નહી તોપણ તે સાબેત થવી જોઇએ. ૨ ઇંડીયન જ્યુરીષ્ટ ૧૯૭—૭ વી. રી. ૫૨૬.

૭—ચડતા દરની સાંથ ચડેલી લેવાના દાવામાં સને ૧૮૫૯ ના આ. ૧૦ ની કા. ૪ પ્રમાણે અનુમાનનો ફાયદો મળવાને પ્રતીવાદીએ જે દાખલા ઉપર આધાર રાખ્યો હોય તે દાખલા નક્કી ઈનકાર કરવામાં ના આવ્યા હોય તોપણ સાબેત થવા જોઈએ. ૮ વી. રી. ૪૮૮.

૮—વધારે સાંથ લેવાના દાવામાં પ્રતીવાદીએ સાંથ વસુલ આપ્યાની સાબેતી તરીકે પ્રતીજ્ઞા કરી લખેલી હકીકત આપી તે સાથે પોંહોચો રજુ કરી પણ તે પોંહોચોના સાચાપણા વીશે તેને તપાસવામાં આવ્યો નહી હતો તેમાં તે પોંહોચો સાબેત થએલી નથી. એવું જસ્ટીસ લોચસાહેબના અભીપ્રાયમાં

આવ્યુંછે અને જસ્ટીસગ્લોવર સાહેબના અભીપ્રાયમાં આવ્યું છે કે એક સરખી રીતે વસુલ આપ્યાનો કાયદેસર પુરાવછે. અને તે ગમે તેટલો નબળો છે તોપણ નીચેની કોર્ટે તે ઉપર ભરસો રાખ્યો છે તો તે નીચેની કોર્ટના ફેંસલામાં હાથ ઘાલી શકાતો નથી. ૧૦ વી. રી. ૪૯૦.

૯—એકાદો પક્ષકાર દાખલા પર્હેલ કરે અને એવી જુબાની આપે કે તેમાં બતાવેલી સાંથની રકમ તેમાં બતાવ્યા પ્રમાણે મેં આપેલી છે તો તે કહેવું દાખલા સાબેત કરવાને પુરાવ થતુ નથી. કારણ કે તેથી સાંથ આપ્યાની હકીકત બાબતની તે ફકત જુબાની છે અને રજુ કરેલા દસ્તાવેજોના ખરાપણા બાબત તે કોઇ નથી. ૧૧ વી. રી. ૧૭૦.

૧૦—અમુક દેવું અગર સાંથ વસુલ આપેલી છે એમ પોંહોચ રજુ કરીને તથા તે નાણું આપીને તે દસ્તાવેજ કરાવી લીધો છે એવો પુરાવ આપીને પક્ષકાર સાબેત કરવાને સંપૂર્ણ રીતે મુખત્યાર છે. જે સખસોએ તે પોંહોચો આપી હોય તે સખસોની સહીઓ સાબેત કરવાને તેમના ઉપર સમન્સ કરાવવાને તે બંધાએલા નથી તેમ તેની પોતાની સાહેદી કાંઇ બીજા દરજ્જાનો પુરાવ નથી. ૧૨ વી. રી. ૩૪.

૧૧—જે કામમાં સામો પક્ષકાર બીના તકરારી દસ્તાવેજો રજુ કરેલા તેનું સાચાપણું ઈનકાર કરવાને હું તૈયાર નથી એમ કહેતો હોય તો તે દસ્તાવેજ કબુલ કરવાનો દીવાની કોર્ટનો તમામ હક છે. ૧૨ વી. રી. ૩૫૦.

૧૨—દાખલા રજુ કરનાર પક્ષકાર જો કે સામો પક્ષકાર પોતાની સહી ઈનકાર કરતો ના હોય તોપણ તેણે તે ઉપર સહી કરેલી છે એવો કાંઇક પુરાવ આપવાને બંધાએલો છે. ૧૪ વી. રી. ૨૧૧.

૧૩—સાંથે રાખનારે પોતાના રજુ કરેલા દાખલાના સાચાપણા બાબત જુબાની આપેલી હોય અને તે પુરાવ રદ કરવામાં આવેલો ના હોય તો તે દાખલા સાબેત કરવાને કાયદેસર રીતે તે બસ છે. ૨૦ વી. રી. ૨૬૪.

૧૪—પ્રથમના કામમાં વાદીએ એવી કબુલત કરેલી કે ત્રણ વરસની સાંથની રકમના હીસાબે અમુક રકમ વસુલ થએલી છે તો તે ઉપરથી કાંઇક એવુ અનુમાન થાય છે કે તે હીસાબે વધારે જુની રકમ વસુલ થઈ ગએલી છે અને જો તે અનુમાન રદ થઇ શકતુ ના હોય તો જુની રકમના દાવામાં તે એક જવાબ થઈ શકે છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૯૭.

૧૫—જમીનના માલેકના એજંટે સહી કરેલી પોહોંચો સાચી છે એમ બતાવવામાં આવેલું હોય તો સાંથ વસુલ આપ્યાનો તે પ્રથમ દર્શનીક પુરાવ છે. પરંતુ તે નીશ્ચેકારક પુરાવ નથી. ૨૨ વી. રી. ૪૮૯.

૧૬—ચડેલી સાંથના દાવામાં વાદીએ જે દરનો દાવો કરેલો તે દર સાબેત કરવાને હીસાબના ચોપડા રજુ કર્યા હતા તે ભરસા લાયક નથી એમ નીચેની કોર્ટે ઠરાવ્યું. પરંતુ નીચેની અપીલકોર્ટે પોતાની માહીતી પ્રમાણે જે દર કબુલ થએલો અને બીજા કામોમાં અપાવેલો તે પ્રમાણે કબુલ કરેલો છે તે વ્યાજબી છે એમ ગણવામાં આવેલુ છે. ૨૪ વી. રી. ૪.

## પુરાવ કરણોપકરણી.

૧—કરણોપકરણી પુરાવ જો કે સાવધગીરીથી લેવાનો છે તોપણ વંશાવળીના સ્વાલોની બાબતમાં તે નહી દાખલ કરવા

લાયક નથી. અને મોત, વંશ, અને લગ્ન સબંધી મુસલમાની શરેહ પ્રમાણે તે પુરાવ બરોબર છે. હીંદુસ્તાનમાં આવા કામોમાં કુટુંબના અનોરસ સખસોએ અને તેમજ કુટંબ સાથે જે સખસો રકતથી અથવા લગ્નથી સબંધવાળા ના હોય પરંતુ કુટંબના અંગભુતો અને કુટંબની સ્થીતી વીશે સારી પેઠે માહીતગાર હોય તેઓનું કહેવું તે કુટંબના મરનાર અંગભુતોનું કહેવું જેવી રીતે અને જેટલે દરજ્જે પુરાવમાં દાખલ કરવા લાયક છે તેવી રીતે અને તેટલે દરજ્જે તેઓના મરણ પછી તેઓનું કહેવું પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧ હે. ૫૨૮.

૨—સને ૧૮૭૫ ના આકટ ૨ ની કા. ૪૭ હયાત સાક્ષીઓની સાહેદી સબંધી નથી. પરંતુ વંશાવળીની બાબતમાં જે સખસોનો રકત અથવા લગ્નથી કુટંબ સાથે સબંધ ના હોય પરંતુ કુટંબની સ્થીતીથી સારી પેઠે માહીતગાર હોય તેવા સખસોનું કહેવું તેમના મરણ પછી દાખલ કરવા સબંધીનું છે. તે કહેનારના મરણ પછી તેમનું કહેવું જેમ કુટંબના મરનાર સખસનું કહેવું જે રીતે અને જે દરજ્જે પુરાવમાં દાખલ કરવા લાયક છે. તે રીતે અને તે દરજ્જે તે દાખલ કરવા લાયક છે. વાદીએ જે મીલકત ઉપર સીબાઈ તરીકે પોતાનો થોડી મુદત ઉપર કબજો છતાં ખોટી રીતે તે કબજો લેઈ લેવામાં આવેલો તે લેવાને દાવો કરેલો તેમાં ઠરાવેલું છે કે વાદી તથા પ્રતીવાદીના વડીલોએ કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧૦ વી રી. ૮૯.

૩—અમુક સખસો જુવાનીમાં એમ કહેતા હોય કે અમુક જમીન માલની છે અને તેની સાંથ પ્રતીવાદી આપે છે એમ અમે ઘણા વરસથી જાણીએ છીએ એવો મુખ જુબાનીનો પુરાવ તે જમીન બાબત જે સખસો આપવાને લાયક હોય તો તે કરણોપકરણી પુરાવ છે એમ ઠરાવી રદ કરી શકાતો નથી. ૧૦ વી. રી. ૪૪૩.

૪—એકાદ સખસની એકાદ દાવાવાળી મીલકત સબંધીની સ્થીતી અસલ પુરાવ તરીકેની હોય અને કરણોપકરણી પુરાવની ન હોય તો પછી તે સખસ હયાત હોય અને તેને સાક્ષી તરીકે બોલાવેલો ના હોય તો તેની કબુલત એક પક્ષકાર વીરૂદ્ધ છે એમ બીજા પક્ષકારને સાબેત કરવાની જરૂર છે. ૪, લો. રી. ૫ મુંબાઇ. ૨૩૯.

૫—દીવાનાપણાની હકીકત કબુલ કરવામાં આવેલી પરંતુ તે કઇ તારીખે શરૂ થયુ એ વીશેનો સ્વાલ હતો. તેથી નજીકમાં રહેનાર એક સખસ બાગવાનનું કામ કરતો હતો તેની સાહેદી તે દીવાનાપણા બાબત ગામમાં કેટલાંક વરસોથી અફવાઇ ચાલતી હતી તે વીશેની કોર્ટે દાખલ કરી તો તે સાહેદી નામંજુર કરવાને જ્યુડીસીયલ કમીટીએ ના કહેલી છે. પુરાવ દાખલ કરવા બાબત ૭ સુર ઇંડીયન અપીલ્સ. ૧૩૭ ના ફેંસલામાં જેનીયમ ઠરાવેલો છે તે પ્રમાણે ચાલવામાં આવેલુ છે. ૬ બંગાળા લો. રી. ૫૦૯–૧૫ વી રી. ૧–૧૩ મુ. ૨ ઇંડીયન અપીલ્સ. ૫૧૯.

## પુરાવ દત્તવીધાનનો.

૧—નાતેરરાજ ઉપર દાવેદાર તરીકે હક્ક રાખનારનું દત્તવીધાન બળવાન છે એ વીશે દાવો રાખવામાં આવેલો તેમાં ઠરાવેલુ છે કે અસલ કોર્ટે જો કે દત્તવીધાન સાબેતી ગણેલુ નથી તો પણ પુરાવ ઉપરથી દત્તવીધાનને સંપુર્ણ રીતે પુષ્ટી મળે છે. ૧૧. બં. લા. રી. ૮૬–૧૮ વી. રી. ૨૨૧ તથા ૨૨૬.

૨—લાંબી મુદત ઉપર દત્તવીધાનના દસ્તાવેજો લખી આપવામાં આવેલા પરંતુ

તે લખી આપ્યા બાબતના કેટલાક સાક્ષીઓ મરણ પામેલા છે માટે તે દસ્તાવેજ ઉપરના સાહેદીઓની સાહેદી અગર જે વખતે તે હાજર હોય તેમની સાહેદી કરતાં આડી રીતના પુરાવા ઉપર જે અંદરનું "સંભવીતપણું" નીકળતુ હોય તે ઉપરથી તે દસ્તાવેજનો ન્યાય કરવો જોઇએ. વી. રી. પાનુ ૧૦૬.

૩—દત્તવીધાનના કામોમાં સંભાળથી તપાસ કરવાને જરૂર છે. માટે જે પક્ષકાર દત્ત વીધાન સાબેત કરવાને માગતો હોય તે પક્ષકાર સરસમાં સરસ જે પુરાવ મળી શકે તે રજુ કરવાને બંધાએલો છે. દત્ત વીધાનના બળવાનપણાનો તપાસ કરવાનો નીયમ તે કરવાની રજા આપવાનો દસ્તાવેજ લખી આપ્યાની તથા પ્રસીદ્ધ કરયાની બાબત સાથે રહેલો છે. અસલ દસ્તાવેજ ના હોય તો જે દસ્તાવેજ કહેવામાં આવ્યો છે તે દસ્તાવેજને લગતી હકીકત અને તેના સાચાપણાનું તથા તે વીરૂદ્ધનુ તમામ સંભવીતપણું વીચારમાં લેવું જોઈએ. ૧ વી. રી. ૧૪૪.

૪—એક પારસી ગ્રહસ્થે પોતાના મરણ પહેલાં દત્તવીધાન કરેલુ હોય તો મરતાં પહેલાં ઘણી થોડી મુદત ઉપર તેણે વીલ લખેલુ છે એ વાત ઘણીજ અસંભવીત થાય છે. માટે તે સાબેત કરવાને ઘણોજ સ્પષ્ટ પુરાવ હોવો જોઇએ. ધર્મપત્રથી દત્ત વીધાન કરેલું હોય એવા કામોમાં મરણ થયા પછી ત્રીજે દીવસે તે કહી આવવાની જો કે જરૂર નથી તો પણ તે કહેવાનો તથા ધર્મપત્ર ઉપરથી લખત લેવાનો હમેશાં રીવાજ છે. આવું કાંઇ લખત નથી અને જે પુરાવ છે તે તમામ પુરાવ ઉપરથી આ કામમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે તે દત્તવીધાન તે પાળકપત્ર છે અને ફકત ધર્મપત્ર તરીકે નથી, ૫ વી. રી. ૧૦૨.

૫—હીંદુ શાસ્ત્ર પ્રમાણે દત્તવીધાન કરવાનું કૃત્ય બળવાન થવાને સારૂ તે રજીસ્ટર કરાવવાની અવશ્ય છે એમ નથી. તેમ તે કૃત્ય પુરૂં કરવામાં આવ્યું છે એવો લખત પુરાવ હોવાની જરૂર નથી. જ્યાં સુધી કપટ રહીત પુરાવથી અને સાચાપણા વીશે કાંઈ શક પડે નહી તેવા સંભવીત પુરાવથી દત્તવીધાન કરીને મીલકત આપવામાં આવી છે એમ સાબેત થાય નહીં ત્યાં સુધી વહુઓ અને દીકરીઓના હક્ક વ્રાહીતને અગર દુરના સગાઓને આપવા નહીં જોઇએ. હીંદુશાસ્ત્ર પ્રમાણે દત્તવીધાન લખત કરીને કબુલ કરવુ જોઈએ એવી જરૂર નથી. તો પણ જમીનદાર: ની સ્થીતીના સખસો જ્યારે દીકરા દત્ત લે છે ત્યારે લખત કરીને તે દત્તવીધાન કબુલ કરવાનો તથા સરકારના અધીકારીને તે વીશેની ખબર આપવાનો તથા નજીકના જમીનદારો વીગેરેને દત્તવીધાન કરતી વખતે બોલાવવાનો હમેશાં રીવાજ છે. ૫ વી. રી. ૧૦૫.

૬—હાયકોર્ટે ઠરાવેલુ છે કે જો કે મરનારનો ઇરાદો સગીરને દત્ત લેવાનો ખુલ્લો હતો અને તે ઇરાદો દસ્તાવેજમાં બતાવેલો છે પણ તે દસ્તાવેજ વસીયતના રૂપનો નથી. અને જરૂરીઆત જે રીત સર કરવું જોઇએ તે તે કરેલુ નથી માટે તે દત્ત વીધાન થતુ નથી માટે મરનારના પીતરાઇ ભાઈ અને વારસના ઉપર જે હુકમનામું થએલુ છે તે હુકમનામાથી મરનારની મીલકત જવાબદાર છે. ૨૫ વી. રી. ૧૫૨.

૭—એક દત્ત વીધાન કહેવામાં આવેલુ તેની રૂઈએ મરનાર હીંદુની મીલકત ઉપર દાવો કરવામાં આવેલો તેથી વીધવાએ તે દાવેદાર સાથે લખત કર્યા વીના દત્તવીધાન કબુલ કરીને સમાધાન કરયું પરંતુ એવું કહેલુ છે કે તે વીધવા મીલકત બીજા કોઇને આપે નહી

અને પોતાની હયાતી સુધી તમામ મીલકત ભોગવે અને તેણીના મરણ પછી તેણીની સગીર દીકરીઓએ મરનારની જાતીકી મેળવેલી મીલકત લેવી અને *દાવેદારે વડીલોપાર્જીત મીલકત લેવી એવી સરત રાખવામાં આવી છે તેમાં ઠરાવેલુ છે કે મુખ જુબાનીના વીલમાં જેવો ઘણો મજબુત પુરાવ જોઇએ છીએ તેવો ઘણો મજબુત પુરાવ આવુ દતવીધાન સાબેત કરવાને હોવાની જરૂર છે. ૬ કલકતા લો. રી. ૭૬.

## પ્રોબેટ.

૧—પુરાવ આકટની કલમ ૪૧ તે હીંદુવુઇલ આકટ મંજુર થતા પહેલાં જે પ્રોબેટો આપેલા છે તેને લાગુ થાય છે ઇ. લો. ૧૪ કલકતા ૮૬૧.

## પ્રામેસરી નોટ વગર સ્ટાંપની.

૧—વાદીએ સ્ટાંપ વગરની પ્રામેસરી નોટની રૂઇએ જે બાકી લેહેણુ રહેલું તે લેવાને દાવો કરેલો છે. તે નોટમાં એવો મચકુર લખ્યો છે કે તેના અવેજના રૂ. ૩૮) પ્રતીવાદીને મળ્યા છે અને તે લખી આપ્યા તારીખથી ત્રણ માસ પછી પાછા વસુલ આપવામાં આવશે. પ્રતીવાદીએ તે નોટ લખી આપ્યાની વાત કબુલ કરીને રૂ ૩૭ નો અવેજ પોહોંચ્યો છે એમ કબુલ કર્યું છે અને તકરાર કરી છે કે મેં તે દેવુ આપેલું છે અને નોટ સ્ટાંપ ઉપર નથી માટે તે પુરાવમાં લેઈ શકાતી નથી, વાદીએ એવી તકરાર કરી છે કે તે નોટ ખત છે તેથી સને ૧૮૭૯ ના સ્ટાંપ આકટ ૧ લાની કા. ૩૪ પ્રમાણે તે ઉપર સ્ટાંપ તથા પેનલટી આપવામાં આવે એટલે તે દાખલ થઈ શકે છે. અને તે આપવાને હું તૈયાર છું. સબોર્ડીનેટ જડજના અભીપ્રાયમાં આવ્યું છે કે દાવાવાળી નોટ પ્રામેસરી નોટ છે પણ પ્રતીવાદીએ અવેજ કબુલ કર્યો છે માટે વાદી દાવો કરી *કરી શકે છે. હાઇકોર્ટમાં રેફરંસ કરતાં જસ્ટીસ જાર્ડીન સાહેબના અભીપ્રાયમાં આવ્યું છે કે આ દાવો પ્રામેશરી નોટની રૂઇએ કરવામાં આવેલો છે અને તેનો મચકુર પ્રતીવાદીએ કબુલ કર્યો છે તેથી તેનો ઉપયોગ વાદી કરી શકતો નથી કારણ કે તે નોટ સ્ટાંપની ખામીના કારણથી પુરાવમાં દાખલ કરવા લાયક નથી. જસ્ટીસબર્ડવુડ સાહેબનો અભીપ્રાય પરીણામે પણ તેવોજ થએલો છે. ઇ. લો. રી. ૧૨ મુંબાઇ ૪૪૩.

૨—જે નાણાં ધીરવાનાં તે નાણાં પાછાં વસુલ આપવાનો કરાર નક્કી કરીને નાણાં આપવામાં આવ્યાં. પછી તે કરારના ઠરાવ પ્રમાણે પ્રતીવાદીએ તે દીવસ મોડેથી વાદીને પ્રામેસરીનોટ લખી આપી પરંતુ તે નોટ ઉપર સ્ટાંપ લગાડવામાં આવ્યો નહી હતો. પછી તે ધારેલાં નાણાંનું જે બાકી લેહેણુ રહેલુ તે મુખજુબાનીના કરારની રૂઇએ લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે વાદી તે વસુલ કરી શકતો નથી. ઇ. લો. રી. ૧૦ મદ્રાસ ૯૪.

૩—એક પ્રામેસરીનોટની રૂઇએ કરેલા દાવામાં ઠરાવેલુ છે કે તે પ્રામેસરીનોટના કરારમાંથી પ્રતીવાદીની જવાબદારી ઉતપન થઇ નથી અને તે પ્રામેસરીનોટ તે દેવુ આપવાને પ્રતીવાદી બંધાએલો છે તે બાબતની એક સમાંતર જામીની છે. માટે કામની હકીકત પ્રમાણે તે પ્રામેસરીનોટ ઉપર સ્ટાંપ નથી. તેથી નાણાં ધીર્યા બાબતનો દાવો ચલાવવાને અવેજનો પુરાવ આપવાને નોટ કોરાણે રાખ્યાથી વાદીને હરકત થતી નથી. ઇ. લો. રી. ૯ અલહાબાદ પાનું ૩૫૧.

## પુરાવ ગુમ થએલા સખસ વીશે.

૧—અમુક ખેટી ગામોના ક, ગ અને ઘ સહ માલેકો છે તેમાં ઘ ગુમ થયો અને તેના વીશે સાત વરસ કરતાં વધારે મુદ્દત સુધી કાંઇ ખબર મળી નહી તેથી તેની ગેરહાજરીમાં ક એ તે ઘ ના હીસ્સાનું ભાડુ થતાં નફો લીધો. આ ઉપરથી ગ એ ઘ ના હીસ્સાનો નીમે ભાગ લેવાને ક ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે ગ નો તે નીમે ભાગ લેવાનો હક્ક છે કારણ કે સાત વરસ કરતાં વધારે મુદ્દતથી ઘ ની કાંઇ ખબર મળી નથી, તેથી સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લા ની કલમ ૧૦૮ પ્રમાણે ઘ મરણ પામેલોછે એમ અનુમાન થઇ શકે છે. સબબ પાછળથી રહેલા બે હયાત સખસોમાંનો એક ગ છે માટે ઘ ની નીમે મીલક્ત લેવાનો તેનો હક્ક છે. ઈ. લો. રી. ૧૧ મુંબાઇ. ૪૩૩.

## પ્રતીનીધી હક્કવાળો.

૧—એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર તે સને ૧૮૭૨ના પૂરાવ આકટ ૧ લા ની કલમ ૨૧ ના હેતુ પ્રમાણે હુકમનામાના દેણદારનો હક્કવાળો પ્રતીનીધી છે એવું ઠરાવેલુ છે. ૨૧ વી. રી. ૧૪૮.

૨—પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે ચાલવા સારૂ બેઉ દાવામાં તેના તેજ પક્ષકારો અગર તેઓના હકવાળા પ્રતીનીધીઓએ કરવા જોઈએ અગર તેમના ઉપર કરવા જોઇએ. ઇ. લો. રી. ૧૨ કલકતા ૬૨૭.

## પુરાવ અઘટીત રીતે દાખલ કરેલો

૧—જે કામમાં જુબાનીની નકલ અઘટીત રીતે દાખલ કરવામાં આવેલી હોય પણ જો તે પુરાવ શીવાય ફેંસલો કરવાને બીજો પુક્ત પુરાવ હોય તો તે અઘટીત દાખલ કરવાથી તે કામની નવી તપાસ કરવાને કારણ થતુ નથી. ૨૦ વી. રી. ૩૮૫.

## પ્રતીબંધ

### હકીકત તથા. તકરારો.

૧—પ્રતીબંધ સ્પષ્ટ રીતે સાબેત કરવો જોઇએ. ૮ વી. રી. ૧૨૫.

૨—પ્રથમના દાવામાં જે હકીકત બતાવેલી હોય તેથી પાછળના દાવામાં પ્રતીબંધ થાય છે. ૨ મદ્રાસ ૩૧.

૩—પ્રથમના દાવામાં વાદીની જે હકીકત હતી તે તેને નીશ્ચેકારક રીતે બંધનકારક નથી. એમ ઠરાવેલુ છે. માટે તે કબુલત તરીકે સમજવી જોઇએ. ૧ વી. રી. ૩૧૦—૨૫ વી. રી. ૬૯.

૪—ઠરાવેલુ છે કે પ્રતીવાદીઓએ પ્રથમના દાવામાં એવો જવાબ આપ્યો હતો કે ક દીવાનાપણાના કારણથી નાલાયક છે અને તે કારણથી કોર્ટનો ફેંસલો તેમણે લીધો હતો, માટે હેવો તે નાલાયક નથી. અને તેને જીતવાનો હક્કછે એવો જવાબ આપવાને હાલ તેઓને પ્રતીબંધ છે. ૧૫ બં. લો. રી. ૧૪૫—૧૭ વી. રી. ૪૨૨.

૫—વાદીએ પ્રતીવાદી ઉપર ૧૨૫૮ ના શ્રાવણ મહીનાની છઠી તારીખના રોજની કબુલતની રૂઇએ સાંથ બાબત દાવો કર્યો તે કાહાડી નાંખવામાં આવ્યો અને કબુલત બનાવટની છે એમ ઠરાવવામાં આવ્યું. તેમાં ઠરાવ્યુ છે કે ૧૨૪૪ ના અગષ્ટ માસની તા. ૨૭ મીના રોજની પટાની રૂઇએ પ્રતીવાદી દાવો રાખેછે તે પટો રદ કરાવવાને તેજ પ્રતીવાદી ઉપર પાછળથી દાવો કરવાને વાદીને પ્રતીબંધ નથી કારણ કે પ્રથમના દાવામાં તે પટાના બળવાનપણા વીશે કાંઇ ઇશ્યુ નહી હતો. માર્સ. ૪૩—૧ હે ૭૫—૫ વી. રી. ૫૦.

૬—બીજા કામોમાં પક્ષકારે કબુલત ક-

રેલી હોય તે તેના વીરૂદ્ધ પૂરાવ તરીકે લેઇ શકાય છે. પરંતુ જે કામમાં તેના સામાવાળાઓને તે કબુલત આપવામાં આવેલી ના હોય અને જેઓએ કોઇ દીવસ સાંભળેલી છે એમ સાબેત થએલુ ના હોય અથવા તેથી આડા દોરવાએલા ના હોય અથવા તેના ઉપર ભરૂસો રાખી તે વર્ત્તેલા ના હોય લો તે કબુલતથી તે કામમાં તેને પ્રતીબંધ થતો નથી. ૫ વી. રી. ૨૦૯.

૭—પ્રથમના દાવામાં હાલના દાવાવાળી જમીન માલીકીના તરીકે છે એવુ કહીને વાદીએ દાવો રાખેલોછે તેથી તેજ જમીન ઉપર, તેને પોતાનો મોરાસી હક્ક બતાવવાને હરકત થતી નથી. અને કોર્ટને સાચા હક્ક બાબત ઠરાવ કરવાને હરકત થતી નથી. ૧ આગ્રા ૧૯.

૮—એક ખેડુતને કબુલતના દાવામાં જે પટો પ્રથમના સાંથના દાવામાં ઈનકાર કરેલો તે પટાની તકરાર કરવાને પ્રતીબંધ થતો નથી. ૪ વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૧૫.

૯—બ એ અમુક બજાવણીનું કામ ચલાવેલું તે ફેરવવાને અ એ હુકમ કરાવ્યો. એવા કારણથી કે તે કામને મુદતની હરકત છે. અને તેની માહેતી વીના કપટથી તે ચલાવેલુ છે. બ એ અપીલમાં તે હુકમ રદ કરાવ્યો એવા કારણથી કે કોર્ટની રૂબરૂ બજાવણીનું કાંઇ કામ નથી કે જેમાં તેવો હુકમ થઇ શકે પછી અ એ તે બજાવણીનું કામ રદ કરાવવાને દાવો કર્યો. તેમાં બ એ સને ૧૮૬૧ ના આકટ ૨૩ ની કા. ૧૧ ના ઠરાવ પ્રમાણે તે દાવો ચાલી શકતો નથી એવી હરકત લીધી, તેમાં ઠરાવ્યું છે કે આ દાવાને તેવી હરકત લેવાને બ ને પ્રતીબંધ છે. ૨ કલકતા લો. રી. ૪૭૧.

૧૦—વાદીઓએ પ્રતીવાદીએ કરેલા દાવાની અરજીના જવાબમાં એવી કબુલત આપેલી છે કે અમોને પ્રતીવાદી તરફથી અમુક રકમ મળેલી છે અને અમુક રીતે તે અમે વાપરી છે. જડજે આ કહેવું માન્યું નહી અને હુકમનામુ કર્યું તે ઉપરથી વાદીઓએ કબુલ કરેલી રકમ બાબત દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે સદરહુ કબુલત તેમના વીરૂદ્ધ પુરાવ છે. માર્સ ૪૮—૧ હે ૧૧૪—૧ ઇંડીયન જ્યુરીષ્ટ ૧૦૪.

૧૧—આપી હોય તેથી તે બંધાએલો નથી. ૬ વી. રી. ૨૮૮.'

૧૨—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૬૯ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં વેચાએલી જમીન ખરીદદારના કબજામાં સોંપવાને હુકમ થએલો તે જમીન ઉપર દાવો રાખનાર સખસે અરજી કરેલી તેમાં કબજો ગયાની હકીકત કહેલી હતી તો તેથી તે દાવેદારને તે જમીન માહારા કબજામાં છે એમ કહીને પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરે તેમાં પ્રતીબંધ થતો નથી. ૮ વી. રી. ૯૫.

૧૩—એક સખસે એક દાવામાં અરજી ફાઇલ કરેલી એવું કહીને કે હુકમનામાના દેણદારનો તમામ હક્ક મને આપવામાં આવેલો છે અને હુકમનામાવાળાએ હુકમનામું બજાવવાને જે કોશીસો કરેલી તે તમામ કોસીસ વીરૂધ્ધ કેટલાંક વરસો સુધી તે સખસે સામી હરકતો લીધેલી છે. તેમાં ઠરાવ્યું છે કે તે પ્રમાણે હરકત લેનાર સખસ પ્રતીવાદી તરીકે જવાબદાર છે અને તેના ઉપર બજાવણી થઈ શકે છે. ૭ વી. રી. ૩૬૮.

૧૪—સને ૧૮૬૦ ના આકટ ૨૭ પ્રમાણે ચાલેલા કામમાં એક બીધવા વાદીઅણે હુ મારા દત્ત લીધેલા સગીર દીકરાની વાલી અને ટ્રસ્ટી છું એમ કહેલું પરંતુ તે સર્ટીફીકટ પ્રતીવાદીને આપવામાં આવ્યું હતુ. કારણ કે પ્રતીવાદી તેણીના ધણીના વુઇલની રૂઇએ

એમ ઠરાવેલુ હતુ માટે લવાદોના ઠરાવની રૂ-પ્રએ બીજો દાવો કરવાને પોતાના પ્રથમના કહેવાથી પ્રતીબંધ થતો નથી. ૬ વી. રી. ૬૮.

૧૫—વાદીઓએ પોતાના કુટંબની મીલકતમાંથી હીસ્સો લેવાને દાવો કર્યો, જડજે તે રદ કર્યો. એવા કારણથી કે પ્રથમના દાવામાં તેઓ જ્યારે પક્ષકાર હતા ત્યારે તેજ મીલકત સબંધીમાં તેમણે વહેંચણની તકરાર કરી હતી. અને કોર્ટે ઠરાવેલુ હતુ કે તે કુટંબ અવીભક્ત છે. તેમાં ઠરાવેલુ છે કે પ્રથમના દાવામાં વહેંચણની તકરાર કરવામાં આવેલી તે વાદીની કસુર છે એવું જડજે ઠરાવેલુ છે તે બરોબર નથી અને આવી તકરાર કરવામાં આવેલી હોય તો પણ તે દાવામાં તે કુટંબ અવીભક્ત છે એવું ઠરાવેલું છે માટે તે બાબતમાં તે નીશ્ચેકારક છે. માટે વહેંચણ કરવાનો જે પોતાનો હક્ક છે તે અમલમાં લાવવાને વાદી પોતે દાવો કરી શકે છે. ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૧૧૬-૪ વી. રી. ૨.

૧૬—વાદીએ પોતાના ભાઇ ઉપર તેના કબજામાં કુટંબની મીલકતની જમીન હતી તે બાબત દાવો કર્યો. પ્રતીવાદીએ પ્રથમના દાવામાં કહેલુ છે કે દાવાવાળી જમીન કુટંબની નથી પણ મારી બેહેનની છે અને આ દાવામાં તેણીના વુઇલની રૂઇએ પ્રતીવાદીએ તે મીલકત ઉપર દાવો રાખ્યો છે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીની વર્ત્તણુંકથી કાંઇ પ્રતીબંધ થતો નથી. અને વાદીનો તે મીલકતમાંથી ફક્ત નીમે ભાગ લેવાનો હક્ક છે. ૪ મદ્રાસ ૩૭૪.

૧૭—કબજા બાબત વાદીએ દાવાની અરજીમાં દેખીતી જુઠી હકીકત કહેલી છે તેથી તેને પ્રતીબંધ થતો નથી. પરંતુ કોર્ટ તે પેહેલાની હકીકત જોઇ શકે છે અને તે સાચી છે કે નહી તેનો નીર્ણય કરી શકે છે અને તે મંજુર રાખવી કે નહીં એ વીશે પોતાની નજરમાં યોગ્ય લાગે તે પ્રમાણે કરી શકે છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૨૯૨.

૧૮—એક પક્ષકારે એક અરજીમાં ભુલ ભરેલી કબુલત આપી હોય તેથી તે બંધાએલો નથી. ૬ વી. રી. ૨૮૮.

૧૯—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૬૯ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં વેચાએલી જમીન ખરીદદારના કબજામાં સોંપવાને હુકમ થએલો તે જમીન ઉપર દાવો રાખનાર સખસે અરજી કરેલી તેમાં કબજો ગયાની હકીકત કહેલી હતી તો તેથી તે દાવેદારને તે જમીન માહારા કબજામાં છે એમ કહીને પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરે તેમાં પ્રતીબંધ થતો નથી ૮ વી. રી. ૮૫.

૨૦—એક સખસે એક દાવામાં અરજી ફાઇલ કરેલી એવું કહીને કે હુકમનામાના દેણદારનો તમામ હક્ક મને આપવામાં આવેલો છે અને હુકમનામાવાળાએ હુકમનામુ બજાવવાને જે કોસીસો કરેલી તે તમામ કોસીસો વીરૂદ્ધ કેટલાંક વરસો સુધી તે સખસે સામી હરકતો લીધેલી છે. તેમાં ઠરાવ્યું છે કે તે પ્રમાણે હરકત લેનાર સખસ પ્રતીવાદી તરીકે જવાબદાર છે અને તેના ઉપર બજાવણી થઇ શકે છે. ૭ વી. રી. ૩૬૧.

૨૧—સને ૧૮૬૦ ના આકટ ૨૭ પ્રમાણે ચાલેલા કામમાં એક વીધવા વાદીએણે હું મારા દત્ત લીધેલા સગીર દીકરાની વાલી અને ટ્રસ્ટી છું એમ કહેલું પરંતુ તે સર્ટીફીકટ પ્રતીવાદીને આપવામાં આવ્યું હતુ. કારણ કે પ્રતીવાદી તેણીના ધણીના વુઇલની રૂઇએ દાવો રાખતો હતો. પછી વાદીએણે ધણીની વીધવા તરીકે તે દત્તક દીકરા વીના પ્રતીવાદીએ બતાવેલા વુઇલ વીશે વાંધો લેવાને દાવો કર્યો અને તેમાં તે દત્તકે મદદ કરી. તેમાં ઠરાવ્યું છે કે સદરહુ કામમાં વાદીએ જે પ્રથમ હકીકત કહેલી છે તેથી આ દાવો ચાલવાને હરકત નથી.

વી. રી. સને ૧૮૬૪'પાનું ૧૯૮.

**૨૨**—વડીલોપાર્જીત મીલકતના કામમાં બાપે કરેલી કબુલત દીકરા વીરૂદ્ધ ઉપયોગમાં લેઈ શકાય છે પણ તે નીશ્ચયકારક નથી અને તે કબુલત સાજસથી અથવા ભુલ ભરેલી રીતે કરેલી છે એવી તકરાર કરવાને દીકરાને અટકાવ થતો નથી. ૨ આગ્રા. ૧૪૫.

**૨૩**—ઠરાવેલુ છે કે વાદીઓ જે સખસની મારફતે દાવો કરે છે તે સખસોએ એક વુઇલ ઇનકાર કરેલુ તેથી તે વુઇલની રૂઈએ વસીયત લેવાને દાવો કરવાને પ્રતીબંધ થતો નથી. ૨ આગ્રા. ૧૭૧.

**૨૪**—જમીન બાબતના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરેલી કે તે વડીલોપાર્જીત છે. પછી તેણે એવો પૂરાવ ગુજારેલો છે કે સને ૧૮૧૪ માં તે જમીન માહારા બાપને ગીરો આપવામાં આવી હતી, અને માહારા બાપે સને ૧૮૩૧ માં ખરીદ કરેલી છે. તેમાં ઠરાવ્યું છે કે ઉપર પ્રમાણે ભુલ ભરેલી તકરાર કરેલી છે તોપણ સદરહુ પુરાવ દાખલ કરવા લાયક છે. ૧ મદ્રાસ. ૭૨.

**૨૫**—પ્રથમ એક સખસે એમ કબુલ કરેલુ કે અમુક મીલકત ઉપર હાલ મારો હક નથી. તેથી તેનો તે મીલકતમાં પાછળથી વારસ થવાનો હક્ક હોય તે કારણથી તે મીલકતનું વેચાણ અટકાવવાને દાવો કરવાને પ્રતીબંધ થતો નથી, ૧ વાવ્યપ્રાંત. ૫.

**૨૬**—એકાદા સખસની જગોએ થઇ ગએલા સખસે આપેલી કબુલત તે સખસના વીરૂદ્ધ બતાવવામાં આવે તો તે એમ બતાવી શકે છે કે જે સખસની કબુલત મને બંધનકારક કહેવામાં આવે છે તે સખસનો તે વખતે મીલકત ઉપર કાંઈ હક્ક નહી હતો. ૨૫ વી. રી. ૧૨૫.

**૨૭**—**अ** એ એક હુકમનામાની રૂઇએ પોતાનો હક સબંધ **ब** ને વેચાણ આપ્યો. પછી **अ** ના ઉપર થએલા હુકમનામામાં **अ** નો તે હક સબંધ વેચાયો અને **क** એ ખરીદ કર્યો. **ब** એ **क** ઉપર દાવો કર્યો પરંતુ તેણે પોતાનો હક સબંધ અથવા **क** ને આપેલુ વેચાણ રદ કરાવવાનો હક સાબેત કર્યો નહી. **अ** તે દાવામાં હાજર થયો અને કબુલ કર્યું કે મેં **ब** ને તે હક આપેલો છે. તેમાં ઠરાવેલુ છે કે **ब** તે **क** ની વીરૂદ્ધ પોતાનો હક્ક સાબેત કરી શક્યો નથી તેટલા કારણથી તેને તે હક પાછો લેવાને પરવાનગી આપી શકાતી નથી. ૭ વી. રી. ૩૬૦.

**૨૮**—સને ૧૮૪૨ થી અમુક મીલકત ગીરો હતી તેથી ગીરો હકનો અમલ કરવાને ગીરો રાખનારાઓએ ઈનામદાર ઉપર દાવો કર્યો. તેમાં એવો જવાબ આપવામાં આવ્યો હતો કે સને ૧૮૪૫ માં તે ઇનામી જમીનનો કબજો કલેકટરે લેઇ લીધો છે અને તેથી તે ઇનામ હક્ક રહ્યો નથી અને ગીરોનો હક્ક પણ રહ્યો નથી. હાલના જમીનદાર કે જે સને ૧૮૬૩ માં ઈનામ આપનારનો દીકરો અને વારસ છે તેણે એવો દાવો કર્યો કે કબજો છોડવાની નોટીસ આપીને પટો મેં બંધ કરેલો છે. તેમાં ઠરાવ્યું છે કે ઉપરની હકીકતથી વાદી અને ઇનામદારોની વચ્ચમાં કાંઇ પ્રતીબંધ થતો નથી. કારણ કે તે જમીનદાર તે દાવામાં પક્ષકાર નહી હતો. માટે તે હકીકત ફક્ત કબુલત છે અને નીશ્ચયકારક નથી. ઈ. લો. રી. ૯ મદ્રાસ ૩૦૭.

**૨૯**—આસીસ્ટંટ જડજની રૂબરૂ વાદીએ એવી તકરાર કરેલી કે દાવાની અરજીમાં છેવટની દાદ માગ્યા સીવાય ફક્ત હક ઠરાવવાને માગેલું છે અને તેથી તે ઉપર યોગ્ય સ્ટાંપ છે અને તે તકરાર મંજુર રાખવામાં આવેલી છે તો પછી સને ૧૮૬૯ ના મુંબા-

ઇની કોર્ટોના આકટ ૧૪ ની કા. ૧૬ પ્રમાણે અમુક મકાન દાવાવાળુ છે એમ અપીલમાં વાદી કહી શકે છે કે નહીં તે એક સ્વાલ છે. ૧૧ મુંબાઈ. ૧૮૬.

૩૦—પ્રતીવાદીએ પોતાની લખેલી હકીકતમાં એવી તકરાર કરી છે કે ભાગીદારીનો તમામ હીસાબ લેવામાં આવે તો જે ફાળો આપવાને દાવો કરવામાં આવ્યો છે તે ફાળો આપવાને હું વાદીનો દેવાદાર નથી. તો પછી તે હીસાબ લેવાને મુદતની હરકત છે એમ પ્રતીવાદી તકરાર કરી શકતો નથી. ૧૨ મુંબાઇ. ૯૭.

૩૧—છેવટની પળે પ્રતીવાદી પોતાના જવાબનુ સ્વરૂપ તમામ ફેરવીને અપીલમાં જે તકરાર પ્રતક્ષ રીતે અને કપટથી નીચેની કોર્ટમાં નાકબુલ કર્યું હોય તે કરી શકતો નથી. ઇ. લો. રી. ૬ કલકતા ૫૫-૬ કલકતા લો. રી. ૩૭૫.

૩૨—સીરસ્તદારે પોતાની નોકરી જાય નહી તેથી જુઠી કબુલત કરેલી હોય તો તેથી તેના વારસોને સાચી હકીકત બતાવવાને પ્રતીબંધ થતો નથી. ૬ વી. રી. ૩૮.

૩૩—એક દાવાના જવાબમાં ત્રીજા પક્ષકારને નીષ્ફળ કરવાને સારૂ બે પક્ષકારોએ એકઠા થઇ અમુક હકીકત કહી હોય તો પણ જ્યારે એકાદા દાવામાં તે પક્ષકારો એક બીજા વીરૂદ્ધ થાય ત્યારે તેમાંનો એક પક્ષકાર એમ કહી શકે છે કે તે કહેલી હકીકત જુઠી હતી અને ત્રીજા પક્ષકારના વીરૂદ્ધ કપટ કરવાના ઇરાદાથી કહેલી હતી માટે પ્રથમના કામમાં જે કબુલત આપેલી હોય તે પાછળના દાવામાં બેમાંથી એકે પક્ષકારના વીરૂધ્ધ પ્રતીબંધ થતો નથી. પરંતુ કોર્ટ તે વ્યવહાર કેવી રીતનો છે તે વીશેનો તપાસ કરી શકે છે અને જો પોતાની એવી ખાતરી થાય કે તે વ્યવહાર શુદ્ધ અંતઃકરણનો નથી તો તે રદ ઠરાવી શકે છે. ૧ વી. રી. ૧૫૬–૧૫ વી. રી. ૧૪–૧૩ મુર ઇંડીયન અપીલ્સ. ૫૫૧.

૩૪—પ્રથમનાં કામમાં પ્રતીવાદીઓએ કબુલતો આપેલી તેનું સાચાપણું ઈનકાર કરવાને અપીલકોર્ટે પરવાનગી આપેલી નહીં અગર પ્રતીવાદીની જુઠ અને દગો તેને બતાવવા દીધેલો નહી. તેમાં એક કામમાં પ્રીવીકોંસીલે એવો ઠરાવ કરેલો છે કે ન્યાયની કોર્ટમાં પ્રથમ જે હકીકત કહેવામાં આવેલી હોય તેથી તે વહેવારનું ખરાપણું બતાવવાને પક્ષકારને પ્રતીબંધ થતો નથી. એ વીરૂદ્ધ અપીલકોર્ટ વર્તેલી છે એમ ગણવામાં આવેલું છે. ૨૧ વી. રી. ૪૨૨–૨૩ વી. રી. ૪૨–૧૫ વી. રી. ૧૪–૬ બં. લો. રી. ૨૮૩–૧૫ વી. રી. ૧૬–૧૩ મુર ઇંડીયન અપીલ્સ ૫૮૮–૨૪ વી. રી. ૩૯૧—૨૫ વી. રી. ૪૦—૯ કલકતા લો. રી. ૯૪.

૩૫—ગામના વહીવટના કાગળમાં એકાદો ખેડુત પક્ષકાર ના હોય અને તે કાગળમાં જે સરત દાખલ કરેલી હોય તો સરતથી તે ખેડુત બંધાએલો નથી. ૧ આગ્રા ૧૩–૩ આગ્રા ૧૧ તથા ૨૪૫.

૩૬—સને ૧૮૬૦. ના ઇનકમટાક્સ આકટ ૩૨ ની કા. ૭૭ ના કલમ ૪ પ્રમાણે ઈનકમટાક્સ અમલદારની તરફથી જે પત્રક મોકલવામાં આવેલુ હોય તે જમીન ઉપરના કાયમ હકની બાબતમાં પક્ષકારના વીરૂદ્ધ નીશ્ચેકારક પુરાવ થતો નથી. ૬ વી. રી. ૨૫૨.

૩૭—ઇનકમટાક્સ ઓફીસમાં એક અરજદારે અરજી કરી પોતાનો પેદાશનું કબુલ આપેલું તો તે અરજી આપનાર અને તે ઉપર સહી કરનાર સખસ વીરૂદ્ધ તે પુરાવ છે પરંતુ તે નીશ્ચેકારક નથી. પરંતુ જો તેમાં જુઠી હકીકત બતાવેલી હોય તો તેથી સને ૧૮૫૯

ના આકટ ૯ ની કા. ૧૯ પ્રમાણે તે અરજદાર ફોજદારી ફરીઆદનો જવાબદાર થાય છે તો પણ ઇનકમટક્સ આપવો પડે નહીં તેવા હેતુથી તે હકીકત તેણે બતાવી હતી અને તેથી જુદી હકીકત છે એવું સાબેત કરવાને તે અરજી ઉપર પ્રતીજ્ઞા કરનાર સખસને પ્રતીબંધ થતો નથી. ૨૪ વી. રી. ૧૭૩.

**જમીનના માલીક તથા સાંથે રાખનાર અને તેમનો હક ઇનકાર કરવો તે.**

૩૮—**અ** એ **બ** ને જમીનદાર ગણી કેટલાંક વરસો સુધીની કબુલત લખી આપેલી હતી, તે જમીનદારીનું પટની **બ** એ **ક** ને આપ્યું. તેથી **ક** એ તે પટાની ચડેલી સાંથ લેવાને પટે રાખનાર **અ** ઉપર દાવો કર્યો. **અ** એ પોતાના જવાબમાં **બ** ને પટો લખી આપ્યાની વાત કબુલ કરી પરંતુ ખરી રીતે **બ** પટે આપનારો છે અને તેનો સાંથ લેવાનો હક છે તે વાત ઇનકાર કરી. એવું કહીને કે **બ** ત્રીજા પક્ષકાર તરફથી ફકત બેનામીદાર છે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીબંધ વીશેનો ઇંગ્રેજી નીયમ છે તે હીંદુસ્તાનમાં લાગુ થતો નથી અને સાંથના દાવામાં તે પટામાં પટે આપનારનો જે હક બતાવેલો છે તે ઇનકાર કરવાને **અ** મુખત્યાર છે અને મુખજુબાનીથી પટામાં બતાવેલા હક સીવાય જુદો હક છે એમ તે સાબેત કરી શકે છે ૭ બંગાળા લો. રી. ૭૨૦—૧૬ વી. રી. ૧૮૬-૭ બં. લો. રી. ૭૨૩.

૩૯—પુરાવ આકટની કા. ૧૧૬ પ્રમાણે એક સાંથે રાખનાર એવી તકરાર કરે કે મને સાંથે આપનાર જમીનના માલેકનો હક ગએલો છે અગર માહારી સાંથની મુદત પુરી થએલી છે તો તેવી તકરાર કરવાને તેને અટકાવ થતો નથી. સાંથનો પટો જ્યારી હોય તે દરમીઆનમાં ફકત તે પટો શરૂ થતી વખતે જમીનના માલેકનો હકક નહી હતો એવી તકરાર તે કરી શકતો નથી. ઇ. લો. રી. ૨ મદ્રાસ ૨૨૬.

૪૦—એકાદો સાંથે રાખનાર પટાની મુદત પુરી થયા પછી કબજો છોડે નહી તેથી તે કબજો છોડાવવાના દાવામાં તે એવી તકરાર કરી શકતો નથી કે વાદી જમીનનો માલેક છે તેના કબજામાં લાખીરાજ હકક બળવાન નહી તેવા હકકથી જમીન છે માટે જમીનદારનો તે જમીન ઉપર હક છે અને વાદીનો નથી. માર્સ ૩૭૭—૨ હે ૪૭૩.

૪૧—જમીનના માલેકને સાંથ આપીને અથવા બીજી રીતે સાંથનો પટો છે એવુ સાબેત કરવામાં આવે તો સાંથે રાખનાર ઉપર કબજો લેવાના દાવામાં સાંથે રાખનાર જમીનના માલેકનો હક સાધારણ રીતે ઇનકાર કરી શકતો નથી તેણે પ્રથમ કબજો આપવો જોઇએ અને પછી જો તેનો કાંઈ હકક હોય તો જમીનના માલેક ઉપર કબજો લેવાને દાવો કરવામાં આવે તેમાં તેની તપાસ થઇ શકે છે. ૮ મુંબાઈ ૧૭૫

૪૨—એક સાંથે રાખનારે વારંવાર એમ કબુલ કરેલુ કે અમુક કબજાવાળા સખસનો માલકી હકક છે અને તેનો સાંથ લેવાનો હક છે તો પછી તે માલકી હકકનો કબજો જે દસ્તાવેજથી મેળવેલો હોય તે દસ્તાવેજ રજીસ્ટર કરાવેલો નથી તેટલા કારણથી તે હકના બળવાનપણા બાબત પાછળથી વાંધો ઉઠાવવાને સાંથે રાખનારને પરવાનગી આપી શકાતી નથી. ૩ વાબ્યપ્રાંત ૧૫૩.

૪૩—જે સખસની પાસેથી સાંથે રાખનારે જમીન રાખી હોય તે સખસોના કામમાં ફકત સને ૧૮૭૨ના પુરાવ આકટ ૧ લાની કા. ૧૧૬માં પટાની શરૂઆત વખતે એવા શબ્દો છે તે લાગુ થાય છે અને જે સાંથે રાખનારા ઓનો કબજો પ્રથમથીજ હોય તો તેના કામને

તે લાગુ થતા નથી. ઇ. લા. રી. ૧૧ કલકતા ૫૧૯

૪૪—વાહાણ ફરવા લાયક નદીમાં જળકરની બાબતમાં કબજો છોડાવવાને દાવો કરેલો હોય તો તેમાં જો પ્રતીવાદીએ વાદીને અગર તેમની જગોએ આગળ થઇ ગએલા સખસોને જો સાંથ આપેલી હોય તો વાદીનો તે નદીમાં માછલાં પકડવાનો હક હોઇ શકતો નથી એવો જવાબ આપવાને તેને અટકાવ થાય છે. ૧૧ કલકતા. લો. રી. ૯.

૪૫—એક હીંદુ સખસે વુઇલ કરેલુ પરંતુ તેથી પોતાની વીધવાને મીલકત બીજાને આપવાનો કાંઇ અખતયાર આપવામાં આવેલો નહી હતો અને તે વીધવાએ આપેલા પટાની રૂઇએ એક પટનીદારે સાંથ લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવેલુ છે કે જો કે તે વીધવાને સાંથ મળતી હતી તો પણ તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો છે તે બરોબર છે. એકાદો સખસ બીજાને એમ માને કે તે જમીનના માલેકનો પ્રતીનીધી છે અને તેથી તે તેને સાંથ આપે તો પાછળથી તે બીજા સખસનો હક નથી એમ બતાવવાને તેને પ્રતીબંધ થતો નથી માટે આ કામમાં પણ મરનાર ધણીના વુઇલ પ્રમાણે વાદીનો કાંઈ હક નથી એમ પ્રતીવાદીને બતાવવાને પ્રતીબંધ થતો નથી. ૬ વી. રી. ૭૧ —૨૪ વી. રી. ૧૦૧.

૪૬—અરજદારે અમુક જમીન પડતર છે એમ બતાવેલું તેનું મેહેસુલ આપવાને જવાબદારી છે એવી કલેકટરને અરજ કરવામાં આવી. તેમાં એમ માલમ પડયું છે કે આવો હક ઉતપન કરવાને સરકારનો હક નથી માટે ભુલ ભરેલી સમજથી અરજદારે જે તૈયારી બતાવેલી તેથી તે બંધાએલો નથી. તેમ જમીનદારના વીરૂદ્ધ હું કાંઇ સાંથ આપવાને જવાબદાર નથી એવી તકરાર કરવાને તેને પ્રતીબંધ થતો નથી. ૧૪ વી. રી. ૩૯૧.

૪૭—પ્રતીવાદીએ વાદીની પાસેથી હું સાંથે રાખનાર નથી એવી ઇનકારીઆત કરવાથી સાંથનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો તેથી વાદીએ પ્રતીવાદી ઉપર ખાસ કબજો લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવેલુછે કે પ્રથમની ઇનકારીયત કર્યા પછી પ્રતીવાદી હાલ સેટલમેંટ માગી શકતો નથી અને માગેલો કબજો આપવાને ના કહી શકતો નથી. ૨૪ વી. રી. ૨૭૩-૨ કલકતા લો. રી. ૨૦૮.

૪૮—સને ૧૮૬૩ ના મુંબાઇ આકટ ૭ પ્રમાણે અમદાવાદ જીલ્લામાં મળેલી ગામના રજીસ્ટર કરેલા કબજેદારો .વાદીઓછે તેઓએ સને ૧૮૬૪માં સણંદ મેળવેલી છે. પ્રતીવાદીઓ તે ગામના અસલ માલેકના વંશજો છે પણ સને ૧૮૬૮ ના અરસામાં તે ગામને લગતુ ખર્ચ અમે આપી શકીએ તેવુ નથી તે કારણથી તે માલેકોએ તે ગામ ઉપરનો પોતાનો હક છોડી દેઇને વાદીના વડીલોને આપ્યુ એવી સરતથી કે તેઓ તે ગામની ત્રીજા હીસ્સાની જમીન વાંટા તરીકે નકરી ભોગવે અને ઘર વેરા સીવાય બીજી કાંઈ તેઓની જવાબદારી નથી. તેમાં ઠરાવ્યુછે કે આ હકીકત ઉપરથી પક્ષકારોની વચ્ચે જમીનના માલેક અને સાંથે રાખનારનો હક થતો નથી. પ્રતીવાદીઓએ કેટલાંક વરસો સુધી સરકારે વાદીઓ પાસેથી જે સલામી લીધેલી તે વાદીની તરફથી આપેલી છે તેથી પ્રતીવાદીઓને પોતાના વધારે સારા હકની ખબર થઈ ત્યારે વાદીઓનો વધારે કાંઈ વસુલ લેવાનો હક નથી એવી તકરાર કરવાને તેમને પ્રતીબંધ થતો નથી. ઇ. લા. રી. ૪ મુંબાઇ ૭૯.

૪૯—એક સખસે પટો જબરાઇથી કબુલ કરેલો અને તે આપનારને સાંથ આપેલી પણ તેથી જ્યાં સુધી તે લેનારે તે સખસને કબજો આપ્યો ના હોય ત્યાં સુધી તે લેનારના હકક

વીશે તકરાર કરવાને તે સખસને પ્રતીબંધ થતો નથી. ૬ વાવ્યપ્રાંત ૩૩૩.

**ડીડ તથા બીજા દસ્તાવેજોથી પ્રતીબંધ.**

**૫૦**—જે સખસો પ્રતીબંધ ઠરાવવાને એકાદા દસ્તાવેજ ઉપર આધાર રાખતા હોય તે સખસોએ તે દસ્તાવેજનો અર્થ ખુલ્લી રીતે સાબેત કરવો જોઇએ. જો કાંઈ અદેશો હોય તો આસપાસની હકીકત જોઇ તેનો અર્થ કરી શકાય છે. ૧૩ બં. લો. રી. ૩૧૨. ઇંડીયન અપીલ્સ ૧૫૭.

**૫૧**—એ દેશી ખતો પ્રતીવાદીએ મુદલ તથા બ્યાજનાં લખી આપેલાં તેની રૂઈએ દાવો કરવામાં આવ્યો. અને તે ખતમાં એવો મચકુર લખ્યોછે કે મુદલ નાણાં રોકડાં કરજે લીધાંછે. તેમાં ઠરાવ્યું છે કે તે મુદલ રકમનો કાંઇ ભાગ ફકત મને રોકડો મળેલો છે એમ પ્રતીવાદી બતાવી શકે છે. સીકકાવાળા દસ્તાવેજોની બાબતમાં પ્રતીબંધ વીશે ઇંગ્રેજી લોકોનો સખત શાંકીત નીયમછે તે હીંદુસ્તાનનાં દેશીઓમાં સાધારણ વપરાતા લખેલા દસ્તાવેજોને લાગુ થતો નથી. ગ દિ. વ. ૨ મદ્રાસ ૧૭૪.

**૫૨**—એક ખતમાં એવો ઠરાવ લખેલો છે કે તમામ વસુલ ખતની પીઠે લખવો અને તેમ લખવામાં નહી આવે તો વસુલની તમામ તકરાર રદ છે તો તે દેવું અગર તેનો ભાગ વસુલ આપવામાં આવેલો છે એમ બીજી રીતે સાબેત કરવાને પ્રતીવાદીને પ્રતીબંધ થતો નથી. ૮ વી. રી. ૩૧૬, ૩ વી. રી. પરચુરણ ૨૩, ઈ. લો. રી. ૧ મુંબાઇ ૪૫.

**૫૩**—દાવાવાળી બાબતની એકાદી કોર્ટને સામાન્ય હકુમત હોય તો પક્ષકારો વચ્ચેના સવાલો તે સામાન્ય હકુમત વીરૂધ કામ ચલાવી નીર્ણય કરવો એવો તેમની વચ્ચે કરાર કરી શકે છે. ૧૫ બં. લો. રી. ૩૮૩, ૨૪ વી. રી. ૧૯૩, ૨ ઇંડીયન અપીલ્સ. ૨૧૯, ઇ. લો. રી. ૫ કલકતા ૨૭, ૪ કલકતા લો. રી. ૨૭.

**૫૪**—ખુંટની હદ ઠરાવવાને સારૂ પંચોએ જે નીકાલ કરેલો હોય તે પ્રમાણે ચાલવું એવો પક્ષકારોએ કરાર કરેલો હોય તો તે પંચોનો ઠરાવ એવો નીશ્ચેકારક પુરાવ નથી કે જેથી પંચોએ ગેરવ્યાજબી ઠરાવ કરેલો છે એવું બતાવવાને કાંઇ પ્રતીબંધ થાય. ૭ વી. રી. ૮, ૩ મુર ઇંડીયન અપીલ્સ ૩૮૩.

**૫૫**—ઠરાવેલું છે કે પંચો તરફથી કાંઇ ભુલ અગર ખોટી વર્તણુંક ના હોય તો પક્ષકારોને પંચનો ઠરાવ બંધનકારક છે. ઇ. લો. રી. ૧૧ કલકતા ૩૮૬, ૧૨ ઇંડીયન અપીલ્સ૬૭.

**૫૬**—વાદીએ એક લવાદના ઠરાવની રૂઈએ લેહેણી રકમ અથવા માલ નહી કરવાથી થએલા નુકશાનના રૂ ૮૫૦) લેવાને દાવો કર્યો. તે નુકશાન કરાર વખતે માલની જે કીમત ઠરાવેલી તે અને બજાર કીમતની વચ્ચેનો ગાળો છે. તેમાં ઠરાવ્યું છે કે તા.૧ ડીસેંબર સને ૧૮૮૧ ના પહેલાં બોજો તેવોજ માલ વેચવો નહી એવી સરત તોડયાનો જવાબ જે તે તોડયાનો જવાબ આપવાને પ્રતીબંધ થતો નથી. ઈ. લો. રી. ૮ કા. ૮૦૯.

**૫૭**—એક દાવાના પક્ષકારોએ સ્વભાવીક રીતના કરારથી કેટલાક ઠરાવો કરી તે બાબત કોર્ટને ખબર આપેલી છે, અને કોર્ટે તે મંજુર કરી તે પ્રમાણે હુકમ કરેલો છે, અને તે કરાર પ્રમાણે ચાલવામાં આવેલુ માટે એમાંથી એક પક્ષકાર તેમાંથી છુટો થઇ શકતો નથી. કોર્ટ પોતાના હુકમનામામાં કાંઇ વધારો કરી શકતી નથી એવો જે નીયમ છે તે આવા કરારથી તુટે છે કે નહીં.

એ સવાલમાં કોર્ટ પેસતી નથી, માટે જે પક્ષકાર આવો સવાલ ઉતપન કરવાને માગતો હોય તો તેને પોતાની વર્તણુકથી અને કોર્ટે તે ઉપરથી કરેલા ઇલાજ ઉપરથી પ્રતીબંધ થાય છે. ઈ. લો. રી. ૫ કા. ૨૭, ૪ કા. લા. રી. ૨૯.

૫૮—દસ્તાવેજથી પ્રતીબંધ થાય તેવો જે જુનો ઈંગ્રેજી નીયમ છે એવુ આ દેશમાં કાંઇ થાય તો તે ઘણુ ગેરવ્યાજબી છે. એક પક્ષકારે અ ના લાભમાં નામની કબુલત આપેલી હોય તો, તેથી અ ની સાથે તેણે બીલકુલ કરાર કર્યો નથી એવી તકરાર કરવાને પ્રતીબંધ છે. ૨૦ વી. રી. ૩૫૨.

૫૯—દત્તવિધાન રદ કરવાને સાસુએ દાવો કર્યો તેમાં દત્ત લેનારે કબુલત આપેલી કે અમુક દસ્તાવેજની રૂઇએ સાસુએ પોતાના મરનાર ધણીના દત્તક તરીકે એક સખસને દત્ત લીધેલો તે બળવાંન છે તો તેનુ બળવાનપણું ઇનકાર કરવાને તે દત્ત લેનાર માને પ્રતીબંધ થતો નથી. માસ. ૪૫૫.

૬૦—પ્રથમના દાવામાં એક દસ્તાવેજ લખી આપેલો છે એવી એક સખસે ફકત કબુલત આપેલો હોય તો તેથી તે દસ્તાવેજના બળવાનપણા વીશે વાંધો લેવાને અને તે નામનો છે અને ખરૂ વેચાણ ખત નથી એવી તકરાર કરવાને હરકત નથી. ૧૯ વી. રી. ૧૧૮.

૬૧—વાદીએ સને ૧૮૭૫ ની સાલમાં અમુક સ્થાવર મીલકતનો કબજો પ્રતીવાદી પાસેથી લેવાને દાવો કર્યો. તે મીલકત પ્રતીવાદીએ તા. ૮ જુન સને ૧૮૬૧ ના રોજના એક તરફી હુકમનામાની બજાવણીમાં સને ૧૮૭૩ માં મેળવી હતી. તે હુકમનામુ તા. ૨૪ ડીસેંબર સન ૧૮૫૩ ના રોજનું વાદીએ પ્રતીવાદીને સરતી વેચાણ લખી આપેલું તેની રૂઈએ મેળવવામાં આવ્યું હતુ. વાદીએ કહ્યું છે કે તે ખત મારા દીકરાના દાવામાંથી તે મીલકત બચાવવાને સારૂ લખી આપવામાં આવ્યુ હતુ. અને તા. ૧૬ જાનેવારી સને ૧૮૫૬ ના રોજ એક કરાર લખી આપેલો છે તેમાં એવો ઠરાવ કરેલો છે કે વાદીના કબજામાં હરકત થવી નહી જોઇએ તેમ છતાં તે ઠરાવ તોડેલો છે માટે તે વેચાણ ખતનો કરાર રદ કરવાને વાદીએ માગેલું છે. પ્રતીવાદીએ તકરાર કરી કે વાદીને પ્રતીબંધ છે. તેમાં ઠરાવ્યું છે કે વાદી પ્રતીવાદીની વચ્ચમાં ખરો વહેવાર કેવો થએલો છે તે બતાવવાને તથા માગેલી દાદ મેળવવાને વાદીને પ્રતીબંધ થતો નથી. ઇ. લો. રી. ૧ અલહાબાદ. ૪૦૩.

૬૨—પ્રતીવાદીના કબજામાં સાંથે રાખનાર તરીકે અમુક જમીન હતી અને તે સબંધી તેણે કેટલાંક વરસ સાંથ આપેલી હતી તે જમીનનો કબજો લેવાને વાદીએ દાવો કર્યો તેમાં પ્રતીવાદીએ કહ્યું છે કે મેં તે જમીન સાંથે રાખી તે પહેલાં વાદીએ બીજી મીલકતની સાથે તે જમીન પાકો અવેજ લેઇ વેચાણ આપેલી છે. આ વેચાંણ ખત ફકત બેનામી માલમ પડેલુ છે, તેમાં ઠરાવ્યું છે કે સાંથે રાખ્યાની વાત કહેવાને તથા હકીકત પ્રમાણે કબજો લેવાને વાદીને પ્રતીબંધ થતો નથી. ૧૦ કલકતા. લો. રી. ૧૯૯.

૬૩—ઠરાવેલુ છે કે ગીરો રાખનાર તરીકે પ્રતીવાદીએ રૂ ૭૫૦) વસુલ લીધા છે પરંતુ કાંઇ હરકત તેમને થયા સીવાય જમીનનો કબજો તેમની પાસે રહેવા દીધો છે માટે ખરીદદાર અગર માલેકની તકરાર હુકમનામાની બજાવણીની સફળ કરવાના હેતુથી કરેલી છે તે કરવાને તેમને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૭ મું. ૭૮.

૬૪—સને ૧૮૭૧ માં અમુક મીલક-

તના ગીરો રાખનાર તરીકે **મ** હતો તેમ છતાં તેણે હું માલેક છું એમ બતાવીને **સ** ને તે મીલકત ગીરો આપી. અને ૧૮૭૫ માં **મ** એ તે મીલકતનું વેચાણ કરાવી લીધું અને માલેક થયો પછી સને ૧૮૭૭ માં **મ** ના ઉપરના હુકમનામાની બજાવણીમાં તે મીલકત વેચાઈ અને **અ** એ તે ખરીદ કરી, ત્યારપછી **સ** એ **મ** તથા **અ** ઉપર **મ** ના આપેલા ગીરોનો અમલ કરવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે **મ** એ તે મીલકત ખરીદ કરી અને માલેક થયો તે પછી અને **અ** એ ખરીદ કરી તે પહેલાં **સ** એ તે ગીરોનો અમલ કરવાને દાવો કર્યો હોત તો તે ગીરોનું બળવાનપણું ઇનકાર કરવાને **મ** ને પ્રતીબંધ થાત અને તે ગીરોમાં કાંઇ કપટ નથી અને તે હકીકત જાણ્યા છતાં અને **મ** માલેક થયો ત્યારપછી **અ** એ તે ખરીદ કરી છે માટે તે ગીરોનું બળવાનપણું ઇનકાર કરવાને **અ** ને પ્રતીબંધ છે અને તેના કબજામાં ગીરોવાળી મીલકત તે **મ** ના દાવા વીશે જવાબદાર છે. ઈ. લો. રી. ૩ અ. ૮૦૫.

૬૫—એક જમીનનો નીમે ભાગ વેચાણ આપનાર ઓરતે વેચાણ ખતમાં એમ કહેલુ કે હું ફકત તે નીમે ભાગની માલેક છું અને બીજો નીમે ભાગ મારી મરનાર એનના દીકરાનો છે તો તે કહેવું તે બીજા નીમે ભાગની માલેક નથી એ વીરૂદ્ધ નીશ્ચેકારક પુરાવ થતો નથી. તેમ તે બીજો નીમે ભાગ તેંણીની પાસેથી ખરીદ કરનારે ખરીદ કરેલી હોય તેના હકને હરકત થતી નથી. **અ** એ **ક** ની દીકરી **બ** પાસેથી અમુક મીલકત લેવાને દાવો કર્યો એવા કારણથી કે **ક** મરણ પામ્યો એટલે તેના વારસ તરીકે **ઢ** ને તે મીલકત મળેલી છે અને એક એવો કબાલો રજુ કરવામાં આવેલો છે કે **ક** બીન ફરજંદે મરણ પામેલો છે તેથી તે મીલકત **ઢ** ને મળેલી છે. તેમાં ઠરાવ્યું છે કે **ક** એ એક દીકરા **ઈ** ને મુકેલો છે અને તે **ઈ** ના વારસ તરીકે તે મીલકત **ઢ** ને લેવાનો હકક છે. અને **ઢ** નો વારસ તે મીલકત ઉપરનો હકક આપી શકે છે. એવું સાબેત કરવાને **અ** ને પ્રતીબંધ થતો નથી. ઇ. લો. રી. ૪ કલકતા ૩૯૭.

૬૬—પ્રતીવાદીના કાયદેસર કબજામાં અમુક મીલકત હતી તે જપ્ત કરી વેચાવી. અમુક મીલકત વસુલ કરવા વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કર્યો. વાદી અને પ્રતીવાદી એક દસ્તાવેજની રૂએ અમને હકક મળેલો છે એમ બતાવે છે અને તે દસ્તાવેજ કોર્ટના અભીપ્રાયમાં મુસલમાની સરેહ પ્રમાણે નાબુદ માલમ પડેલો છે તેમાં ઠરાવેલુ છે કે તે દસ્તાવેજનું બળવાનપણું ઇનકાર કરવાને પ્રતીવાદીને પ્રતીબંધ નથી. અને પક્ષકારોની વચ્ચે તે દસ્તાવેજ બળવાન છે એવું ઠરાવવાને કોર્ટ બંધાએલી નથી. પ્રતીવાદીના કબજામાં તે જમીન છે માટે તેનો ગમે તેવો હક્ક હોય પરંતુ તે જપ્ત કરી વેચાવવાનો હકક છે એવો ચડતા દરજજાનો હકક વાદીએ સાબેત કરવાનો છે. ઇ. લો. રી. ૭ મુંબાઇ ૧૭૦.

૬૭—એક ગામના સરકારી ઇજારદારે પોતાની હયાતી સુધીનો પટો હતો. તે પેટા પટે લેનારને લખી આપ્યો અને તેના અવેજમાં અમુક રકમ લીધી અને તે પેટા પટો રાખનારે અમુક વારસી સલામી લેવાના ઠરાવથી પ્રતીવાદીને હમેશનો પટો લખી આપ્યો. પછી તે ગામના માલેકપણાનો ઠરાવ પેટા પટે રાખનાર સાથે કરવામાં આવ્યો અને તેનો માલકી હકક એક લીલામમાં વેચાયો તે વાદીએ ખરીદ કર્યો અને વાદીએ તે પટો રદ કરવાને દાવો કર્યો તેથી તે પટાનો અર્થ

તે મીલકત ઉપર દાવો રાખ્યો છે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીની વર્ત્તણુકથી કાંઇ પ્રતીબંધ થતો નથી. અને વાદીનો તે મીલકતમાંથી ફકત નીમે ભાગ લેવાનો હક છે. ૪ મદ્રાસ. ૩૪૪.

૬૯—કબજા બાબત વાદીએ દાવાની અરજીમાં દેખીતી જુઠી હકીકત કહેલી છે તેથી તેને પ્રતીબંધ થતો નથી. પરંતુ કોર્ટ તે પેહેલાની હકીકત જોઈ શકેછે અને તે સાચી છે કે નહી તેનો નીર્ણય કરી શકે છે. અને તે મંજુર રાખવી કે નહીં એ વીશે પોતાની નજરમાં યોગ્ય લાગે તે પ્રમાણે કરી શકેછે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૨૮૨.

૭૦—એક પક્ષકારે એક અરજીમાં ભુલ ભરેલી કબુલત આપેલી કે તે દાવાને મુદતની હરકત નથી. પરંતુ જીલ્લાના આડીસનર જડજનો અભીપ્રાય પ્રથમ મુદત ગયા બાબતનો હતો તે અભીપ્રાય તેમણે કાયમ રાખ્યો. પરંતુ તેઅણે એવું ઠરાવેલુ છે કે એક સુલેનામામાં તથા બીજા કૃત્યોમાં વાદી પક્ષકારછે માટે તેને આ દાવો કરવાને પ્રતીબંધ છે. તેમાં ઠરાવ્યું છે કે આડીસનર જડજે મુદતના સ્વાલ વીશે ફરી તપાસ કરેલોછે તે બરોબર નથી. પરંતુ હકીકત વીશે તેમણે જે ઠરાવ કર્યોછે તેમાં સ્પેશીયલ અપીલમાં હાથ ઘાલી શકાતો નથીં. અને વાદીને તે સુલેનામાથી આ દાવો ચલાવવાને હરકત છે. ૧૪ વી. રી. ૩૭૦.

૭૧—એક અમલદીયાધીકારનો હક અમલમાં લાવવાના દાવામાં ખરીદદારોએ એવો જવાબ આપ્યો કે તે વેચાણ નામુદ છે એવા કારણથી કે અમો સગીર હતા અને કરાર કરવાને નાલાયક હતા. તેમાં ઠરાવેલુછે કે તેઓએ વેચનારને નાણું આપેલાં છે અને વેચાણ ખત પુરેપુરૂં કરવામાં આવ્યું છે અને તે મીલકત તેમના કબજામાં છે માટે આવું કારણ બતાવવાને તેઓને પ્રતીબંધ છે. ઇ. લો. રી. ૪ અલ્હાબાદ ૩૭.

૭૨—એક અમલદીયાધીકારના દાવાની રૂઇએ મીલકત મેળવવામાં આવી હોય તો તે મેળવનાર સખસને તે મીલકત ઉપર તે હક લાગુ નથી એવી તકરાર કરવાને પ્રતીબંધ થતો નથી. ૭ વાબ્યપ્રાંત ૩૮.

૭૩—એક સખસ પોતાના માણસને યોગ્ય સ્ટાંપનો કોરો કાગળ પોતાની સહી તથા સીક્કો કરીને એવા કારણથી સોંપે કે તે ઉપર ખત લખી આપીને પોતાના ફાયદા સારૂં નાણું કરજે લેવા અને પછી તે દસ્તાવેજ યોગ્ય રીતે લખી આપવામાં આવે અને તે વ્યહવારના ખરા પણા વીશે શક રાખવાને જે સખસોને કારણ ના હોય તે સખસો પાસેથી નાણું લે અને કાંઇ વીરૂદ્ધ પુરાવ ના હોય તો લખી આપનારની મરજી અને કહેવા પ્રમાણે તે ખત લખી આપેલુ થાય છે. ઈ, લો. રી. ૫ કલકતા ૩૯.

૭૪—અમુક જમીન ઉપર હુકમનામું બજાવતાં વાદીને અટકાવ કરવામાં આવે નહી એવી કલેકટરને ફરજ પાડવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ફકત એવો ઇસ્યુ હતો કે તે જમીન હુકમનામાના દેણદારોની ખાનગી મીલકત છે કે સરકારી ચાકરીઆત જમીન છે તેથી વાદીએ કહેલુ હતુ કે તે જમીન અમને ઇનામમાં આપવામાં આવી છે અને તેની સનંદ સોધીને કલેકટર તરફ મોકલવાને પરગણાના મામલતદારને મેં અરજ કરેલી છે તેમાં ઠરાવેલુ છે કે કલેકટરે તે સનંદની નકલનો નાશ કરેલો છે માટે તે એમ કહી શકતા નથી કે તે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૩ મુંબાઈ ૧૧૬.

## ફેસલાથી પ્રતીબંધ.

૭૫—કીમરટોનના હમેસના કામમાં ફે-

સલાથી જે પ્રતીબંધ થાય છે તે બાબતનો નીયમ ઠરાવવામાં આવેલો છે તેને અનુસરતો દીવાની કાયદાની કા. ૨૦નો નીયમ છે અને તે નીયમ સદરહુ કાયદા પ્રમાણે જે કામોની તપાસ થાય છે તેને લાગુ થાય છે. ૭ બં. હા. રી. ૩૬૭,૧૫ વી. રી. ૩૦.

૭૬—જ્યાંહાં સુધી હુકમનામું ફેરાવેલુ ના હોય અને તેમાં ફેરફાર કરેલો ના હોય ત્યાંહાં સુધી તે હુકમનામાના પક્ષકારો તથા તેમની તરફથી દાવો રાખનાર બંધાએલા છે, અને પ્રથમ કરાર કરવામાં આવેલો તે પ્રમાણે કોર્ટને તે હુકમનામું લખવાને પક્ષકારોએ અરજ કરેલી તેમ છતાં તે કરારથી તે હુકમનામુ જુદુ હોય તે કારણથી તે કરારનો અમલ થઈ શકતો નથી. ज वी. अ ૮ મું. ૨૪૧.

૭૭—એક સગીરના વાલી ઉપર સાંથ બાબત દાવો કરવામાં આવેલો તેથી કોર્ટે સગીરના વડીલે કબુલત આપેલી તેની રૂએ હુકમનામુ કર્યું. તે સગીર પાકી વયનો થયો ત્યાર પછી કબુલતની રૂએ પાછળથી ચડેલી બાકી બાબત તેના ઉપર દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે પ્રથમના દાવામાં જે હુકમનામુ થએલુ છે તેથી તે કબુલતનું બળવાનપણું ઇનકાર કરવાને તેને પ્રતીબંધ છે. માર્સ ૪૭૬–૨ હે. ૫૯૩.

૭૮—સને ૧૮૬૪ ની એક કબુલતની રૂએ વાદીએ પ્રથમ એક દાવો કર્યો હતો. અને તેમાં પ્રથમની સને ૧૮૬૨ ની કબુલત તેણે રદ કરેલી છે એવું દાવાની અરજીમાં બતાવેલુ નહીં હતું. પરંતુ ફક્ત તેણે એટલું કહ્યું હતું કે પ્રતીવાદીએ સને ૧૮૬૪ ની કબુલત લખી આપેલી છે અને તેમાં એવો મચકુર લખેલો છે કે સને ૧૮૬૨ ની કબુલત પ્રતીવાદીએ ખુશીથી રદ કરેલી હતી. પ્રતીવાદીએ સને ૧૮૬૪ ની કબુલત ઇનકાર કરી અને વાદી તે સાબેત કરી શકયો નથી. માટે સને ૧૮૬૨ ની કબુલતની રૂએ હાલ દાવો કરવાને તથા તે કબુલત કાયદેસરરીતે મેં રદ કરી નથી એમ તેને કહેવાને પ્રતીબંધ થતો નથી. ૫ વી. રી. ૧૬.

૭૯—અમુક દસ્તાવેજોની રૂએ એક દાવો કેટલેક દરજ્જે કરવામાં આવેલો તેમાં વાદીનો હકક મોઘમ શબ્દોમાં બતાવવામાં આવેલો હોય તો તેથી પક્ષકારોની વચ્ચે એવો ફેંસલો થતો નથી કે જેથી તેના તેજ પક્ષકારોની વચ્ચેના પાછળના દાવામાં સદરહુ દસ્તાવેજોના સાચાપણા વીશે તકરાર કરવાનો પ્રતીવાદીનો હક થાય. ૧૨ વી. રી. ૫૨૫.

૮૦—એક હુકમનામાના દેણદારની ગેરહાજરીમાં તેના ઉપર હુકમનામું બજાવવાનો હુકમ મેળવેલો હોય તેથી હુકમનામું બજી શકે એવું કાંઇ છે નહીં એવી પાછળથી તકરાર કરવાને તેને પ્રતીબંધ થતો નથી. ઇ. લો. રી. ૭ મુંબાઈ ૩૧૬.

૮૧—એક અવીભકત હીંદુકુટંબનો અંગભુત स હતો, તેનું પોતાનું દેવું હતું તે બાબતનું હુકમનામુ ल એ બજાવ્યું અને તે स ના કુટંબની અમુક મજીયારી જમીનમાં स નો હક હતો તે જપ્ત કરાવ્યો. क એ વચ્ચમાં આવીને એવી હરકત લીધી કે તે જમીન કુટંબી મીલકતની નથી અથવા વેહેંચણ કરવા લાયક નથી. દીવાની કાયદાની કા. ૨૪૬ પ્રમાણે તે હરકત નામંજુર કરવામાં આવી. પણ તે હુકમની તારીખથી એક વરસની અંદર क એ કાંઇ દાવો કર્યો નહીં. પણ ल કે જેણે स નો હકક ખરીદ કર્યો હતો, અને તેથી તે જમીન જપ્ત કરી વેચાવી હતી. તેણે તે હુકમની તારીખથી એક વરસ-

ની અંદર જે ખરીદ કરેલું તે ૫ વીગેરે પાસેથી લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે મીલકત કુટુંબી નથી અથવા વેહેંચણી કરવા લાયક નથી એવી ફરીથી તકરાર કરવાને ક ને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૪ મદ્રાસ ૩૦૨.

૮૨—સને ૧૮૫૯ ના દીવાની કાયદાની કલમ ૨૪૬ પ્રમાણે એક દાવાની તપાસ કરીને તે રદ કરવામાં આવેલો પરંતુ દાવેદારે દાવો ફરી તે વીશે તકરાર કરેલી નહી માટે તેથી હુકમનામાવાળાએ તે દાવેદાર પાસેથી કબજો છોડાવવાને દાવો કર્યો. તેમાં સદરહુ હુકમની તારીખે વીરૂદ્ધ કબજો હતો એવી પાછળથી તકરાર કરવાને તે દાવેદારને પ્રતીબંધ થાય છે. ઇ. લો. રી. ૮ મદ્રાસ ૫૦૬,

૮૩—હાયકોર્ટમાં અપીલમાં અપીલવાળા વાદીઓએ એવી તકરાર કરી છે કે હુકમનામાની બજાવણીમાં પ્રતીવાદીનો દાવો રદ કરવામાં આવ્યો છે અને તે રદ કર્યાના હુકમનામની તારીખથી એક વરસની અંદર કબજો લેવાનો પોતાનો હક્ક ઠરાવવાને તેમણે રેગ્યુલર દાવો કર્યો નથી. માટે તે હુકમ કરતી વખતે પ્રતીવાદીઓનો કબજો નહી હતો એવી તકરાર કરવાને પ્રતીવાદીને તે હુકમથી અટકાવ થાય છે. તેમાં ઠરાવ્યું છે કે તે હુકમથી પ્રતીવાદીઓ વીરૂદ્ધ પ્રતીબંધ થતો નથી. અને જો તે થઇ શકતો હોય તોપણ તેઓને કબજા બાબત હક્ક ઠરાવવાને દાવો કરવાની જે મુદ્દત છે તે પુરી થઈ ના હોય ત્યાં સુધી તે પ્રતીબંધ થતો નથી અને તે મુદ્દત પુરી થઈ નથી. ઇ. લો. રી. ૧૧ કલકતા. ૬૭૩.

૮૪—એક બજાવણીનું કામ ચાલતાની દરમીઆનમાં હકુમતવાળી એક કોર્ટે એવો ઠરાવ કર્યો કે હુકમનામાના ખરા અર્થ પ્રમાણે તે હુકમનામાથી દરમીઆન ઉપજ અપાવેલી છે તેમાં ઠરાવેલું છે કે આ ઠરાવ પક્ષકારોની વચ્ચે આખરનો છે તે સને ૧૮૭૭ ના આકટ ૧૦ ની કા. ૧૩ પ્રમાણે નહી. પરંતુ દાવામાં દરમીઆન હુકમ તરીકે કાયદાના સામાન્ય નીયમ પ્રમાણે છે. જે દાવામાં અરજ કરવામાં આવેલી છે તેજ દાવામાં હુકમનામાનો અર્થ કરવાને હુકમ થએલો છે માટે એક વખત નીર્ણય થઇ ગયાનો નીયમ લાગુ થઇ શકે છે કે નહીં એ સ્વાલ લગતો નથી અને તે નીયમ એક બીજા દાવામાં ફેસલો થએલો હોય તેને લાગુ થાય છે. ઇ. લો. રી. ૬ અલહાબાદ. ૨૬૯–૧૧ ઇંડીયન અપીલ્સ. ૩૭

૮૫—એક હુકમનામું બજાવવાની દરખાસ્ત સબંધીમાં કોર્ટે પક્ષકારોની વચ્ચમાં હુકમનામાનો અર્થ કરી વસુલ થતાં સુધી અમુક દરનું બ્યાજ આપવું એવો હુકમ કર્યો. તેમાં ઠરાવ્યું છે કે બજાવણીની પાછળની દરખાસ્તમાં તે હુકમનામાનો કાંઇ વીરૂદ્ધ અર્થ થઈ શકતો નથી. ઇ. લો. રી. ૬ અલ્હાબાદ. ૨૬૯નો ઠરાવ જોવામાં આવ્યો છે અને તે પ્રમાણે ચાલવામાં આવ્યું છે. ઇ. લો. રી. ૭ અલ્હાબાદ. ૧૦૨–૧૧ ઇંડીયન અપીલ્સ. ૧૮૧.

૮૬—દત્તવીધાનના કાયદામાં હુકમનામું થએલું અને તે દત્તવીધાન રદ કરાવવાને પાછળથી થનાર વારસે દાવો કરેલો હોય તો તે હુકમનામું વાદી સીવાયના પાછળથી થનાર કોઇ વારસને બંધનકારક છે કે નહી તે એક સ્વાલ છે અને આવા દાવામાં દત્તવીધાન વીરૂદ્ધ જે ઠરાવ થએલો હોય તે દત્ત અને વાદી સીવાયના બીજા કોઇ સખસની વચ્ચમાં બંધનકારક છે કે નહી તે પણ એક સ્વાલછે. ઈ. લો. રી. ૧ કલકતા. ૨૮૯–૨૫ વી. રી. ૨૩૫–૩ ઇંડીયન અપીલ્સ. ૭૨.

૮૭—સબોર્ડીનેટ કોર્ટના ફેસલા ઉપર થએલી અપીલમાં હાયકોર્ટે એક દત્તવીધાન

બળવાન ઠરાવ્યું તેથી પ્રીવીકૉંસીલમાં અપીલ કરવામાં આવી અને પછી પક્ષકારોથી સમાધાન કરવામાં આવ્યું તેથી તે અપીલ પાછી ખેંચી લેવાને પરવાનગી આપવામાં આવી તેમાં ઠરાવ્યું છે કે તે દત્તવીધાનના બળવાનપણાનું હાઈકોર્ટનું હુકમનામુ આખરનુ છે, અને તેને તે સમાધાનથી એવો અસર થતો નથી કે જેથી પક્ષકારોની વચ્ચમાં ફરીથી કજીયો ચાલી શકે છે. ઇ. લા. રી. ૬ મદ્રાસ ૪૩.

૮૮—એક દાવો ચાલતાની દરમીયાનમાં એકાદો સખસ પોતાની ખુલ્લી આંખો રાખીને અમુક મીલકત ખરીદ કરે, તો વેચનારના દાવામાં જે સ્વાલને નીર્ણય થઈ ગએલો હોય તે સ્વાલ તાબે થઈને ફરી તપાસ કરવી પડે એવો તે સખસને દાવો ચાલી શકતો નથી. ૭ વી. રી. ૧૦૩.

૮૯—સરતી વેચાણ આપનારનો હક્ક સરતી વેચાણ ખોટુ છે એવું ઠરાવવાને દાવો ચાલતાની દરમીયાનમાં કોઈ સખસ ખરીદ કરે તો તે દાવામાં જે હુકમનામુ થાય તેથી તે સખસ બંધનમાં આવવો જોઈએ. ૨ આગ્રા ૩૦૧.

૯૦—કેટલીક હીંદુ બેહેનોની હયાતીમાં હુકમનામાં થએલાં હોય અને તે બેહેનોને બાપની મીલકત ઉપર ફક્ત હયાતી સુધીનો હક્ક હોય અને મરણ પામે તો જે બેહેન હયાત હોય તે બાપની વારસ તરીકે તે મીલકત લેઇ શકતી હોય તો તે હયાત બેહેન તે બેહેનો ઉપરના હુકમનામાથી બંધનમાં આવતી નથી. ૭ વી. રી. ૧.

૯૧—अ એ ब ઉપર એવો દાવો કર્યો કે માહારી જમીન ઉપર થઇને ब ને જવા આવવાનો હક્ક નથી એવું ઠરાવી આપો. આ દાવો કાહાડી નાંખવામાં આવ્યો અને ब એ પોતાનો હક્ક ઠરાવ્યાનું હુકમનામુ મેળવ્યું. આ દાવો દાખલ કરતાં પેહેલાં अ એ તે જમીન क ને ગીરો આપી હતી અને તે દાવા પછી क એ તે જમીન પોતાના ગીરોની રૂઇએ વેચાવીને લીલામમાંથી પોતે ખરીદદાર થયો હતો. પછી क એ ब ઉપર તે જમીન ઉપર થઈને તેને જવા આવવાનો હક્ક નથી એવો હક્ક ઠરાવવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે क ને ગીરો આપનાર अ વિરૂદ્ધ પ્રથમ ફેંસલો થએલો છે તેથી તે જમીન ઉપર થઇને જવા આવવાના હક્કના બળવાન પણા વીશે ફરીથી વાંધો ઉઠાવવાને क ને પ્રતીબંધ થતો નથી. ઈ. લો. રી. ૪ કલકતા ૬૯૨.

૯૨—નીચેની બેઉ કોર્ટોમાં વાદીઓએ એવી અપીલ કરેલી કે પ્રથમના દાવામાં અમારા લાભમાં ફેંસલો થએલો છે તે પુરાવ ગણવો જોઈએ અને તેવી હકીકત ઉપરથી દાવાની અરજીમાં દાવાનું કારણ ઉતપન થએલુ છે એમ બતાવવામાં આવેલુ હતુ તો પછી હાઇકોર્ટમાં અપીલ કરવામાં આવે તેમાં નીચેની અપીલકોર્ટે તે ફેંસલો પુરાવમાં દાખલ કર્યા વીશે વાંધો લેઈ શકાતો નથી. ૮ વી. રી. ૪૨૯.

૯૩—એક કામમાં એક સખસ વાદી હતો તેમાં તે ભોગવટાનો હક્ક સાબેત કરી શકયો નહી હતો તેથી બીજો વાદી તે સખસ ઉપર દાવો કરે તો તેમાં કબજા બાબતનો પોતાનો હક્ક બચાવવાને તેને હરકત થતી નથી. ૬ મુંબાઈ ૨૨૦.

૯૪—વાદીને કબજો આપવાનું હુકમનામું કરવામાં આવ્યું ત્યાર પછી વસીલાતનો દાવો કરવામાં આવ્યો તો તેમાં પ્રતીવાદી ત્રીજા સખસનો હક્ક બતાવી શકતો નથી. ગાર્સ ૧૦૫–૧ હે. ૧૮૧.

૯૫—ઠરાવ્યું છે કે અમુક સખસોનો

જમીનદારીનો હક્ક સાબેત થએલો હોય તો પણ નવા રૂપમાં પટનીદારના ઉપર જુનો દાવો ફરીથી ચલાવી શકાતો નથી તો પછી પટની તાલુક ઈનકાર કરી હાલ અપીલમાં અમે માલેકો છીએ એમ થોડુક બતાવી શકે છે. ૨૫ વી. રી. ૩૨૧.

૯૬—એક કબજાના દાવામાં પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ લખેલી હકીકત રજુ કરી અને તે દાવાવાળી ગીલકત ઉપર કાંઇ હક્ક નથી એવું કબુલ કર્યું અને તેના આધારથી હુકમનામું કરવામાં આવ્યું તો તે હુકમનામું તેને બંધનકારક છે અને જ્યાં સુધી કપટ સાબેત થાય નહીં ત્યાં સુધી તે વીરૂદ્ધ તે બીલકુલ બોલી શકતો નથી. ૨૫ વી. રી. ૧૦૮.

૯૭—વાદીએ અ અને બ પાસેથી અમુક જમીન ખરીદ કરેલીછે ને પછી મેં તેમને પટે આપેલી છે અને તેમના કબજામાં રહેવા દીધી છે. અને કબુલતથી ચડેલી બાકીનુ હુકમનામું બ ઉપર થએલું તે તેણે પુરાવામાં રજુ કરેલુ છે. પછી તે પટો પુરો થયાના કારણથી કબજો લેવાને દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવ્યું છે કે પુરાવા આકટની કા. ૧૧૫ ને લીધે બ વીરૂદ્ધ તે હુકમનામું અમલમાં આવી શકતુ નથી. અને વાદીને પોતાનો દાવો સંપુર્ણ રીતે સાબેત કરવાની જરૂર છે. તેમાંથી તેનો બચાવ થતો નથી. ૧ કલકતા લો. રી.૫૨૮.

૯૮—કેટલાક પ્રતીવાદીઓ ઉપર એક મજીયારૂ હુકમનામુ થએલુ તે એક પ્રતીવાદીની ગીલકતથી વસુલ કરવામાં આવ્યું તેથી તે પ્રતીવાદીએ પોતાના સહપ્રતીવાદીઓ ઉપર ભાગ લેવાને દાવો કર્યો. તો તે દાવામાં તે પ્રતીવાદીઓ અને વાદીની વચ્ચે પ્રથમના દાવામાં તે હુકમનામુ પુરૂ કરવાને તે વાદી એકલો જવાબદાર હતો અને તે ભાગ આપવાને જવાબદાર નથી એમ બતાવવાને તેમને હરકત થતી નથી. ૨ કલકતા લો. રી. ૪૦૬.

### વર્તણુંકથી પ્રતિબંધ.

૯૯—એકાદો સખસ જાણી બુજીને અમુક હકીકત છે એવું માનવાને તથા તે છે એમ સમજી તેની સાથે વ્યહવાર કરવાને લલચાવે તો તે લલચાવવાને જે હકીકત કહેલી હોય તેથી તે સખસ તથા તેની તરફથી દાવો રાખનાર નીશ્ચયકારક રીતે બંધાએલા છે. ૫ વી. રી. ૨૮૯-૮ વી. રી. ૬૭.

૧૦૦—પુરાવા આકટની કા. ૧૧૫ નો હેતુ કોઇ સખસ કાંઇ હકીકત કહીને અગર કરીને અથવા ઇરાદા પૂર્વક નહીં કરીને અથવા અમુક હકીકત સાચી છે એમ બીજા સખસને માનવા દે અને તે માનીને વર્તવા દે તો તે સખસ તે હકીકતના સાચાપણા વીશે ઈનકાર કરી શકતો નથી તે હકીકતના માનવા સબંધી છે અને કાયદાના નીયમ સબંધી નથી. ઇ. લો. રી. ૭ કલકતા ૫૯૪–૧૦ ક: લો. રી. ૫૬૧.

૧૦૧—ફારગતીનો દસ્તાવેજ લખી આપવામાં મજીયારા હીંદુ કુટંબના કેટલાંક અંગભુતોનો માંહોમાંહે ઈરાદો ગમે તેવો હોય તો પણ તેમની પાસેથી ખરીદ કરનારાઓનો તે દસ્તાવેજ લખી આપ્યાથી તથા તે સબંધી જાહેરાત કૃત્યો કર્યાથી તેઓને બંધનમાં લાવવાને બેશક હક્ક છે. ૪ બંગાળા લો. રી. ૧૬–૧૩ વી. રી. ૧૪.

૧૦૨—જુઠી હકીકત કહી જે પક્ષકારો બીજાઓને કરાર કરવાને લલચાવે તો પછી તે હકીકત જુઠી છે એમ બતાવવાને તેઓને પ્રતીબંધ થાય છે. અને જો જરૂર પડે તો તે સાચી છે એમ તેમને ફરજ પાડી શકાય છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૧.

૧૦૩—એકાદા સખસે અમુક કૃત્યો થવા

દીધાં હોય અને પછી તે કૃત્યો બાબત દાદ મળવાને તે ફરીઆદ કરે તો કાંઇ પણ દાદ અગર મદદ આપવાની ના કહેવાને કોર્ટ બંધાએલી છે. ૧૬ વી. રી. ૧૨૩.

૧૦૪—નાની ઉમરના વાલીએ તે નાની ઉમરનાની મીલકત પટે આપી હોય તો પછી તે આપવું નાની ઉમરના હક્ક વીરૂદ્ધ છે તે કારણથી તે પટો રદ કરાવવાને તે વાલીને પરવાનગી આપી શકાતી નથી માટે આવી હકીકતથી એક દાવો કરવામાં આવેલો તે ખર્ચ સાથે કાહાડી નાંખવામાં આવ્યો છે. અને તે સગીર ઇન્ટગીત્ર તરીકે બીજો કોઈ સખસ હોય તેની મારફતે તે પટો રદ કરાવવાને દાવો કરી શકે છે. ૧૯ વી. રી. ૨૩૩.

૧૦૫—કપટ ભરેલી રીતે ગીરોવાળી મીલકતની ખોટી બ્યવસ્થા કરવામાં આવેલી હોય તો તે કપટ કરનાર પક્ષકારોને ત્રીજા પક્ષકારના વીરૂદ્ધ અમુક કરાર ગેરકાયદે છે એવું બતાવવાને પ્રતીબંધ છે અને તે કરાર સાચો છે એમ કહેવાને ગીરો આપનારનો હક્ક થાય છે. ૧૦ મુર ઇંડીયન અપીલ્સ ૫૪૦–૫ વી. રી. ૮૩.

૧૦૬—અવેજ આપીને એક જુઠી બનાવેલી હુંડી શુદ્ધ બુધ્ધીથી એક સખસના કબજામાં આવેલી પરંતુ તે નહીં સીકારવાથી નાણાં લેનારે સેરો કરી તે સખસને પાછી આપી અને તે નાણાં લેનાર સેરો કરતી વખતે એમ જાણતો હતો કે તે જુઠી બનાવેલી છે તેથી તે નાણાં લેનાર ઉપર તે હુંડીનાં નાણાં લેવાને તે સખસે દાવો કર્યો તેમાં ઠરાવ્યું છે કે આ દાવો તે હુંડી જુઠી બનાવટની છે તે કારણથી ચાલી શકતો નથી. એવી તકરાર કરવાને તે નાણાં લેનારને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૫ અ. ૩૦૨.

૧૦૭—એક જમીનનો ખરીદ કરનાર બીજા સખસને તે જમીન કબજે કરવા દેવા અને પાંચ વરસ સુધી કાંઇ ઇલાજ નહી કરતાં તે બીજો સખસ તે જમીન વેચે તો વેચવા દે તો નોટીસ વીના શુદ્ધ બુદ્ધીથી ખરીદકરનાર પાસેથી પાછળથી તે જમીન લેવાને તેને પોતાની વર્તણુંકને લીધે પ્રતીબંધ થાય છે ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૨૬૬.

૧૦૮—ઠરાવેલુ છે કે સને ૧૮૭૩ ના આકટ ૧૮ ની કા. ૯ પ્રમાણે કબજાના હક્કનું વેચાણ જમીનના માલકની કબુલતથી કરવામાં આવ્યું હોય તો તે રદ બાતલ નથી. અને જમીનદારે જે વેચાણ કબુલ કરેલુ હોય તે બળવાન છે અને ગમે તે હકીકત હોય પણ તે વેચાણ રદ કરવાને જમીનદારો પોતાની વર્તણુંકને લીધે દાવો કરી શકતા નથી. ઇ. લો. રી. ૭ અલ્હાબાદ. ૫૧૧.

૧૦૯—ઠરાવ્યું છે કે વાદીઓ જમીનદાર છે તેમણે ગીરો રાખનાર પાસેથી સાંથ લીધી હોય તો પછી તે ગીરો રાખનારનો હક્ક બળવાન નથી એવી તકરાર કરવાને તેમને પ્રતીબંધ છે. ૨ આગ્રા. ૪૯.

૧૧૦—એક સખસે એક સટો તેની તરફથી ત્રીજા પક્ષકારે કરેલો તે પ્રમાણે ગળો આપી તો તેણે તે તકરાર કબુલ કરેલી છે એમ ગણવું જોઈએ. માટે તે પાછળથી ના કબુલ કરવાને મુખત્યાર નથી. ૨ આગ્રા. ૧૩૯.

૧૧૧—ઠરાવ્યું છે કે એકદો કરાર રીતસર લખી આપવામાં આવ્યો નથી તોપણ વાદીએ પોતાની તરફથી જે કરવું જોઇતું હતું તે તમામ કરેલુ છે અને બેઉ પક્ષકારો તે પ્રમાણે વર્તેલા છે અને પ્રતીવાદીને તે કરારનો સંપૂર્ણ ફાયદો થએલો છે તો પછી કાયદા પ્રમાણે તે કરાર નથી એવો જવાબ પ્રતીવાદી આપી શકે તે ઈકવીટી અને શુધ્ધ અંતઃકરણ વીરૂદ્ધ છે. ઇ. લો. રી. ૨ મદ્રાસ. ૧૦૪.

૧૧૨—ધંધો કરવાની રીતી પ્રમાણે હીસાબ કરવામાં આવેલો અને તે પક્ષકારોએ ઘણા વરસો સુધી કબુલ કરેલો તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદી તેમને બંધનકારક નથી. એમ ના કહી શકતો નથી. ૨૪ વી. રી. ૩૯૦.

૧૧૩—એક વુઇલની રૂઈએ વસીઅત લેનાર પાકી વયનો થયો ત્યારે તેણે તે વુઇલ બાબત કાંઇ હરકત લીધીનહી પરંતુ તે વીરૂદ્ધ તેણે પોતાની મા અને વાલીના કૃત્ય ગંરભીત રીતે પસંદ કર્યાં અને પોતાની વર્તણુંકથી તથા કૃત્યથી તે વીલ બળવાન છે એમ ગણવાને કબુલ કર્યું તોપછી તે વુઇલના ઠરાવ વીશે વાંધો ઉઠાવવાને તેમને પ્રતીબંધ છે. ૫ મુંબાઈ. ૧૨૮.

૧૧૪—એક વારસે દાવાવાળી મીલકત ઉપર રાખેલા દાવાનું કામ ચાલતા વારસોના કબુલ કરવાથી અથવા વારસામાં લીધેલી મીલકત ઇનકાર કરવાથી તેને વારસ તરીકે જે મળવાનો હક્ક છે તેમાંથી તે બાતલ થતો નથી. ૧૧ વી. રી. ૩૭૯.

૧૧૫—તેમ જે વુઈલથી વધારે હીસ્સા બાબત તેણે દાવો કર્યો હોય અને તે સાબેત કરી શક્યો ના હોય તો તે વુઈલ બતાવવાને તેને હરકત થતી નથી. ૧૫ વી. રી. ૨૫૧.

૧૧૬—એક દાવામાં અ એ એક દસ્તાવેજનો ઉપયોગ કરીને વુઇલ તરીકે તેની રૂઇએ તમામ હક્ક નાકબુલ કર્યો. તેવા કારણથી કે તે વસીયતના પ્રકારનો નથી પછી તેણે મીલકત લેવાને દાવો કર્યો અને તેમાં તે દસ્તાવેજ વુઇલ તરીકે બળવાન છે એમ બતાવ્યું. તેમાં પ્રીવીકૌંનશલે ઠરાવ્યું છે કે તે દાવો ચાલી શકતો નથી. કારણ કે તે દસ્તાવેજને તે ફરીથી વુઈલ તરીકે ગણી શકતો નથી. ૧૦ વી. રી. ૧–૧૧ મુર ઇંડીયન અપીલ્સ ૫૦.

૧૧૭—અમુક હકીકત જાણે કબુલ હોય તે પ્રમાણે પક્ષકારોએ એક દાવો ચલાવવા દીધો તો પછી સ્પેસીયલ અપીલમાં તે વીશે તેઓ વાંધો ઉઠાવી શકતા નથી. અને તેઓ કબુલાતમાંથી છુટા થઇ શકતા નથી. ૧૫ બું. લો. રી. ૧૪૨–૨૩ વી. રી. ૧૭૪.

૧૧૮—એકાદો પક્ષકાર કામ પાછુ મોકલવાને કાંઇ પણ તકરાર વીના કબુલ કરે તો પાછળથી તે પ્રોસીડીંગ કાયદેસર નથી એવી અરજ કરવાને તેને પરવાનગી આપી શકાતી નથી. ૩ વી. રી. ૧૯૧.

૧૧૯—એકાદો સખસ એકાદા દાવા વીશે નીચેની બેઉ કોર્ટોમાં તકરાર કરે અને પછી સ્પેસીયલ અપીલમાં એમ કહી શકતો નથી કે માહારે તે દાવા સાથે કાંઈ સબંધ નથી અને મને જરૂર વીના પક્ષકાર કરવામાં આવેલો છે. ૬ વી. રી. ૬૬.

૧૨૦—એક કામમાં ઈશ્યુ કાહાડવામાં આવેલા તે લખતા "પહેલાં પ્રથમ એવુ લખેલું હતુ કે "પક્ષકારોના વકીલો નીચેના ઇશ્યુઓ કબુલ કરેછે." તેમાં ઠરાવેલું છે કે આ પ્રમાણે કબુલત આપ્યા પછી સ્પેસીયલ અપીલમાં અગત્યનો ઇશ્યુ કાહાડવામાં આવ્યો નથી એવી તકરાર થઇ શકતી નથી. મોર્સ ૫૧૯.

૧૨૧—એક દાવામાં પ્રતીવાદીએ દાવાનો આંક કબુલ કર્યો હોય તો તેજ કામમાં તે આંક બાબત તે હરકત લેઇ શકતો નથી. લા. રી. ૧૧ અપીલ્સ ૮૪.

૧૨૨—દરમીયાન ઉપજ બાબત સ્થાનીક તજવીજ કરવાને અમીન નીમવામાં આવેલો હોય તેની રૂબરૂ હુકમનામાનો દેણદાર હાજર થવાને કસુર કરે તો તેથી તે અમીને કરેલી તપાસ ભુલ ભરેલી છે એવી તકરાર કરવાને તેને અટકાવ થતો નથી. ૭ વી. રી. ૧૪૦.

૧૨૩—વાદીના હકક બાબત પ્રતીવાદીએ સામી હરકત લીધી હોય તો વાદીનો હકક ઠરાવવાનો દાવો ચાલી શકતો નથી એવી તે પ્રતીવાદી તકરાર કરી શકતો નથી. ૩ બં. લા. રી. ૫૫,૧૧ વી. રી. ૪૬૭.

૧૨૪—મજીયારી વડીલોપાર્જીત મીલકતનો હીસ્સો લેવાને દાવો કરવામાં આવેલો હતો. અને ૧૮૧૨ માં પ્રતીવાદીનો બાપ સગીર હતો તેની તરફથી ટ્રસ્ટી તરીકે અ હતો તેની તરફથી વાદીએ તે સહહીસ્સેદાર છે એવી તકરાર કરી નહી હતી. તેમાં ઠરાવ્યુ છે કે તે મીલકત મજીયારી છે એવી તકરાર કરવાને તેને પ્રતીબંધ ના હોય તો પણ તે મીલકત મજીયારી છે એવું સાબેત કરવાનો બોજો તમામ તેને સીર છે. ૨ વી. રી. ૨૬૪.

૧૨૫—માહીમાં ફ્રેંચ કોર્ટમાં પ્રતીવાદીઓ હાજર થયા અને એક દાવામાં જવાબ આપ્યો પણ હકુમતની ખામીની તકરાર કરી નહીં. પછી તે કોર્ટમાં થએલા હુકમનામાની રૂહીએ દાવો કરવામાં આવ્યો, તેમાં પ્રતીવાદીએ હકુમતની ખામીની તકરાર કરી તેમાં ઠરાવ્યું છે કે એકાદો સખસ પોતાના લાભમાં હુકમનામુ થવાનો સંભવ થવા દેતો પાછળથી હકુમતની ખામી વીશે તકરાર કરવાને વ્યાજબી રાહે તેને પ્રતીબંધ છે. ૮ મદ્રાસ. ૧૪.

૧૨૬—પ્રથમના દાવામાં હાલના પ્રતીવાદીએ વારસાના હકકથી માલેક તરીકે પોતાના મરનાર ધણીની મીલકત લેવાને દાવો કર્યો હતો. અને તે દાવામાં હાલના વાદીએ સામી એવી તકરાર કરી હતી કે તેના કરતાં તે મીલકત વારસામાં લેવાનો પ્રથમ માહારો હકક છે. તે દાવામાં વાદી નીષ્ફળ જવાથી તેણે પોતાની તથા પ્રતીવાદીના મરનાર ધણીની વચ્ચમાં કુટંબની બાબતમાં કરાર થએલો તેની રૂહીએ નીમે મીલકત લેવાને આ દાવો કરેલો છે. આ કરાર પ્રથમના દાવામાં જાણી બુજીને દબાવી રાખેલો છે. તેમાં ઠરાવ્યું છે કે આ દાવો કાહાડી નાંખવો જોઇએ. ૭ મદ્રાસ ૨૫૩.

૧૨૭—એક સામસામી હીસાબ થએલો તેની રૂઇએ દાવો કરવામાં આવેલો તેમાં તે હીસાબ સાચો છે કે નહીં એ વીશેનો સ્વાલ લવાદ તરફ મોકલવાને વાદીએ કરાર કર્યો હતો. પણ તે હીસાબ સાબેત થએલો છે કે નહી તેનો નીર્ણય કરવાને લવાદોને જરૂર નહી હતી. જે તારીખે લવાદનો ઠરાવ ફાઇલ કરવામાં આવ્યો તે તારીખે હુકમનામુ કરવામાં આવ્યું તેમાં ઠરાવ્યું છે કે તે હુકમનામુ કરતી વખતે વાદી ચુપ રહયો હતો તે કારણથી લવાદના ફેંસલા બાબત હરકત લેવાને વાદીને પ્રતીબંધ થતો નથી. ૭ વાયવ્ય પ્રાંત ૩૬૭.

૧૨૮—એક કામમાં પક્ષકારોએ કોર્ટને એવી અરજ કરી કે બે લવાદ તથા એક સરપંચ નીમવો જોઈએ અને કામનો ફેંસલો કરવાને તેમની તરફ કામ મોકલવું જોઈએ અને તેઓ એક મત થઈ અથવા ઘણા મતથી જે ફેંસલો કરશે તે અમે કબુલ કરીશું. તેમાં ઠરાવ્યુ છે કે વાદી સરપંચની રૂબરૂ હાજર થયો હતો અને માર્ચથી તે અગસ્ટ માસ સુધી સરપંચે જે રીતે કામ ચલાવેલુ તે રીત બાબત કાંઇ હરકત લીધી નહી હતી, માટે તે સરપંચ એકલાએ કરેલો ઠરાવ નાબુદ છે એવી હરકત લેવાને તેને પ્રતીબંધ છે. ઇ. લો. રી. ૪ મદ્રાસ ૩૧૧.

૧૨૯—અ એ ब ઉપર ૨૧૩ પાઉંડ અને ૧૦ સીલીંગનું પ્રીવીકૌંસીલમાં હુકમનામુ મેળવ્યું. પછી તે વખતે વટાવના દર પ્રમાણે તેના રૂ ૨૫૦૦ ને એક આનો થતો હતો તે રકમ બાબત આ હુકમનામું બજાવવાનો હુકમ કરવાને અ એ હાઇકોર્ટમાં અરજ કરી.

આ અરજી પ્રીવીકૌંસીલના હુકમનામાની સાથે નીચેની કોર્ટમાં મોકલવામાં આવી અને તે કોર્ટે બે સીલીંગનો એક રૂપેઓ ગણીને ૨૧૩૦ પાઉંડ દશ સીલીંગના જેટલા રૂપૈઆ થાય તેટલા રૂપૈઆ બાબત હુકમનામુ બજાવવાનો હુકમ કર્યો. આ રકમ હુકમનામાવાળાને આપવામાં આવી અને તમામ રકમની પોહોંચ ઉપર તેણે સહી કરી આપી. તેમાં ઠરાવ્યું છે કે આ હકીકત છે તે પ્રમાણે તમામ પોંહોંચ આપવાથી હુકમનામાવાળો બંધાએલો નથી. અને બીજી રૂ. ૩૬૫—૧—૦ ની રકમ હુકમનામાના દેણદારે કોર્ટમાં ભરેલી છે તે લેવાનો હુકમનામાવાળાનો હક્ક છે. ૨ કલકતા લો. રી. ૩૨૨.

૧૩૦—પ્રતીવાદીએ કામના ગુણદોશ વીશે તકરાર કરીને વાદીનો તમામ દાવો કાહાડી નાંખવામાં આવે એવી તકરાર લીધી હોય તો પછી વાદીને સમાધાન કરી દાવાનો એક ભાગ આપવો કબુલ કરેલો છે એવા સમાધાના દસ્તાવેજ ઉપર તે પ્રતીવાદી પાછો જઈ શકતો નથી. વીકલી રીપોર્ટ ૨ સને ૧૮૬૪ પાનું ૨૧૧–૫ વી. રી. પરચુરણ ૩૦.

૧૩૧—ઠરાવેલુ છે કે અપીલના પ્રતીવાદીઓ પોતાના વાલીના મરણ પછી જે દેવું આપવાને સમજીને માથે રાખેલું હોય તે દેવાની જવાબદારી વીશે હાલ તકરાર કરી શકતા નથી. ૨વી. રી. ૪૭–૮ મુર-ઇંડીયન અપીલ્સ ૪૪૭.

૧૩૨—**અ** ને **બ** **ક** અને **ड** સાથે ભાગીદારી હતી અને તે **અ** એ ભાગીદારીની મીલકત વહેંચવાને તથા હીસાબ લેવાને **બ** **ક** અને **ड** ઉપર દાવો કર્યો. પછી તે પક્ષકારોની વચ્ચે ગોઠવણુ થઇ તે ઉપર ભરૂસો રાખી **અ** એ રાજીનામુ આપ્યું એવી મતલબનું કે માહારો દાવો વસુલ થએલોછે અને તે રાજીનામાના ઠરાવ પ્રમાણે પોતાના ઉપર હુકમનામુ તેણે થવા દીધું. પરંતુ પ્રતીવાદીઓએ સદરહુ ગોઠવણ પ્રમાણે પોતાની તરફથી જે કરવું જોઇતુ હતુ તે કર્યું નહીં તેથી. **અ** એ સદરહુ સમાધાનની અરજી ખેંચી લેવાની પરવાનગી મળવાને તથા જાણે હુકમનામુ કરવામાં આવેલું ના હોય તે પ્રમાણે તે દાવો ચલાવવાને જીલ્લા કોર્ટમાં અરજ કરી. પરંતુ તે કોર્ટે તે અરજી નામંજુર કરી. પ્રતીવાદીને રોજગાર કરવાની મુખ્ય જગો કલકતામાં છે. નીચેની કોર્ટમાં ફાઇલ ઉપરથી દાવાની અરજી કાહાડી નાંખવાને અરજ કરવામાં આવી હતી એવા કારણથી કે તે અરજી ઉપરથી દાવાનું કારણ માલમ પડતુ નથી. પણ એવું બતાવવામાં આવ્યું કે વાદીને દાવો કરવાને પ્રતીબંધ છે તોપણ તે અરજી નામંજુર કરવામાં આવી છે. તેમાં ઠરાવ્યું છે કે જે કરારની રૂઇએ જીલ્લાકોર્ટમાં હુકમનામુ કરવામાં આવેલુ છે. તે કરારનો અમલ કરવાને પ્રતીવાદીને ફરજ પાડવાનો દાવો હાઇકોર્ટમાં કરવાને **અ** ને હરકત થતી નથી. ૨ ઇંડીયન જ્યુરીષ્ટ ૧૨૨.

૧૩૩—એક હુકમનામાના પક્ષકારોએ તે હુકમનામાનાં નાણાં વસુલ કરવાને તથા તે ઉપર વ્યાજ લેવાને કરાર કરી તે હુકમનામામાં ફેરફાર કર્યો કેટલાંક વરસો સુધી હુકમનામાના દેણદારની કાંઇપણ હરકત વીના હુકમનામા તરીકે તે કરારનો અમલ કરવામાં આવ્યો. તા ૧ લી માર્ચ સને ૧૮૭૮ ના રોજ તે કરાર બજાવવાને હુકમનામાવાળાએ દરખાસ્ત કરી, તેમાં તે દેણદારે તે કરાર વીશે એવી હરકત લીધી કે તે હુકમનામા તરીકે બજાવી શકાતો નથી માટે તે દરખાસ્ત નામંજુર કરવી જોઇએ. તેમાં ઠરાવ્યું છે કે હુકમનામા તરીકે તે કરાર બજાવી શકાતો નથી અને

આવી દરખાસ્ત આલી શકતી નથી. અને હુકમનામાના દેણદારને હુકમનામા તરીકે તે કરાર બજાવવા દીધેલો તેથી તે બજાવવામાં હરકત લેવાને હાલ કાંઇ પ્રતીબંધ નથી. ઇ. લો. રી. ૩ અલ્હાબાદ. ૫૮૫. ઇ. લો. રી. ૧ અલ્હાબાદ. ૩૫૦. ઈ. લો. રી. ૬ અ. ૬૨૩.

૧૩૪—એક હુકમનામાના દેણદાર ઉપર હુકમનામાની બજાવણી ચાલતાની દરમીઆનમાં તે લેણદારે હુકમનામું બજાવનારી કોર્ટને એક અરજી આપી તેમાં એવો મચકુર લખેલો છે કે તે હુકમનામાની રૂએ જે નાણાં લેહેણાં થાય છે તેમાંનો એક ભાગ વસુલ આપવામાં આવેલો છે અને તે દેણદારનું લેહેણું હુકમનામાવાળો વસુલ કરવાનો છે તે લેહેણામાં તે હુકમનામાની બાકીનું રકમ સેટાઆફ તરીકે ગણવાની છે અને તે કરતાં પણ જે બાકી રહે તે દેણદાર અમુક હફતાથી આપે અને કોઇ હફતો પડે તો તમામ રકમ બાબત તે હુકમનામું બજાવવાને હુકમનામાવાળો મુખત્યાર છે એવી ગોઠવણ કરવામાં આવેલી છે તે કોર્ટ મંજુર કરવી જોઈએ હુકમનામાવાળાએ તે ગોઠવણ કબુલ કરી અને કોર્ટે તે પ્રમાણે લખીને દેણદારની મીલકત ઉપરથી જપ્તી ઉઠાવી. પછી કસુર કરવામાં આવી તેથી હુકમનામાવાળાએ તે હુકમનામું બજાવવાને કસુર કરી. તેમાં ઠરાવ્યું છે કે તે દેણદારની સદરહુ અરજીથી તે હુકમનામું રદ થાય તેવો કાંઈ નવો કરાર થતો નથી, અગર કરાર વીશે કાંઇ પુરાવ થતો નથી. અને તે હુકમનામું બજાવવાને હુકમનામાવાળાને કાંઇ પ્રતીબંધ થતો નથી. ઈ. લો. રી. ૪ અલ્હાબાદ ૨૪૦, ૧ ઈ. લો. રી. ૧ મદ્રાસ ૩૮૭.

૧૩૫—ઠરાવવામાં આવ્યું છે કે પુરાવ આકટની કા. ૧૧૫ પ્રમાણે હકીકત થવાને નીચેની બાબતો હોવી જોઇએ એટલે (૧) હુકમનામાના દેણદારનો હક્ક સબંધ વેચાણવામાં આવેલો છે અને તે તમામ હકનો માલેક છે. એવું વાદી માનતો હતો. (૨) તે માનીને લીલામમાંથી તેણે મીલકત ખરીદ કરી છે. (૩) તેમ નવું અને તે ઉપરથી વાદીનું જે ચાલતું તે પ્રતીવાદીએ કાંઈક હકીકત કહેલી અગર કાંઇ કૃત્ય કરેલુ અથવા નહી કરેલુ અને તે પરીણામ થવાના હેતુથી ઇરાદાપુર્વક તેણે તે કરેલું છે એવું થવું જોઈએ. માટે જો એવું ના હોય તો કાંઈ પ્રતીબંધ થતો નથી. ૭ કલકતા લો. રી. ૪૮૧.

૧૩૬—એક હુકમનામાની બજાવણીમાં લીલામ બંધ રાખવાને અરજી કરવામાં આવેલી તેથી તે હુકમનામું કાયદેસર રીતે બજી શકેછે એમ હુકમનામાના દેણદારે કબુલ કર્યું છે એવું હુકમનામાવાળાને ઇરાદા પુર્વક મનાવેલું છે અથવા માનવા દીધુ છે એમ થતુ નથી. અને તેથી સને ૧૮૭૨ના પુરાવ આકટની કા. ૧૧૫ પ્રમાણે કાંઇ પ્રતીબંધ થતો નથી. અને જો કે તે હુકમનામાના દેણદારે આવી અરજી આપી હોય તોપણ મુદત ગયાના કારણથી બજાવણી થઇ શકતી નથી એવી હરકત તે લેઈ શકે છે. ઈ. લો. રી. ૧૦ કલકતા ૧૯૬, ૧૩ કલકતા લો. રી. ૩૮૫, ૧૦ ઇંડીયન અપીલ્સ ૧૧૯.

૧૩૭—ઠરાવ્યું છે કે પ્રતીવાદીએ માલીકાના ઉપરનો હક્ક વેચાતેલો છે માટે ઇકવીટી પ્રમાણે મુદતની તકરાર તે કરી શકતો નથી અને એમ તે કહી શકતો નથી કે જે હક ખરીદ કરવામા આવેલો છે તે તે વખતે નહીં હતો. ૧૪ વી. રી. ૨૦૪.

૧૩૮—એકાદો હુકમનામાવાળો પોતાનું હુકમનામું બજાવી ગીરોવાળી મીલકત વેચાવે અને તે બાબતની તે મીલકત ઉપર જેનો હક્ક હોય તેને ખબર ના આપે અને વેચાણ

વખતે માગણી કરવાને જે સખસો ઇરાદો રાખતા હોય તે એમ પુછે કે તે મીલકત ઉપર કાંઈ બોજો છે કે નહીં તેને તે હુકમનામાવાળો એવો બનાવટનો જવાબ આપે કે જેથી તે મીલકત બોજા વીનાની છે એમ ગણીને માગણી કરનાર તે ખરીદ કરવાને લલચાય તો પછી તે માગણી કરનાર વીરૂદ્ધ પોતાના ગીરોનો અમલ કરવાને તે માગી શકતો નથી ૨ વાલ્યપ્રાંત ૩૧૫-૩ બં. લો. રી. ૪૦૭-૨ વી. રી. ૩૦૩.

૧૩૯—એકાદા સખસે ખરીદ કરવાને ઈરાદો રાખનાર સખસને એવું કહેલું હોય કે જે મીલકત વેચવાની છે તે કાંઈ જામીની તરીકે નથી. અને એવું મનાવીને તે મીલકત ખરીદ કરવાને તેને લલચાવ્યો હોય તો તે ખરીદ કરનાર વીરૂદ્ધ પાછળથી પોતાની જામીની અમલમાં તે સખસ લાવી શકતો નથી. ૨૧ વી. રી. ૨૧-૧ ઇંડીયન અપીલ્સ ૧૪૪.

૧૪૦—ઠરાવેલું છે કે વાદીનો વેચાણ રદ કરાવવાનો તથા તે મકાનનો કબજો લેવાનો હક્ક છે. કારણ કે તેને પોતાના મરનાર ધણીના કાયદેસર વારસ તરીકે તે માલકત મળેલી છે માટે સ ના કાયદેસર વારસ તરીકે વ ને જાણીબુજીને એવી રીતે ત એ બતાવ્યો હોય કે જેથી મ. છેતરાય અને આડો દોરવાય તો પછી બેશક વ ના વીરૂદ્ધ જે હુકમનામું મ એ મેળવેલું હોય તેથી તે ત બંધાએલો છે. વળી ઠરાવેલું છે કે જ્યારે મ ના હુકમનામાથી તે મીલકત જપ્ત કરી વેચાવવામાં આવે તે વખતે ત ને પોતાનો માલેકપણાનો હક્ક બતાવવાને હરકત થતી નથી. જે એવો નીયમ છે કે એકાદો સખસ પોતાનો હક્ક જાણતો હોય તેમ છતાં તે પાસે ઊભો રહીને બીજાની મીલકત તરીકે ખરીદ કરવાને ઉત્તેજન આપે તો તે વેચાણના બનાવનાપણા વીશે વાંધો લેવાને તેને પરવાનગી આપી શકાતી નથી. તેથી મરજીાત રીતે એમ થાય છે કે માલેકના તરફથી કાંઇ ફરજ અદા કરવામાં આવી ના હોય તો ખરીદદારને જાણી બુજીને આડો દોરવ્યો થાય છે પણ આ કામમાં તો વ તરફથી ફક્ત કાંઇ વાંધો લેવામાં આવ્યો નથી. ઇ. લો. રી. ૯ મુંબઇ ૮૯.

૧૪૧—મ એક હુકમનામાનો લેણદાર છે તેણે દેણદારની અમુક જમીન જપ્ત કરાવી લીલામના જાહેરનામામાં તે જમીનનો એક ભાગ તે જુદા જુદા બે નંબરોછે એ પ્રમાણે ભુલથી દાખલ કરાવ્યા અને તે વેચાવી હુકમનામાવાળાએ પોતે ખરીદ કર્યા અને તે ફરીથી વેચવામાં આવ્યા. તે ત એ ખરીદ કર્યા. તેથી તએ મ ઉપર તે જમીનનો કબજો લેતાં અટકાવ કરવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે મ પોતાની વર્તણુકથી ત વિરૂદ્ધ પોતાનો હક્ક બતાવી શકતો નથી. ઈ. લો. રી. ૭ મદ્રાસ ૧૦૭.

૧૪૨—ઠરાવેલુ છે કે ગીરો આપનારે દાવામાં હક્ક નાકબુલ કરેલો છે તેથી જે પ્રતીબંધ થાય છે તે પ્રતીબંધથી વચ્ચમાં આવનાર ગીરો રાખનાર બંધાએલો છે. ઇ. લો. રી. ૮ કલકતા ૨૬૫, ૮ ઇંડીયન અપીલ્સ ૧૪૭.

૧૪૩—એક હુકમનામાની બજાવણીમાં જે સખસ મીલકત વેચતાં પહેલાં ગીરો રાખનાર હતો તેના દાવા વીરૂદ્ધ લીલામમાંથી ખરીદ કરનારને પોતાનો હક્ક બતાવવાને પ્રતીબંધ નથી. અને તે મીલકત લીલામ સીવાય પણ તેઓની છે એમ ઠરાવેલુ છે. તે વધારામાં વધારે તેઓની વર્તણુક જે ખરીદ કરવામાં હુકમનામાના દેણદારના હક્કનો વહીવટ કર્યા તરીકે કોઇ પુરાવ ગણી શકાય છે. ૭ વાલ્યપ્રાંત ૧૪૫.

૧૪૪—अ એ એક મકાનનું વેચાણખત ब ને લખી આપ્યું અને તે યોગ્ય રીતે રજીષ્ટર કરાવવામાં આવ્યું. પછી ब એ તે મકાન क ને ગીરો આપ્યું તેમાં ઠરાવ્યું છે કે अ તથા તેઓની તરફથી દાવો રાખનારને क વિરૂદ્ધ ब ને આપેલુ વેચાણ બેનામી છે અને अ માલેક તરીકે જ્યારીછે. એવું બતાવવાને પ્રતીબંધ છે. માર્સ ૨૫૩—૨ હે ૧૫૭, ૩ વી. રી. ૮૮.

૧૪૫—ब ના નામથી अ એ સ્થાવર મીલકત ખરીદ કરી અને ब ને તે મીલકતનો કબજો લેવા દીધો અને તે કબજો રાખવા દીધો. ब એ તે મીલકત કીમતી અવેજ લેઇ क ને ગીરો આપી. તેમાં ઠરાવ્યું છે કે अ તથા તેની તરફથી દાવો કરનારને તે મીલકત ઉપર પોતાનો હક્ક બતાવવાને क વિરૂધ્ધ પ્રતીબંધ છે અને તે ગીરો બળવાન છે. માર્સ ૫૬૯–૩ વી. રી. ૮૮–૧૮ વી. રી. ૫૨૬.

૧૪૬—મરનાર જો હયાત હોય અને તે માલેકના બે નામીદારે જે કૃત્ય કરેલુ હોય તે વીશે વાંધો લેવાને જેવો તેને પ્રતીબંધ છે તેવો તે મરનારના લેણદારને પ્રતીબંધ નથી. ૧૫ વી. રી. ૩૩૩.

૧૪૭—अ એ નાણા ધીરેલાં તેથી પ્રતીવાદીએ ब ને ગીરોનો કરાર કરી આપ્યો. અને તે ગીરો છોડાવવાનો હક્ક બંધ થયા પછી કબજો લેવાને ब એ હાલ દાવો કરેલોછે. તેમાં ઠરાવ્યુ છે કે ब ના નામથી अ દાવો કરે તે વીશે વાંધો લેવાને પ્રતીવાદીનો હક્ક નથી. ૧૭ વી. રી. ૧૯૨.

૧૪૮—કલકતા મધેની અમુક જમીનનું વેચાણ ખત લખી આપવામાં આવેલું તેમાં એવો મચકુર લખેલો છે કે જે મીલકત વેચવાને ઇરાદો રાખેલોછે તે મીલકત ઉપર તે વેચનારનો પાકો હક્ક છે. તે પછી તે ખરીદ કરનારના વારસો ઉપર તે વેચનારની વીધવાએ મેહેર બાબત દાવો કર્યો. તેમાં ઠરાવેલુ છે કે તે મીલકત અમુક પ્રકારની નથી એમ સાબેત કરવાને વાદી તથા પ્રતીવાદીઓની વચ્ચમાં કાંઈ પ્રતીબંધ નથી. તોપણ ખરીદદારે અમુક પ્રકારની મીલકત ખરીદ કરેછે એવો મચકુર તે વેચાણખતમાં લખેલો છે તે પ્રથમ દર્શનીક ખરીદદાર અને તેની તરફથી દાવો રાખનાર વીરૂદ્ધ પુરાવ થાય છે. ઈં. લો. રી. ૬ કલકતા ૭૯૪—૮ કા. લો. રી. ૭૬.

૧૪૯—स ज પાસેથી એક જમીનનો નીમે ભાગ પ્રતીવાદીએ વેચાણ લીધો. જે વખતે स ज એ તે વેચાણ ખત લખી આપ્યું તે વખતે તેની બેહેનનો અમુક હીસ્સો છતાં તે બેહેને તે ખત ઉપર સેરો કરી આપ્યો છે માટે તે મીલકત ઉપર स ज નો સંપુર્ણ હક્ક નથી એવી તકરાર કરવાને તે બેહેનને અથવા તેણીની તરફથી દાવો રાખનારને પ્રતીબંધ થાયછે. બર્ક. ૩૧૯.

૧૫૦—પક્ષકારોના પાછળના કૃત્ય અને વર્તણુંક ઉપરથી ખુલ્લી રીતે એવું અનુમાન થવા લાયક હોય કે અમુક ગોઠવણનું લખત કરેલુ છે તે દુરસ્ત કરવામાં આવી છે અને કાંઈપણ વાંધા વીના રદ કરવામાં આવી છે તો પછી તે ગોઠવણ કાયમ રાખવાને કાંઇપણ સમજુત મૂકેલી ના હોય તો તે અસલ ગોઠવણનો અમલ કરવાને દરેક પક્ષકારને પ્રતીબંધ છે. ૩ આગ્રા. ૪૨૮.

૧૫૧—પ્રથમના દાવામાં એક પક્ષકારે જવાબ આપવાને કશુર કરેલી તેથી હીંદુ વીધવાએ મીલકત બીજાને આપેલી તે તેણે કબુલ કરી છે એમ યતુ નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૪૮.

૧૫૨—એક મજીયારી મીલકત અમુક રીતે વાપરવાને તેના કેટલાક માલેકોએ કબુ-

બત આપેલી હોય અને તે કબુલત પ્રમાણે ચાલવામાં આવેલુ હોય તો તેમાંનો એક માલેક અગર તેની પાસેથી ખરીદ કરનાર તેની કબુલત પાછી ખેંચી લેઇ શકતો નથી. ૩ વાબ્યપ્રાંત. ૬૬.

૧૫૩—ઠરાવેલુ છે કે જે સખસોએ વહેંચણુમાં ભાગ લીધેલો તે સખસોએ અસાઇમેંટ કરી આપેલું હોય તો તે વેહેચણી અને અસાઈનમેંટના સાચાપણા અથવા બળવાનપણા વીશે વાંધો લેવાને દુરના પાછળથી થનાર વારસને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૩ અલ્હાબાદ. ૩૬૨.

૧૫૪—ઠરાવેલું છે કે જે લેહેણાનું હુકમનામું મેળવેલુ છે તે બાબત ગણ્યારી મીલકત જવાબદાર છે અને શુદ્ધ અંતઃકરણથી તે મીલકત ખરીદ કરનારે ખરીદ કરી છે માટે તેમાં હાથ ઘાલવાનો વાદીનો હક્ક નથી. અને હકીકત પ્રમાણે તેને પોતાના હીસ્સા બાબત દાવો કરવાને પ્રતીબંધ છે. ૧૩ કલકતા લો. રી. ૯૬.

૧૫૫—એક વીધવાએ પોતાના દત્તક પોતાની મીલકતનો વહીવટ તથા ભોગવટો પોતાની કબુલત વીના કરે એવો ઇરાદો રાખ્યો ના હોય તોપછી તેણીની પાસેથી કબજો છોડાવવાને દત્તક દાવો કરે તો તે વીધવા તેમાં એવી હરકત લેઇ શકે છે કે હીંદુ શાસ્ત્ર પ્રમાણે દત્તવીધાન નાબુદ છે. ૩ આગ્રા. ૧૦૩.

૧૫૬—વર્તણુક ઉપરથી પ્રતીબંધ થવાનો નીયમ છે તે જે સખસે એમ સમજીને દત્તવીધાન કર્યું હોય કે કાયદા પ્રમાણે દત્તવીધાન બળવાન છે તેને તે લાગુ થતો નથી. ઇ. લો. રી. ૭ મદ્રાસ. ૩.

૧૫૭—ઠરાવેલુ છે કે બાપનું કૃત્ય તે વાદીને એવી રીતે બંધનકારક થતુ નથી કે જેથી તેનો દાવો સ જ ઉપર ચાલી શકે નહી. ૨૧ વી, રી. ૧૯૨.

૧૫૮—વાદી અસલ અમુક મીલકત કેવી રીતે આપવામાં આવેલી તે જાણતી હતી અને તેણીએ પટે રાખનારનાં કૃત્યો કબુલ કરેલાં છે. તેમાં ઠરાવેલુ છે કે તે પોતાની માના કૃત્યથી બંધાએલી છે અને તે કૃત્ય તમામ મીલકતના ફાયદા સારૂ પરીણામે કરેલુ છે, અને ગમે તેમ હોય તો પણ હાલ મુદતના કાયદા પ્રમાણે તે વીશે તે વાંધો લેઈ શકતી નથી, કારણ કે આ દાવો માના મરણ પછી બાર વરસ કરતાં વધારે મુદતે કરેલો છે. ૨૫ વી. રી. ૩૩૧

૧૫૯—પ્રતીવાદીએ ખરી રીતે વાદીનું દત્તવિધાન કરવામાં ભાગ લીધો હતો. વાદી તે પ્રતીવાદીનો બાપ થાય છે અને ઘણાંક કૃત્યો વાદીને તથા તેને દત્ત લેનારને બતાવવામાં આવેલાં છે માટે તે દત્તવીધાનમાં પ્રતીવાદીની સંપુર્ણ કબુલત થાય છે અને દત્ત લેનાર બાપે એમ માનવા દીધેલુ કે તે દત્ત વીધાન બલવાન છે અને તે મરણ પામેલો છે અને વાદીએ તેનો અમલ કરવામાં આખરે મળતા આવેલા છે. તેમાં ઠરાવેલુ છે કે તે દત્તવીધાન વીશે તકરાર કરવાને પ્રતીવાદીને પ્રતીબંધ છે. ૧૧ મુ. ૧૯૨.

૧૬૦—પ્રથમના દાવામાં વાદીઓએ તેમની મીલકત તેમના લેણદારોએ જપ્ત કરેલી તે ઉપર પ્રતીવાદીએ દાવો કરેલો અને તે પ્રતીવાદીને લેવા દીધી છે તો પાછળના દાવામાં તે વાદીઓ તે વીરૂદ્ધ કહેતો તે કહેવાની પરવાંનગી આપી શકાતી નથી. વી. રી. સને ૧૮૬૪, ૫૮.

૧૬૧—લેણદારોને છેતરવાના હેતુથી બાપે મીલકત દીકરાઓને ચડાવી આપેલી હતી અને પોતાના હક્ક વીરૂદ્ધ દીકરાઓને તે મીલકત ઉપર દાવા કરવા દીધેલા હતા, તેથી એવી હકીકત થાયછે કે દીકરા પાસેથી તે મીલકત લેવાને બાપ દાવો કરી શકતો નથી એમ કહેવાનો તે દીકરાઓનો

હક્ક થાય છે. વી. રી. સને ૧૯૬૪ પાનું ૨૬૫.

૧૬૨—એક ટ્રસ્ટીએ ટ્રસ્ટવાળી જમીન મારી પોતાનીછે એમ કહી'તે ગીરે આપી. ગીરે રાખનારે કીમતી અવેજ આપી શુદ્ધ બુદ્ધીથી તે મીલકત લીધી અને તેને ટ્રસ્ટ બાબતની ખબર નહી હતી. ગીરે રાખનારે તે જમીન વેચાવવાનું તે ટ્રસ્ટી ઉપર હુકમનામુ કરાવ્યું. અને તે હુકમનામાની બજાવણીમાં તે મીલકત વેચાવવામાં આવી. પછી તે જમીન ખરીદદાર પાસેથી લેવાને તે ટ્રસ્ટીએ દાવો કર્યો એવા કારણથી કે ટ્રસ્ટની મીલકત છે, અને તે આપવાને મને અખત્યાર નહી હતો. આ દાવામાં મીલકત ઉપર હક્ક રાખનાર કોઈ પણ પક્ષકાર નહી હતો. તેમાં ઠરાવેલુ છે વાદીને પોતાની વર્તણુંક ઉપરથી તે જમીનનો કબજો લેતાં પ્રતીબંધ થાય છે. ઇ. લા. રી. ૬ અમદાબાદ. ૨૪.

૧૬૩—એક ધણીને પોતાની હયાતીમાં જ્યારે જ્યારે જરૂર પડેલી ત્યારે ત્યારે તેણે અમુક સ્થાવર મીલકત મારી ઓરતની છે એમ ખાનગી રીતે અને જાહેરાત રીતે કહેલુ હતુ માટે ઓરત પાસેથી તે મીલકત ખરીદ કરનારાઓની પાસેથી ધણીના વારસો તે મીલકત લેઈ શકતા નથી. બાપની હયાતી તેમના કહેવાથી જેમ વારસો બંધનમાં આવે તે પ્રમાણેજ તેના મરણ પછી તેઓ બંધનમાં છે. ૧૫ વી. રી. ૨૯૨.

૧૬૪—ઠરાવેલુ છે કે અમુક જવાબદારી સમાઇ ગઇ છે અને તે બંધ પડેલી છે અને ગીરે રાખનારાઓ બોજા વીનાના છે તેઓને તે આપનારાઓએ આપેલી છે, માટે તે જવાબદારી વીના તેમને તે આપવાને બંધાએલા છે, માટે તે અગર તેના વારસ તે જવાબદારી ગીરે રાખનાર અથવા તેમની પાસેથી ખરીદ કરનાર વીરૂધ બતાવી શકતા નથી. ઇ. લા. રી. ૭ અમદાબાદ.

૧૬૫—એક બાઇએ કાંઇ કૃત્ય કરેલુ હોય અને તેથી તમામ મીલકતનો કબજો ગએલો હોય તો તે કબજાવાળા પક્ષકારો ઉપર બીજા બાઇને તે મીલકતના હીસ્સાનો દાવો કરી તે લેવાને પ્રતીબંધ થતો નથી. ૭ વી. રી. ૩૩૫.

૧૬૬—એક લીલામમાં એકાદો સખસ આવે અને મુખ્ય એજન્ટ તરીકે છું એમ બતાવે અને ખરી રીતે તે એજંટનું કામ કરતો હોય તેને ખસેડીને તે મીલકત ખરીદ કરે તો પછી તે એમ ફરીને કહી શકતો નથી કે મેં તે મીલકત મુખ્યને માટે ખરીદ કરી નથી પણ મારે પોતાને માટે ખરીદ કરેલી છે. ૨૩ વી. રી. ૩૫૮, ૨ ઇં. અપીલ્સ ૧૫૪.

૧૬૭—અમુક સાહેદી આપવાથીજ ફકત એકાદા સખસને પ્રતીબંધ થાય છે એટલુંજ નહી પણ કાંઈ કૃત્ય કરવાથી અથવા અમુક તકરાર ઉપર આધાર રાખવાથી પણ તેને પ્રતીબંધ થાય છે. પરંતુ તે કૃત્ય અથવા તકરાર ઈક્વીટી અને શુધ અંતઃકર્ણના નીયમ પ્રમાણે હોવી જોઈએ કે તે તેના સામાવાળાના વીરૂધમાં ઉપયોગમાં લેઈ શકાય નહી. ઇ. લા. રી. ૫ ક. ૬૬૪, ૫ કા. લા. રી. ૫૩૩.

૧૬૮—પ્રથમનો એક સખસનો હક્ક હોય અને તે સંપુર્ણ રીતે જાણતો હોય તે પાસે ઉભો રહે અને ગીરે આપનાર જાણે તે મીલકત ઉપર કોઇનો હક નથી તે પ્રમાણે વ્યવસ્થા કરે તે કરવા દે તો તેથી તે પ્રથમ હકવાળો પોતાનો પ્રથમ હક ખુએ છે. ૩ આગ્રા ૪૦૨.

૧૬૯—ન ને ગીરે આપેલી જમીન ગીરેથી છોડાવવાને સ એ દાવો કર્યો અને તેમાં પ ને પ્રતીવાદી કર્યો એવા કારણથી કે

તેનો પોતાના બાપ **ન** ની તરફથી કબજે છે. **પ** એ પોતાનો તમામ હક ના કબુલ કરેલો છે અને કહેલું છે કે મારી પાસે તે **ન** ની તરફથી કબજામાં છે અને ગીરો જુઠું બનાવટનું છે. **ન** હાજર થયો નહી મુનસીફે વાદીના લાભમાં હુકમનામું કર્યું. **પ** એ અપીલ કરી. સબોર્ડીનેટ જડજે તે દાવો કાહાડી નાંખ્યો. એવા કારણથી કે તે ગીરો સાબેત થએલું નથી. બીજી અપીલમાં ઠરાવ્યું છે કે **પ** નો તે હુકમનામા ઉપર અપીલ કરવાનો હક નથી. ઇ. લા. રી. ૬ મદ્રાસ ૧૮૫.

૧૭૦—પ્રતીવાદીને એવી ખબર હતી કે વાદી ગીરોના દસ્તાવેજનો અમલ કરે છે. અને તે વાદીને તેણે કરવા દીધું તેથી પાછળથી તે વીશે તકરાર કરવાને પ્રતીવાદીને પ્રતીબંધ થતો નથી. કારણ કે વાદી તે મીલકતની અખત્યાર વીના વ્યવસ્થા કરે તે વીરૂધ વાદીનું રક્ષણ કરવાને તેને અંદર આવવું એ કાંઈ તેની ફરજ નથી. ઇ. લા. રી. ૬ મું. ૪૬૩.

૧૭૧—વાદીની અરજ ઉપરથી વચમાં આવનારને દાવામાં પક્ષકાર કરવામાં આવેલો હોય તો તે કૃત્યથી જે અસર થાય તેનો વાદી સ્પેશીયલ અપીલ કરી નાશ કરી શકતો નથી. ૮ વી. રી. ૩૩૮.

૧૭૨—ઠરાવેલું છે કે વચમાં આવનાર પ્રતીવાદીને **અ** ના કરતાં કાંઇ વધારે સારો હક મળતો નથી, અને **અ** એ વાદીને પ્રત્યક્ષ રીતે એવું માનવાને લલચાવેલો છે કે તેણે તે મીલકત **બ** તથા **ક** ને તદન વેચાણ આપેલી છે અને તેમના ઉપર સાંથનો દાવો કરવાને તેને દોરેલો છે, અને તે દાવામાં જે હુકમનામું થએલું તેથી તેઓનો તે મીલકત ઉપરનો હક તેણે ખરીદ કરેલો છે, માટે વાદી વીરૂધ સાંથ લેવાનો દાવો તે વચમાં આવનાર પ્રતીવાદી કરી શકતો નથી. ૪ લા. રી. ૪ કા. ૭૮૩.

૧૭૩—એક ત્રીજા પક્ષકારના વીરૂધ અયકીયાબીકારના હકથી બે સખસોએ એકઠો દાવો કરી હુકમનામું મેળવ્યું છે તો તેમાંના એકને એવી તકરાર કરવાને અટકાવ થતો થતો નથી, કે કરાર થએલો છે તે પ્રમાણે અમારે તે વેચાણમાં સરખે હીસ્સે મીલકત લેવાની નથી. ૩ આગ્રા ૨૩૫.

૧૭૪—એક હુકમનામામાં સાંથનો અમુક દર ઠરાવેલો હતો તો પછી તે દરથી સાંથ આપવાને મેં આગ્રહ કરેલો નથી, પણ ઉતરતો દર કબુલ કરેલો છે તેથી હુકમનામામાં ઠરાવેલા દરથી તે સાંથ લેવાને જમીનના માલેકને અટકાવ થતો નથી. ૩ આગ્રા ૨૬૩.

૧૭૫—એક વાજીબુલઅર્જમાં એવી સરત છે કે જમીનના માલેકને સાંથ વધારવાના હકની મર્યાદા રાખેલી છે. તેમાં ઠરાવેલું છે કે તે સરત રદ કરાવવાનો તેનો હક છે એવું દીવાની દાવો કરી ઠરાવે નહીં ત્યાં સુધી તેણે તે ઉપર સહી કરી છે માટે તેથી તે બંધાએલો છે ૧ આગ્રા ૬૨-૩ આગ્રા ૮૦.

૧૭૬—ખાસ હકીકત પ્રમાણે ખોરાકી પોશાકીનો કાંઇ પણ દાવો બતાવ્યા સીવાય અમુક મીલકત ઉપર એક વીધવાએ માલકીનો હક બતાવેલો હતો તો પછી ખરીદદારના કબજામાં તે મીલકત હોય તો તે મીલકત ઉપર પાછળથી તેણીની ખોરાકી પોશાકીના દાવાનો પાછળથી અમલ થઇ શકતો નથી. ૧ વાગ્ય પ્રાંત ૧૯૧.

૧૭૭—સરકાર પાસેથી કાયમ ઠરાવ કરાવી જમીન કબજે રાખનાર પક્ષકારો જે વખતે થોડી મુદતના ઠરાવથી તે પક્ષકારોનો કબજે હતો તે વખતે તેમણે મુકરરી પટો પ્રથમ કરી આપેલો તેના બળવાનપણા વીશે તે

વાંધો લેઇ શકતા નથી. ૧૫ વી. રી. ૩૫૪.

૧૭૮—સરકાર મેહેસુલ ચડેલી બાકી સારૂ લીલામ કરવામાં આવેલુ તેમાંથી અ ના માલેકપણાનો અમુક તાલુકો સરકારે ખરીદ કર્યો. તે તાલુકો રદ કરવામાં આવ્યો નહી હતો અને પાછી સરકારે અ ની સાથે થોડી મુદત સારૂ ઠરાવ કર્યો. અને તેમાં તેનો તાલુકદારી હક કબુલ કરવામાં આવ્યો. તે પરગણામાં સરકારનો જે હક સબંધ હતો તે પાછળથી બને વેચવામાં આવ્યો. તેથી તેણે અ પાસેથી કબજો લીધો. પછી તે જમીનનો પટની પટો લેવામાં ક સાથે બ સામેલ થયો. તેમાં ઠરાવ્યું છે કે જે તાલુકાનો બ એ કબજો છોડાવેલો છે તે તાલુકાનો કબજો પાછો લેવાને અ ને પ્રતીબંધ છે. ૨ કલકતા. લો. રી. ૨૧૬.

૧૭૯—ઠરાવેલુ છે કે વાદીની વર્તણુંક ઉપરથી જો કે કાયદા પ્રમાણે પ્રતીબંધ થતો નથી તોપણ જે કહેવા ઉપર પોતાના દાવાનો આધાર રાખે છે તે કહેવું સાબેત કરવાનો બોજો તેમને સીર છે. ૮ કલકતા. લો. રી. ૩૪૬.

૧૮૦—વાદીએ પ્રતીવાદીઓ સરાફો છે તેમને ત્યાં તા. ૨૦ અગસ્ટ ૧૮૬૩ ના રોજ નાણું અનામત મુકયા. તા. ૨ જાનેવારી સને ૧૮૬૭ના રોજ વાદીની અસલ અનામત રકમ તથા દર વરસે દર સેંકડે છ ટકા પ્રમાણે બ્યાજની હીસાબ કરી બાકી લેહેણી કાહાડી આપવામાં આવી. તા. ૧૧ ફેબ્રુઆરી સને ૧૮૭૬ ના રોજ પ્રતીવાદીઓએ વાદીને કહ્યું કે અમો જાનેવારી સને ૧૮૬૭ થી તે ફેબ્રુઆરી સન ૧૮૭૬ સુધી દર વરસે ચાર ટકાના બ્યાજ સાથે મુદલ રકમ તથા બ્યાજ અમો આપીએ છીએ તેથી વાદીએ ચાર ટકા તથા છ ટકા વચ્ચેનો ગાળો લેવાને હાલ દાવો કરેલો છે. તેમાં ઠરાવેલુ છે કે વાદીની પાછલા દરના બ્યાજની જે માગણી છે તે વીશે તકરાર કરવાને પ્રતીવાદીઓને પ્રતીબંધ છે. ૪. લો. રી. ૩ અલહાબાદ. ૩૨૮.

૧૮૧—એક ગીરો પ્રતીવાદીએ રજીષ્ટર કરાવવાને કહેલુ તે ગીરોની રૂઈએ ધીરેલાં નાણાં લેવાને દાવો કરવામાં આવ્યો તેમાં અમુક ગોઠવણનો અર્થ પ્રતીવાદીએ કર્યો તે કોર્ટે કબુલ કર્યો. અને દાવો કરવાનું કારણ ઉતપન થયુ નથી એમ ઠરાવી દાવો કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવ્યું છે કે વાદી યોગ્ય વખતે ફરીથી દાવો કરે તેમાં પક્ષકારો અથવા કોર્ટ તે પ્રથમ કરેલો અર્થ ખોટો છે એમ કહી શકતી નથી. ૨૧ વી. રી. ૩૭૪.

૧૮૨—વાદી એક પોલીસનો કોન્સ્ટેબલ છે તેણે પ્રતીવાદી કે જે પોલીસનો અમલદાર છે તેના ઉપર પોતાના ઉપયોગ સારૂ નાણાં લીધલાં તે લેવાને દાવો કર્યો પ્રતીવાદીએ વાદીનો પગાર લીધો હતો પણ તે વાદીને તેણે આપ્યો નહી હતો. સને ૧૮૫૯ ના મદ્રાસ પોલીસ આકટ ૨૪ની કા. ૫૩ પ્રમાણે વાદીએ દાવા વીશે નોટીસ આપેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે વાદીએ તે નોટીસ આપી હતી તેથી કલમ ૫૩ તે કામને લાગુ નથી એવી તકરાર કરવાને વાદીને પ્રતીબંધ થતો નથી. ૫ મદ્રાસ. ૪૬૬.

૧૮૩—ઠરાવેલું છે કે હુકમનામાના દેણદારે હુકમનામાવાળાને એમ માનવાને લલચાવેલો છે કે હું અપીલ કરીશ નહીં અને તે તેણે સ્પષ્ટ રીતે માથે રાખેલુ છે અને તેમ શમજાવીને તથા તે માથે રાખીને તેને પકડેલો તેમાંથી છુટો થએલો છે. તો આ પ્રમાણે સમજીને કહ્યા છતાં તથા તે માથે રાખ્યા છતાં વીરૂદ્ધ ચાલવાને તેને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૮ કલકતા. ૪૫૫-૧૦ કલકતા. લો. રી. ૪૪૩.

૧૮૪—વાદીઓએ પોતાની વર્તણુંકથી પ્રતીવાદીને એમ મનાવેલુ છે કે અમુક વેહેપા-

ના નીશાન ઉપર તેઓ કાંઈ હકક રાખતા નથી. અને પ્રતીવાદી તે નીશાન પોતાનું હોય તે પ્રમાણે વાપરી શકે છે અને તે પ્રમાણે પ્રતીવાદીએ તે વાપરયું અને તેના ઉદ્યોગથી હીંદુસ્તાનના બજારમાં તે વીશે ઘોહોળુ પ્રખ્યાતપણુ મેળવ્યું. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીનો હીંદુસ્તાનના બજારમાં તે વેહેપારનું નીશાન વાપરવાનો હકક છે તે ઈનકાર કરવાને વાદીઓને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૮ મદ્રાસ. ૧૪૯.

૧૮૫—ટપાલ મારફતે રજીષ્ટર કરાવેલો કાગળ મોકલેલો હોય તે લેવાને એકાદો સખસ ના કહે તો પછી તે કાગળના મચકુરની મને માહીતી નથી એવી તકરાર કરી શકતો નથી. ૧૬ વી. રી. ૨૨૩.

## પરચુરણ ઠરાવો.

૧—એક હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી કોર્ટે બજાવવાનો હુકમ કરેલો, અપીલમાં તે હુકમ રદ કરવામાં આવ્યો. એવા કારણથી કે તે દરખાસ્ત સાંભળવાને હકુમત નહી હતી. તેમાં ઠરાવ્યું છે કે તે હુકમનામાવાળાએ કોર્ટની હકુમતની મદદ માગી હતી માટે તે કોર્ટે પાછળથી જે હુકમ કરેલો તે બજાવણીના હુકમ પ્રમાણે જે નાણાં વસુલ થએલાં છે તે પાછાં ભરવાં તો તે હુકમ વીશે વાંધો લેવાને હુકમનામાવાળાને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૩ મુંબાઇ ૪૨.

૨—એક સખસને સાક્ષી તરીકે બોલાવવામાં આવેલો હતો અને તેણે બજાવણીના કામમાં અમુક દાવો બતાવ્યો પણ તેમાં તેને પક્ષકાર કરવામાં આવ્યો નહીં હતો. તેથી તે પ્રોસીડીંગથી બંધાએલો નથી. પછી તેના ઉપર કબજા બાબત દાવો કરવામાં આવ્યો તેમાં તેણે એવી તકરાર કરી છે કે વાદીની બજાવણીના કામમાં દરખાસ્ત કાહાડી નાંખવામાં આવી ત્યાર પછી યોગ્ય મુદતમાં તે દાવો કરેલો નથી માટે તે ચાલી શકતો નથી. તેમાં ઠરાવેલુ છે કે તેના ઉપર જે દાવો બીજી રીતથી ચાલી શકતો હોય તે દાવાના સામી હરકત લેવામાં તે બજાવણીના પ્રોસીડીંગનો તે ફાયદો લેઇ શકતા નથી. ૪. લો. રી. ૮ મુંબાઇ ૬૦૨.

૩—ચારટરની કલમ ૧૨ પ્રમાણે દાવો દાખલ કરવાની પરવાનગી મળવાને અરજ કરવામાં આવેલી પરંતુ તે પરવાનગીના હુકમમાં પ્રતીવાદી અરજ કરે તો તે રદ કરવી એવો ઠરાવ કરેલો હતો, પણ વાદી તે પ્રમાણે ચાલેલો હતો. તેમાં ઠરાવેલુ છે કે સદરહુ ઠરાવ છે તેના બળવાનપણા વીશે પાછળથી તે હરકત લેઈ શકતો નથી. ૨૧ વી. રી. ૨૦૪.

૪—ઠરાવેલુ છે કે સામાન્ય નીયમ પ્રમાણે કાયદાના ઠરાવો નીષ્ફળ થાય તે સારૂ જે પક્ષકારોએ એક મસલત કરી હોય તે પક્ષકારોને અસલ સ્થીતીમાં પાછા લાવીને કાયદો મદદ કરતો નથી તોપણ જો તેમ કરવાથી જો સુનીતીમાં વધારો થતો હોય તો દાદ અપાવી શકાય છે. ૧ આગ્રા ૭૧.

૫—અમુક સખસ બીજા સખસને વાલી તરીકે કામ કરવાનો અખત્યાર નથી એવી તકરાર કરે અને તે વાલીએ વાલીપણાથી જે કૃત્યો કર્યાં હોય તે નાકબુલ કરે તો તે કૃત્યો જેટલાં તેને ફાયદા ભરેલાં હોય તેટલાનો ફક્ત તે ફાયદો લેઈ શકતો નથી. ૭ વી. રી. ૭૩.

૬—સરકારે વાદીને તાલુક સાંથની ચડેલી બાકી બાબત વાદી જે પક્ષકારોની મારફતે દાવો રાખે છે તે પક્ષકારોને વેચાણ આપ્યો. તે વાદીનો છે એમ સરકારે એક વખત કબુલ કર્યું હતું અને તેનો તાલુકદારી હકક તેણે કોઇ વખતે પણ ઇનકાર કર્યો નથી.

તેમાં ઠરાવ્યુ છે કે સરકારે જમીન ઉપરનો હક વેચીને ખરીદદારે એક વખત ખાતરી કરેલી હોય તો સરકાર તે હકક ઇનકાર કરી શકતા નથી. ૨ વી. રી. ૭ તથા ૧૩૯.

૭—ગીરોની રૂઇએ કરેલા દાવામાં હુકમનામુ થએલુ તેમાં બજાવણીમાં ગીરોવાલી મીલકત વેચવામાં આવી છે તો જે ગીરો રાખનારની ખાએસથી તે વેચાણ કરાવવામાં આવ્યું છે તે ગીરોવાળાનો હકક ખરીદદારને મળેલો છે એમ ઠરાવેલુ છે અને તે વેચાંણુનો તેવો અસર છે એ વીશે તકરાર કરવાને તે ગીરો રાખનારને પ્રતીબંધ છે. ઇ. લો. રી. ૫ મુંબાઇ. ૨.

૮—એક ગીરોની રૂઇએ ગીરો રાખનારે હુકમનામું મેળવેલું અને તે ગીરોનાં નાણા વસુલ થવાને ગીરોવાળી મીલકત વેચવામાં આવી હતી. તેથી ગીરો આપનાર અને ગીરો રાખનારનો હકક ખરીદદારને મળ્યો હતો. તેથી તે વેચાંણુનો તેવો અસર છે તે વીશે તકરાર કરવાને ગીરો રાખનારને પ્રતીબંધ છે. ઈ. લો. રી. ૫ મુંબાઈ. ૫.

૯—હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર તે પુરાવ આ. કા. ૧૧૫ ના હેતુ પ્રમાણે હુકમનામાના દેણુદારનો પ્રતીનીધી નથી. ઇ. લો. રી. ૧૪ કલકતા ૪૦૧.

૧૦—ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ જે લીલામમાંથી મીલકત ખરીદ કરી છે તે લીલામમાં વાદીએ માગણી કરી તેથી વાદીના મીલકત ઉપર હકક ઠરાવવાના દાવાને પ્રતીબંધ થતો નથી કારણ કે તેણે તે માગણી કરી તેથી તેનો તે મીલકત ઉપર હકક નથી. અગર તેણે પોતાનો હક છોડી દીધો છે અગર પ્રતીવાદીને ખરીદ કરવાને તેણે ઉત્તેજન આપ્યુ છે અગર તે લીલામ રોકવાને તેને અખત્યાર હતો એમ કહી શકાતુ નથી. ઈ. લો. રી. ૯ અલ્હાબાદ. ૪૧૩.

૧૧—એક ઇઓમીદાદાર એક ભાઇ કે જે હીંદુસ્તાન બાહાર હતો તેને મુકી મરણ પામ્યો. તેના મરતા પહેલાં થોડી મુદત ઉપર જે સખસે તેની ચાકરી કરેલી તેને એક જમીનનું નામુદ અસાઈનમેંટ કરી આપ્યું—અને તે જમીનનો પટો આપ્યો. નોકરી કરવામાં ના આવે તો તે જમીન પાછી લેઇ શકાય તેવી હતી. સદરહુ મરનારનો ભાઇ ત્રણ વરસ પછી પાછો આવ્યો અને તેણે પોતાનો હકક રજીષ્ટર કરાવ્યો. તેને જે રૈયતને જે પટા કરી આપેલા તે કબુલ કરવાનો અમલ કરવાને આ દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે આ દાવો ચાલી શકતો નથી. કારણ કે હકીકત પ્રમાણે વાદીની વરતણુંક ઉપરથી પટે રાખનાર વ્યાજબી રાહે એમ માનતો હતો કે જ્યાં સુધી સદરહુ અસાઇનમેંટ વીશે વાદીએ વાંધો લીધો નથી અને પોતાના હકકની નોટીસ આપી નથી ત્યાં સુધી અસાઇનીનો અમારી પાસેથી સાંથે લેવાનો હકક છે. ઇ. લો. રી. ૧૧ મદ્રાસ. ૧૨.

૧૨—ઠરાવેલુ છે કે વાપર સાથેના ગીરોમાં અને સબ ગીરોમાં જે ભેદ છે તે લક્ષમાં રાખતા પ્રથમના દાવામાં જે હુકમનામું થએલું છે તેથી એવો નીર્ણય કરવામાં આવ્યો છે કે ગીરોવાળી મીલકત ગીરોથી છોડાવીને કબજો લેવાને સારૂ ગીરો રાખનારની જે રકમ લેહેણી નીકળતી હોય તે ગીરો આપનારે તેને આપવી જોઈએ. તેથી ગીરો રાખનાર તે મીલકતના નફાનો વધારે ભોગવટો કરે અને પછી ગીરોવાળી મીલકત ગીરોથી છોડાવવાને બીજો દાવો કરે અને તેમાં ગીરો આપનાર એમ કહે કે તે ભોગવટામાંથી તે દેવું પતી ગએલુ છે તો આ બીજો દાવો ચાલવાને પ્રથમના

હુકમનાગાથી હરકત થતી નથી. વળી ઠરાવેલુ છે કે ગીરો રાખનાર પ્રતીવાદીને પોતાની સ્થીતી બદલવાને અગર અસાઇનીની વર્તણુંકથી જે કામ તે કરત નહી તે કરવાને તે લલચાયો હોય એવું કાંઇ ના હોય તો પછી અસાઇનીને પુરાવ આકટની કલમ ૧૧૫ પ્રમાણે પોતાને હીસાબે ગીરોથી છોડાવવાનો દાવો પ્રતીબંધ થતો નથી. ઇ. લો. રી. ૧૧ અલ્હાબાદ. ૩૮૬.

૧૩—વાદી કુનેરામાં એક વર્ગનો કબજેદાર છે તેણે નજીકની પડતર જમીન એક બીજા સખસને આપી અને તેણે વાવેતર કરીને બે વરસ રાખી. આ બેમાંથી એકે સખસના નામ ઉપર તે જમીનનો આકાર ઠરારાવવામાં આવ્યો નહી હતો. બે વરસ પુરાં થએ તે સાંથે રાખનારે એક બીજા સખસને કબજે આપ્યો અને તેણે પાછળથી નજીકના વર્ગના કબજેદાર પ્રતીવાદીને પોતાનો હકક આપ્યો. પ્રતીવાદીએ રેવન્યુ અધીકારી પાસેથી તે જમીનનનો પટો લીધો વાદીએ પ્રતીવાદી ઉપર તે જમીન લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે વાદી વીરૂદ્ધ પ્રતીવાદીનો કબજો છે એમ બતાવવાને તથા તે પટો તેને મળ્યો ત્યારથી તે વીરૂદ્ધ કબજો થએલો છે એમ બતાવાને પ્રતીવાદીને પ્રતીબંધ નથી. અને વાદીનો પ્રતીવાદી પાસેથી કબજો છોડાવવાનો હક્ક નથી. ઇ. લો. રી. ૧૨ મદ્રાસ. ૪૨૨.

૧૪—ચોમાસામાં વાવેતર કરવાને જમીન આપવામાં આવેલી પણ તે પટામુ રૂપ જે હેતુથી પટો આપવામાં આવેલો તે હેતુ વીરૂદ્ધ જુદો જુદો સુધારો કરી પટો રાખનારે કર્યું પણ એમ માલમ પડેલુ છે કે તે ફેરફાર કરવામાં આવ્યો ત્યારે જમીનનો માલેક પાસે હતો અને તેથી તેની મંજુરી છે એમ તેણે મનાવેલુ હતુ. તેમાં બીજી અપીલમાં ઠરાવવામાં આવેલુ છે કે તે પટે રાખનારનો સુધારા બાબત કંપનસેશન લેવાનો હક્ક છે. ઈ. લો. રી. ૧૨ મદ્રાસ. ૩૨૦.

## ન

## નકશો.

૧—નકશો એ હક્કનો પુરાવ નથી પણ જો તે વાદી અને પ્રતીવાદી બેઉના ગુમારતાએ તૈયાર કરેલો હોય તો તે ફકત કબજાનો પુરાવ છે. ૧૦ વી. રી. ૩૩૮.

૨—એક કારણસર નકશા તૈયાર કરવામાં આવેલા હોય તો તે તદન જુદા કારણસર કરેલા દાવામાં પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી. ૨ વી. રી. ૨૯.

૩—નાજરનો રીપોર્ટ અને નકશો જો નાજરને કામમાં તપાસવામાં આવેલો ના હોય તો તે કાંઈ પણ પુરાવ નથી. ૧૬ વી. રી. ૪.

૪—જમીન ઉપર હક્ક ઠરાવવાના દાવામાં અમીને કરેલા નુકશાન ઉપરથી એમ જણાય છે કે બેમાંથી એકે પક્ષકારે હસ્તખુદ ચીત્તાના ડાઘ વીશે કાંઇ વાંધો લીધો નથી. તેમાં એવુ ઠરાવેલું છે કે તેના સાચાપણા વીશે કોર્ટ વાંધો ઉઠાવી તે ચીત્તા ઉપરથી કોઇ પણ નકશાનો અર્થ કરી શકાય છે કે નહીં એવી કોર્ટ તપાસ કરી શકતા નથી. ૧૪ વી. રી. ૩૫૧.

૫—જીલ્લાગાં થએલો નુકશો વાદીએ રજુ કરેલો તે પ્રમાણે અમુક જમીન કયાંહાં છે તે બાબત સ્થાનીક તપાસ સીવીલ અમીન કરે અને તે નુકશા બાબત હાજર પ્રતીવાદીઓએ હરકત લીધી ના હોય અને બતાવેલા ખુંટ તેઓ કબુલ કરતા હોય તેની રૂઈએ તે તપાસ હોય તો પછી તે નકશો સરકારના અખત્યારથી કરવામાં આવ્યો છે કે નહી તે સવાલ વીના પણ તે સાચો અને ભરૂસો રાખવા લાયક છે એમ માનવું જોઇએ. ૧૮ વી. રી. ૩૪૮.

૬—સરવૈનો નકશો તેમજ "ટંક" ન

કશો પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૮ વી. રી. ૧૬૭.

૭—સરવેનો જે નકશો રદ કરવાને માગવામાં આવેલુ હોય તે જમીનના રીપોર્ટનુ સાચાપણું તપાસવાને ઉપયોગમાં લેઈ શકાય છે. ૫ વી. રી. ૩૪.

૮—જમીનના માપ તથા ખુંટ બાબત "હક" નકશાનો પુરાવ વીચારમાં લેવાને સરવેના નકશાની મદદ લેઈ શકાય છે. ૨૦ વી. રી. ૨૪.

૯—પરંતુ કામમાં જેમ બીજો પુરાવ હોય તેવો તે પણ એક પુરાવ છે અને પુરાવના બોજાનો નીર્ણય કરવાને તેનો કાંઈ અસર થતો નથી. ૨૨ વી. રી. ૨૯૬.

૧૦—સરવેના નકશા ઉપર પેનસીલથી યાદગીરી તરીકે લખેલુ હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. સરકારના અખત્યારથી સરવેના નકશા કરવામાં આવેલા હોય તે કબજા બાબતનો પુરાવ છે, અને તેથી તે હક બાબતનો પણ પુરાવ છે. ૧૦ વી. રી. ૩૪૩.

૧૧—સરકારી સરવેના નકશા તે તેમાં જે દેશ કાહાડેલો હોય તે બાબત સને ૧૮૫૫ ના આ. ૨ ની કા. ૧૩ પ્રમાણે પુરાવ છે. એટલુજ નહી પણ જે અધીકારીઓને તે નકશા કરવાને નીમેલા હોય તેમને બીજી જે હકીકત લખી લેવાને ફરમાવેલુ હોય તે બાબત પણ તે પુરાવ છે. આ શીવાય તે માલેકપણાના હકનો તે કાંઈ પુરાવ નથી. ૧૦ વી. રી. ૩૦૧.

૧૨—માછલાં પકડવાના હક બાબત જે તકરાર હોય તે વીશે સરવેના નકશા કાંઈ પુરાવ નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૨૦.

૧૩—હકનો અથવા આગળના લાંબા કબજાનો બીજો કાંઇ સંતોષકારક પુરાવ ના હોય તો વાદીનો જમીન ઉપર હક ઠરાવવાને અને પ્રતીવાદીના હાલના કબજામાં હાથ ઘાલવાને સરવેનો નકશો બસ નથી. ૨ વી. રી. ૨૧૦.

૧૪—સરવેનો નકશો તથા પ્રોસીડીંગ અમુક કામોમાં હક સાબેત કરવાને બસ પુરાવ થઈ શકે છે, માટે તે પુરાવ ઉપર કેટલું વજન રાખવું તે વીશેનો એક નીયમ સ્પેશીયલ અપીલમાં કરવાને હાયકોર્ટને અખત્યાર નથી. ૧૩ વી. રી. ૫૦.

૧૫—સીમાડાની તકરાર વખતે જે નકશા કરવામાં આવેલા હોય તે પાછળથી સીમાડાનો સવાલ એકાદા દાવામાં ઉતપન થાય તો તેમાં હકનો પુરાવ થાય છે. ૧૫ વી. રી. ૪૪૪.

૧૬—હકના સવાલ બાબત તપાસ કરવાને સરવેના અમલદારોની હકુમત નથી, માટે એક તકરારી કામમાં થએલુ હુકમનામુ જેવી રીતે હકનો પુરાવ થાય છે તેવી રીતે સરવેનો નકશો કાંઈ પ્રતક્ષ પુરાવ થતો નથી, પરંતુ સરવે કરતી વખતના કબજા બાબતનો તે પ્રતક્ષ પુરાવ છે. ૯ કા. લા રી. ૩૦૫.

૧૭—એક સીમાડાની તકરારના કામમાં જરીફનો નકશો જો નીશ્ચેકારક પુરાવ ના થતો હોય તોપણ તે અગતના પ્રકારનો પુરાવ છે માટે તે જોવો જોઈએ અને તેનો વીચાર કરવો જોઇએ. ૧૫ વી. રી. ૩.

૧૮—એક સીમાડાના કામમાં "પીલર" કયાંહાં છે તે બાબતનો સવાલ હોય અને જે અમલદારે પીલર ઘાલ્યા હોય તે અમલદારે કરી મુકેલા નકશા ઉપરથી તકરારી લાઇન વીશે અંદેશો રાખવાને કારણ થતુ હોય તો, પીલરવાળી લાઈન તે શીમાડો સમજવો એવુ હુકમનામુ થયા પછી પક્ષકારોની વર્ત્તણુંક કેવી છે તે જોવાની અગત્ય છે, માટે

તે વીશે ખુલાસો કરવામાં ના આવે તો, તે હકીકત લક્ષમાં લેવી જોઇએ. ૨૦ વી. રી. ૨૪૩.

૧૯—એ "પટીઓ" ની રૂઇએ અમુક જમીનના કબજા ઉપર વાદીએ દાવો રાખેલો છે, અને પ્રતીવાદીએ એવી તકરાર કરી છે કે વાદીનો કબજો ખેડાણ જમીનનો છે અને પડતર જમીનનો નથી, પરંતુ સરવૈના નકશા ઉપરથી દાવાવાળી જમીન વાદીની જમીનમાં આવી જાય છે અને તેજ હદની અંદર તાલુકદારે બીજી જમીન ખાસ અલાયદી રાખેલી છે તેથી તે જુદી માલુમ પડે તેવી છે. તેમાં ઠરાવ્યું છે કે સરવૈનો નકશો તે જો કે નીશ્ચયકારક પુરાવ નથી તોપણ વીરૂધ ખુલ્લો અને પ્રતક્ષ પુરાવ ના હોય તો, તેમાં નવો જોઇએ નહી એમ થવું નહી જોઇએ. ૨૫ વી. રી. ૪૫૩.

૨૦—"ઠકબસ્ત" નકશાનો ઇરાદો સરકાર મેહેસુલ આપનારી જમીનનો પેટા હકક બતાવવાનો નથી, અને તેવા હક્ક બાબતનો તે નકશો કોઇ રીતે લખેલા દફતર તરીકે નથી. અને જે દાવામાં શીકમી તાલુકદારના હક્ક તરીકે નીર્ણય કરવાની બાબત હોય તો, તેમાં કાંઈ તેની પુરાવ તરીકે કીમત નથી. ૨૫ વી. રી. ૨૭૭.

૨૧—"ઠકબસ્ત" નકશા હદનાં નીશાન ખોટાં કરવામાં આવેલાં છે એવું વાદીએ કહીને હદ નક્કી કરી કબજો કાયમ ઠરાવવાને દાવો કર્યો તેમાં વાદીનુ હુકમનામુ કરવાની ના કહેવામાં આવી. તેમાં એવો સવાલ ઉત્પન થયો છે કે હદના સ્વાલની બાબતમાં હવે પછી કામ ચાલે અને તેમાં વાદી પક્ષકાર હોય તો તે નકશો પુરાવમાં દાખલ કરવા લાયક છે કે નહી. ૨ ઈંડીયન જયુરીષ્ટ ૨૪૫, ૮ વી. રી. ૬૪.

૨૨—"ઠક" નકશાની કબજાના પુરાવ તરીકેની કેવી કીમત છે તે વીશે વીચાર કરવામાં આવ્યો છે. ઇ. લા રી. ૮ કા. ૯૭૫, ૧૧ કા. લા. રી. ૩૯૯.

૨૩—કબજાના દાવામાં વાદીનો પુરાવ ફક્ત "ઠકબસ્ત" નકશો છે અને તે નકશો સાચો છે એમ ગણીને વાદી તથા પ્રતીવાદીની જગોએ પુર્વે થઇ ગએલા સખસોએ સહીઓ કરેલી છે અને તેમાં તકરારી જમીન તે વાદીની જગોએ પુર્વે થઇ ગએલા સખસની બતાવી છે. તેમાં ઠરાવ્યું છે કે વાદીનુ હુકમનામુ વ્યાજબી રાહે કરવાને તે પુરાવ બસ નથી. ઈ. લા. રી. ૫ કા. ૨૧૨.

૨૪—"ઠકબસ્ત" નકશો જો કે નીશ્ચયકાર્ક પુરાવ નથી તોપણ જે કામમાં તે કબજાનો પુરાવ છે તે કામમાં તે હકકનો પણ પુરાવ થાયછે. ૨૫ વી. રી. ૩૬ અને ૫૪.

૨૫—ઠરાવેલું છે કે સને ૧૮૫૯ માં થાક નકશો કરવામાં આવેલો છે તે કાયમ ઠરાવ કરતી વખતે મીલકતની હદ કઇ હતી. અને સને ૧૮૫૯ માં કઈ હદ કબુલ કરેલી હતી એ વીશેનો સ્પષ્ટ પુરાવછે. ઇ. લા. રી. ૧૬ કલકતા ૧૮૬.

## બ.

## બીજા દરજ્જાનો પુરાવ.

૧—પ્રમાણશાસ્ત્રનો એક મુખ્ય નીયમછે પણ તે શાંકીત નથી પણ તે વાસ્તવીક નીયમ છે કે જે કામમાં લખેલા દસ્તાવેજો હોય તે કામમાં તે દસ્તાવેજોના મજકુર વીશે સરસમાં સરસ પુરાવ તરીકે તે દસ્તાવેજો રજુ કરવા જોઇએ, માટે તે નીયમથી વીરૂદ્ધ ચાલવું ભયંકર છે. સબબ સને ૧૮૭૧ ના આકટ ૯ ની ક. ૨૦ પ્રમાણે દેવાની કબુલત ઉપર સહી કરવાને એજંટને ખાસ અખત્યાર આપવામાં આવ્યો હતો તે બાબત અમુક કાગળ શા કારણથી રજુ કરવામાં આવતો નથી તેને

સંતોષકારક ખુલાસો કર્યા વીના તે કાગળના મચકુરનો બીજા દરજ્જાનો પુરાવ હોય તેથી તે સાબેત થઈ શકતો નથી. ઇંડીયન અપીલ્સ ૮, ૧૫ વી. રી. ૨૧૯.

૨—ઇંગ્લાંડમાં પ્રમાણુશાસ્ત્ર ચાલુ છે તે પ્રમાણે ઘણે દરજ્જે દસ્તાવેજોની બાબતમાં હીંદુસ્તાનમાં કાયદો કરેલો છે અને તેમાં કોર્ટમાં રજુ કરેલો જે દસ્તાવેજ ના હોય તેના મચકુર વીશે બીજા દરજ્જાનો પુરાવ આપવાનો હક છે તે અસલ શા કારણથી રજુ કરવામાં આવતો નથી તેનો ખુલાસો કરીને પછી તે હક થાય છે. ઈ. લો. રી. ૬ કલકતા ૭૨૦, ૮:૪. લો. રી. ૩૩૭.

૩—એકાદા પટાના મચકુર વીશે કાંઇ સવાલ હોય તો તે દસ્તાવેજ રજુ કરીને સાબેત કરવો જરૂર છે અને જ્યાં તેમ ના હોય તો બાર વરસનો કબજો ફકત સાબેત કરવાની જરૂર છે. ૨૪ વી. રી. ૪૨૫.

૪—અમુક દસ્તાવેજ એક સાક્ષી પાસે છે એમ જાણવામાં હોય અને તે રજુ કરાવી શકાતો હોય તો તે રજુ કરવાની અને સાક્ષીની ફરજ પાડવાને કાયદામાં ઠરાવેલા તમામ ઇલાજો પક્ષકાર કરે, નહી અથવા તે ગુમ થયો છે એમ સંતોષકારક રીતે બતાવે નહી ત્યાં સુધી તે વીશે બીજા દરજ્જાનો પુરાવ દાખલ થઇ શકતો નથી. ૧ વી. રી. ૧૪૫, ૩ મુંબાઇ ૧૬૦, ૧૧ વી. રી. ૨૨૭.

૫—પ્રથમ નીયમો ઠરાવવામાં આવેલા છે તે પ્રમાણે એવું ઠરાવવામાં આવેલું છે કે એકાદો દસ્તાવેજ ગમે તેટલી મુદતનો હોય તે કાયદેસર પુરાવ તરીકે રજુ થઇ શકે તે પહેલાં તે કોના કબજામાંથી આવ્યો એ વીશે સોગન ઉપરનો પુરાવ જોઇએ. ૧૨ વી. રી. ૯૦.

૬—એક પટા ઉપર સાક્ષીઓ કરવામાં આવેલી નહી હતી તેથી તે વીશે પ્રતક્ષ પુરાવ થવા લાયક નહી હતો. તેમાં ઠરાવેલું છે કે તે પટો ૧ગ્ય કબજામાંથી આવેલો છે અને તે પટો કરી આપનારની કબુલ કરેલી સહી બીજા દસ્તાવેજો ઉપર છે તે સાથે તેની સહી બરોબર મળતી આવે છે માટે તે સાબેત થએલો છે. ૧૫ વી. રી. ૪૯૩.

૭—ગુમ થએલા દસ્તાવેજ ઉપર સ્ટાંપની જરૂર હોય અને તે ઉપર સ્ટાંપ ના હોય તો તે વીશે બીજા દરજ્જાનો પુરાવ આપી શકતો નથી. ૪ મદ્રાસ ૩૧૨.

૮—એકાદો દસ્તાવેજ રજુ કરવાને નોટીસ આપ્યા પછી જો તે છેવટ જોવામાં આવેલો તે વખતે તે ઉપર સ્ટાંપ નહી હતો એવો કાંઇ પુરાવ ના હોય તો તે દસ્તાવેજનો મચકુર સાબેત કરવાને બીજા દરજ્જાનો પુરાવ આપી શકાય છે. ઇ. લો. રી. ૨ મદ્રાસ ૨૦૮.

૯—એકાદો કરાર લખેલો હોય અને તે દસ્તાવેજ ઉપરથી પક્ષકારોની વચ્ચે ફકત દાવાનું કારણ ઉતપન થતુ હોય તો તે કરારની સરતો સાબેત કરવાને કાંઇ મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ૨૪ વી. રી. ૮૮.

૧૦—અમુક માલ વેચાણ આપવામાં આવેલો તેની કીમત લેવાને દાવો કરવામાં આવ્યો હતો વાદીએ તે વેચાણની બાબત સોગન ઉપર કહી અને માલ પ્રતીવાદીને આપવામાં આવેલો છે એવી પ્રતીવાદીની લખેલી કબુલત વાદીએ પુરાવમાં રજુ કરી, તે લખત ઉપર સ્ટાંપ નથી માટે તે રદ કરવામાં આવી. તેમાં ઠરાવેલુ છે કે તે માલ વેચાણ આપવામાં આવેલો છે તે તથા તેની કીમત મુખજુબાનીના પુરાવથી સાબેત કરવાને વાદીને જરૂર લાગ આપવો જોઇતો હતો. ઇ. લો. રી. ૮ કલકતા. ૨૮૨.

૧૧—સ્ટાંપ વીનાના કાગળ ઉપર પ્રોમેસરી નોટ લખવામાં આવેલી હોય અને તે

નોટની રૂઇએ દાવો કરવામાં આવે તો વાદીને અવેજ બાબત સ્વતંત્ર પુરાવ બાબત અટકાવ થતો નથી. ઈ. લા. રી. ૩ કલકતા ૩૧૪-૨ કલકતા લો. રી. ૪૧૨. ઇ. લો. રી, ૩ અલ્હાબાદ ૫૮૧ તથા ૭૧૭.

૧૨—ह એ ड ને જંગમ મીલકત સાંનમાં રાખી ૩૮૫) ધીર્યા. ड એ ૩૪૦) વસુલ આપ્યા અને મુખજુબાનીથી તે વસુલ આપતી વખતે બાકીના ૩૪૫) દેવાછે એમ કબુલ કર્યું તેજ વખતે પક્ષકારોની વચ્ચે એવો કરાર થયો હતો કે તે બાકીની રકમ બાબત ड એ ह ને પ્રામેસરીનોટ લખી આપવી અને સદરહુ મીલકત તેને પાછી આપવી તેથી ह એ ड ને ૩૪૫) ની પ્રામેસરીનોટ લખી આપીને તે મીલકત તેને પાછી આપી. પછી ह એ ૩૪૫) બાબતની મુખ જુબાની કરેલી કબુલતની રૂઇએ દાવો કર્યો, અને સદરહુ પ્રામેસરીનોટ ઉપર જોઇતો સ્ટાંપ નહી હતો તેથી તે પુરાવમાં દાખલ કરવા લાયક નહી હતી માટે તે કોરાણે રાખવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રામેસરીનોટ લખી આપવામાં આવી છે તેથી અસલ અવેજ બતાવવાને हને હરકત થતી નથી તેમ તે દેવાની મુખ જુબાનીથી કરેલી કબુલત બાબતનો પુરાવ પણ બાતલ થતો નથી. ઇ. લો. રી. ૪ અ. ૧૩૫.

૧૩—એક પ્રામેસરીનોટ ઉપર યોગ્ય સ્ટાંપ નહી હતો માટે તે પુરાવમાં દાખલ કરવા લાયક નહી હતી અને તે અવીભકત હીંદુ કુટુંબના અંગભુત क તથા न એ અવેજ લેઇ र ને લખી આપેલી હતી. આ નાણાં કુટુંબના કારણસર વાપરવામાં આવ્યાં હતાં. र એ क તથા न ઉપર તથા તેમના બાપ प ઉપર અને કુટુંબના બીજા અંગભુતો ઉપર તે ધીરેલાં નાણાં લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે પ્રામેસરીનોટ લખી આપવામાં આવેલી છે તેથી સદરહુ દાવો ચાલવાને હરકત થતી નથી અને र નો क તથા न ઉપર તથા प ઉપર કુટુંબની મીલકત જેટલે દરજ્જે તેના હાથમાં આવી હોય તેટલે દરજ્જે હુકમનામુ મેળવવાનો તેનો હકક છે. ઇ. લો. રી. ૭ મદ્રાસ ૧૧૨.

૧૪—સને ૧૮૭૬ માં व તથા ड વચ્ચે હીસાબ થયો અને ड પાસે व ના રૂ ૮૦૦) લેહેણા બાકી કાહાડયા. ड એ व ને એક દસ્તાવેજ લખી આપ્યો અને તે બાકીના દેવાની રકમ દર વરસે ૨૦૦) પ્રમાણે ચાર હફતેથી આપવાને કબુલ કર્યું. તેજ વખતે व એ પોતાના હીસાબના ચોપડામાં દર વરસે રૂ ૨૦૦) ના હફતા પ્રમાણે ચાર હફતેથી તે બાકી વસુલ કરવાનીછે એમ લખ્યું પછી સને ૧૮૭૮ માં व એ તે દસ્તાવેજની રૂઇએ પેહેલો હફતો લેવાને દાવો કર્યો પણ કોર્ટે ઠરાવ્યું છે કે તે પ્રામેસરીનોટ છે અને તે ઉપર સ્ટાંપ નથી માટે તે પુરાવમાં લેઈ શકાતી નથી. તે ઉપરથી व એ ફરીથી દાવો કરવાની પરવાનગી સાથે તે દાવો ખેંચી લીધો. પછી व એ પોતાના હીસાબના ચોપડામાં સદરહુ લખાણ કરેલુ હતુ તેની રૂઇએ દાવો કર્યો. તેમાં કોર્ટે ઠરાવ્યું છે કે દર વરસે રૂ ૨૦૦) ના હપ્તાથી તે રકમ વસુલ કરવાની છે એવુ લખાણ સામસામી હીસાબ કરીને લખેલુ છે તેથી તે બાકીની રકમ ड એ આપવાનો કરાર કરેલો છે તે સાબેત થઈ શકતો નથી. પણ તે ફકત પ્રામેસરીનોટ ઉપરથી સાબેત થઇ શકે છે. ઈ. લો. રી. ૩ અલ્હાબાદ ૭૧૭.

૧૫—પક્ષકારોની વચ્ચે કરાર બાબતની ફકત નોટ છે અને તે ઉપર યોગ્ય

સ્ટાંપ ના હોય અગર કાંઇ બીજુ કારણ હોય તેથી તે પુરાવમાં દાખલ થઇ શકે તેવું ના હોય તો લેણુદારે પોતાનાં નાણું ખોવાં જોઇએ. ઇ. લો. રી. ૭ કલકતા ૨૫૬—૮ કલકતા લો. રી. ૫૩૩.

૧૬—લેણુદાર તથા દેણુદારની વચ્ચે સામસામી હીસાબ થએલો હતો તેથી દેણુદારને જે બાકી દેવું નીકળતુ હતુ તે બાબત ખત લખી આપ્યું. તેમાં ઠરાવ્યું છે કે લેણુદાર સામસામો હીસાબની રૂઇએ પોતાની બાકી લેહેણુ લેવાને દાવો કરી શકતો નથી. ઇ. લો. રી. ૪ અલ્હાબાદ ૩૩૦.

૧૭—ઠરાવ્યું છે કે એક હુંડીની રૂઇએ દાવો કરવામાં આવેલો છે પણ તે ઉપર જોઇતો સ્ટાંપ નથી તેથી તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. સબબ તે દાવો કાહાડી નાંખવો જોઈએ. ઈ. લો. રી. ૫ મદ્રાસ ૧૬૬.

૧૮—રૂ. ૧૦૦૦) ની હુંડી લખી આપવામાં આવેલી તે કબુલ કરવામાં આવેલી અને તે ઉપર શેરો કરી આપવામાં આવેલો પણ તે ઉપર જોઇતો સ્ટાંપ નહી હતો માટે તે નોટની રૂઇએ કરેલા દાવામાં પેનલટી આપીને પણ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. સબબ શેરો કરાવી લેનારે શેરો કરી આપનાર ઉપર દાવો કરેલો હોય અને યોગ્ય મુદતમાં પ્રતીવાદીને નાણું ધીરેલાં છે એમ કહી દાવો માગવાને દાવાની અરજી દુરસ્ત કરવાને જો અરજી કરવામાં આવેલી ના હોય તો કોર્ટ તે પરવાનગી નહીં આપવાને મુખત્યાર છે. પછી વાદીને નવો દાવો કરવાની પરવાનગી આપી શકાય તેની ચીંતા નહી. ૨ ક. લો. રી. ૪૦૯—૨૧ વી. રી. ૧.

૧૯—સોડી રાજીનામા કરીને જે દસ્તાવેજ કહેવાય છે એટલે જે દસ્તાવેજથી જમીન કબજે રાખવાનો હક્ક છોડી દેઇ જમીનના માલેકને આપે છે અને જમીનના માલેકને વીનંતી કરે છે કે બીજા પક્ષકારને તે હક્ક વેચવામાં આવેલો છે તેના નામ ઉપર તે જમીન રજીસ્ટર કરવી જોઈએ. તે દસ્તાવેજ પુરાવ આકટની કલમ ૯૧ માં કહેલા પ્રકારનો દસ્તાવેજ નથી. માટે જો કાંઇ બીજો પુરાવ હોય તો તે બીજા પુરાવની રૂઇએ કોર્ટોને ઠરાવ કરવાને કંઇ હરકત થતી નથી. ઇ. લો. રી. ૨ મદ્રાસ ૧૧૭.

૨૦—તા૦ ૧૯ માર્ચ સને ૧૮૬૭ ના રોજ **ક** **ન** અને **બ** એ ત્રણ ભાઇઓની વચ્ચે એક ફારકતી લખી આપવામાં આવી. પણ તે રજીસ્ટર કરવામાં આવેલી નથી. તેમાં એવો મચકુર લખ્યો હતો કે તે ફારકતીની તારીખ પહેલાં કેટલાંક વરસો ઉપર ત્રણ મકાનો સીવાય કુટંબી મીલકતની વહેંચણ થએલી છે માટે તે મકાનોની વેહેંચણ ભાઇઓની વચ્ચે કરવામાં આવે છે. પછી **ક** ના હીસ્સામાં જે મકાન આવેલુ તે લેવાને તેની વીધવાએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે કુટંબી મીલકતની પ્રથમ વહેંચણ થએલી તે બાબત તો બીજા દરજ્જાનો પુરાવ જો કે આ દસ્તાવેજથી બાતલ થતો નથી. પણ તે દસ્તાવેજ લખી આપ્યાની તારીખે વહેંચણ તરીકે ત્રણ મકાનોની વ્યવસ્થા કરેલી છે માટે પુરાવ આકટની કા. ૯૧ પ્રમાણે તે દસ્તાવેજના મચકુર વીશે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ઈ. લો. રી. ૨ મુંબાઇ ૬૩૫.

૨૧—એક નીમે ભાગનું વેચાણ ખત તથા બીજો નીમે ભાગનો પટો વાદીએ **બ** ને લખી આપ્યો તેથી સને ૧૮૫૯ ના આ. ૧૪ પ્રમાણે **બ** એ દાવો કર્યો તે કાહાડી નાંખવામાં આવ્યો. પછી **બ** એ તે વેચાણ દ-

સ્તાવેજ તથા પટો પાછો આપવામાં આવ્યો છે અને કાંઇ દાવો નથી એવો શેરો કરીને સહી કરી અને પાછો આપ્યો. અ એ તે મીલકતનો કબજો લેવાને આ દાવો કરેલો છે તેમાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો કે તે મીલકતના ત્રીજે ભાગ બાબત દાવો કરવાને અ નો ભાગ નથી. કારણ કે તે બ ને વેચાણ આપવામાં આવેલો છે અને સદરહુ શેરો પુરાવમાં દાખલ કરવા લાયક નથી કારણ કે તે રજીસ્ટર કરાવેલો નથી. તેમાં ઠરાવ્યું છે કે તે લખાણથી ફરીથી વેચાણખત કરાવવાનું છે અને તે વ્યહેવાર આખરનો થએલો નથી એવો પુરાવ થાય છે. ૩ બંગાળા લો. રી. ૧૨૫.

૨૨—ઠરાવેલુ છે કે પ્રતીવાદીને પટા અને કબુલતનો મચકુર સાબેત કરવાને મુખજુબાની નો પુરાવ દાખલ નહી કરવાથી સને ૧૮૫૯ના આકટ ૧૦ પ્રમાણેના દાવામાં ફાયદો થએલોછે માટે તે પુરાવ તેના સામા દાવાની પુષ્ટીમાં દાખલ કરવામાં આવે તે નીયમ વીરૂદ્ધ છે અને ગેરવ્યાજબી છે. ૫ બં. લો. રી. ૧-૧૩ વી. રી. ૩૦૭.

૨૩—એક કબજો લેવાના દાવામાં પ્રતીવાદીએ ગીરોનો દસ્તાવેજ બતાવી કબજો લેવાને દાવો રાખ્યો તેમાં ઠરાવ્યું છે કે પુરાવ આકટની કા. ૯૧ પ્રમાણે તે વીશે બીજા દરજાનો પુરાવ આપી શકાતો નથી. ઇ. લો. રી. ૬ મદ્રાસ ૧૧૭.

૨૪—લખેલો કરાર તે રજુ કરીને સાબેત થઈ શકે છે માટે તે રજીષ્ટર કરાવેલો ના હોય તેથી દાખલ કરવા લાયક ના હોય તો તે કરાર વીશે બીજા દરજાનો પુરાવ લેઇ શકાતો નથી. પક્ષકારે તકરારની અંદર નહી એવી રીતે તે દસ્તાવેજનો મચકુર એક જુબાનીમાં કબુલ કર્યો હોય તો તે બીજા દરજાનો પુરાવ છે માટે તે દસ્તાવેજનું કામ પુર પાડી શકતો નથી. ૮ મુંબાઈ ૧૬૩.

૨૫—એક ખતની રૂઇએ દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ ખત લખી આપ્યાની વાત ઇનકાર કરી વાદીએ જવાબમાં કહ્યુ છે કે તે ખત અકસ્માત રીતે નાશ થએલુ છે માટે તેની રજીસ્ટર થએલી નકલ પુરાવમાં રજુ કરવાને પરવાનગી મળવાની તેણે અરજ કરી તે કોર્ટે મંજુર કરી અને તેની સાથે કોર્ટે એવો હુકમ કર્યો કે અસલ ખતના જે કડકા રહેલા છે તે રજુ કરવા. તપાસ વખતે વાદીએ તે કડકા રજુ કર્યા. અને સને ૧૮૦૨ ના મદ્રાસના કાયદા ૧૭ ની કા. ૧૧ પ્રમાણે તે રજીસ્ટર થએલી નકલ પુરાવમાં રજુ કરવામાં આવી, સદરહું કડકા અસલ ખતના છે એવું સાબેત કરવાને તેણે કાંઇ સાહેદી બોલાવ્યા નથી. કોર્ટે રજીષ્ટર થએલી નકલ પુરાવ તરીકે દાખલ કરી અને વાદીના લાભમાં ઠરાવ કર્યો. આ ઠરાવ અપીલમાં જુડીસીયલ કમેટીએ ફેરાવ્યો એવા કારણથી કે અસલ ખત નાશ થએલું છે એવો સંતોશકારક પુરાવ નથી. માટે રજીષ્ટર થએલી નકલ બીજા દરજાના પુરાવ તરીકે દાખલ કરવામાં આવી છે તે બરોબર નથી. ૩ મુર ઇંડીયન અપીલ્સ. ૧૫૯.

૨૬—જે દસ્તાવેજ રજીષ્ટર કરાવવો જોઇતો હતો તે દસ્તાવેજ રજીષ્ટર થએલો નથી માટે હું રજુ કરી શકતો નથી એવું બતાવવામાં આવે તે દસ્તાવેજના મચકુરનો બીજા દરજાનો પુરાવ દાખલ કરવાને ચાહેના રાખતો હોય તે બાબતમાં બસ નથી. તેણે તો માહારી કાંઇ કસુરથી તે રજીષ્ટર કરાવવામાં આવેલુ નથી એવું બન્યુ નથી એમ બતાવવું જોઈએ. અથવા તેણે એમ બતાવવું જોઇએ કે જે પક્ષકારના વીરૂદ્ધ તે દસ્તાવેજનો ઉપયોગ કરવાને તે માગતો હોય તે પક્ષકારે તે નહી રજીષ્ટર કરાવવાની બાબતમાં કપટ કરેલું છે,

એવી રીતે કે બીજા .દરજ્જાનો પુરાવ રજુ કરવાને વાંધો લેવાને તે કારણથી તેને પરવાનગી આપી શકાતી નથી. ૯ વી. રી. ૫૨૮.

૨૭—એકાદા પટા ઉપર વાદી પોતાના હક્કનો આધાર રાખતો હોય પણ તે રજીસ્ટર કરાવવામાં આવેલો ના હોય માટે તે રજીસ્ટરના કાયદા પ્રમાણે તેનો ઉપયોગ થઇ શકતો ના હોય તો તે કારણથી તે રજુ કરવામાં ના આવે તો બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવાને અસલ દસ્તાવેજ વીશે સંતોષકારક પુરાવ ના હોય તો કોર્ટ વ્યાજબી રાહે હુકમ કરી શકતા નથી. ૨૧ વી. રી. ૩૦૭.

## ગુમ થએલા અથવા નાશ થએલા દસ્તાવેજો.

૧—જે કામમાં કોર્ટને એવી ખાતરી થાય કે એકાદો દસ્તાવેજ લખી આપવામાં આવેલો છે પણ તે ગુમ થએલો છે અગર નાશ થએલો છે તો તેના મચકુર વીશે દસ્તાવેજી અથવા મુખજુબાનીનો બીજો દરજ્જાનો પુરાવ કોર્ટે લેવો જોઈએ અને તે દસ્તાવેજ ઉપરના સાક્ષીઓ હોવાની જરૂર છે એમ નથી. ૧૦ વી. રી. ૨૪.

૨—એક બગીચાનાં ઝાડ વેચવામાં આવેલાં તે સબંધી જમીનદારી લેહેણું લેવાનો દાવો ફક્ત રીવાજ ઉપરથી અપાવવો નહી જોઇએ. પરંતુ સને ૧૮૨૨ ના કાયદા ૭ ની કા. ૯ અને સને ૧૮૨૫ ના કાયદાની કા. ૫ પ્રમાણે સેટલમેંટના કાગળોમાં તે લેહેણું કબુલ કરવામાં આવ્યું છે કે નહી એ વીશે કોર્ટે તપાસ કરવી જોઇએ. જો સેટલમેંટના કાગળો નાશ કરવામાં આવેલા હોય તો તે લેહેણા બાબતનો મચકુર બીજો સરસમાં સરસ જે પુરાવ મળી શકે તેવો હોય તેથી નક્કી કરવો જોઇએ. ૧ આગ્રા. ૧૩૯.

૩—એક પક્ષકારે હુકમનામું મેળવેલું તે ઉપર અપીલ થએલી હતી અને તે એક કોર્ટ માંથી બીજી કોર્ટમાં જતાં તે કામના કાગળો ફરીથી મળી શકે નહી તે પ્રમાણે ગુમ થયા તેથી હાયકોર્ટે નીચેની અપીલકોર્ટને એવો હુકમ કર્યો કે તે તમામ કાગળો તૈયાર થાય તે પ્રમાણે બેઉ પક્ષકારો તરફથી બીજા દરજ્જાનો પુરાવ લેવો જોઇએ અગર જો તેમ ના થાય તો સને ૧૮૫૫ ના આકટ ૮ ની કાં. ૩૫૫ પ્રમાણે વધારાનો પુરાવ લેવો જોઇએ. ૭ વી. રી. ૧૧૮.

૪—એક લેહેણા ખરીદદારે કરેલા દાવામાં વાદીએ કહેલું છે કે સને ૧૮૭૩ માં **અ** એ **બ** ને રૂ ૧૦૦૦) નું ખત લખી આપેલું છે તે ખત ઉપરનો હક્ક **બ** ઉપરના હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી મેં ખરીદ કરેલો છે તેથી વાદીએ તે ખતની રૂઈએ **બ** ને પક્ષકાર કરીને **અ** ઉપર દાવો કર્યો. તપાસ વખતે **અ** એ તે ખત લખી આપ્યાની વાત ઈનકાર કરી અને તે વખત વાદીએ રજુ કરેલું નહી હતુ પણ તે રજુ કરવાને **બ** ઉપર નોટીસ બજાવીને તે ખતના મચકુર વીશે વાદીએ બીજા દરજ્જાનો પુરાવ રજુ કર્યો. પણ **બ** ને સાક્ષી તરીકે તપાસવામાં આવ્યો નહી હતો. અને તે ગુમ થયા બાબત અથવા નાશ થયા બાબત કાંઇ પુરાવ આપવામાં આવ્યો નહી હતો. તેમાં ઠરાવેલું છે કે તે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૭ કલકતા.૯૮—૮ કલકતા લો. રી. ૪૮૯.

૫—ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ જે ત્રણ દસ્તાવેજો નાશ થએલા અગર ગુમ થએલા કહેલા છે તે નાશ અગર ગુમ થયાછે એવું સાબેત થએલુ નથી માટે પુરાવમાં કાયદા પ્રમાણે જે મનાઇ કબુલ કરવામાં આવેલી છે તે તેમાં રજુ નહી કરવાનો સમાસ થાય

છે અને પુરાવ આકટની કા. ૧૧૪ ના દ્રષ્ટાંત (ગ) માં જે એવું કબુલ કરેલું છે કે જે પુરાવ રજુ થઇ શકે તેવો હોય પણ તે રજુ કરવામાં આવ્યો ના હોય અને જો તે રજુ કરવામાં આવે તો જે સખસ તે દબાવી રાખતો હોય તેના વીરૂદ્ધ થાય તે અનુમાનને તે પાત્ર થાય છે. ઈ. લો. રી. ૭ અલ્હાબાદ. ૭૩૮.

૬—બળવામાં એક ગીરોનો દસ્તાવેજ નાશ થએલો છે એમ કહેવામાં આવેલું અને તે દસ્તાવેજની રૂઇએ દાવો કરવામાં આવ્યો છે તેમાં ઠરાવ્યું છે કે જો એમ સાબેત થાય કે તે અસલ દસ્તાવેજ નાશ થએલો છે અને તેની નકલ છે નહીં તો કોર્ટ તેના મચકુર વીશે મુખજુબાનીનો પુરાવ લેઇને ફકત તે પુરાવ ઉપરથી તે સાચો છે કે નહી એ વીશેનો નીર્ણય કરી શકે છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૨૬૪.

૭—એક ગીરો છોડાવવાના દાવામાં એવું સાબેત થએલું છે કે ગીરો રાખનારાઓએ અને તેઓના અસાઇનીએ જે દસ્તાવેજથી મીલકત ગીરો મુકવામાં આવેલી તે દસ્તાવેજ કપટથી નાશ થએલો છે. તેમાં ઠરાવેલું છે કે ગીરો રાખનારાઓને તે દસ્તાવેજનો મચકુર અથવા ગીરોની રૂઇએ લેહેણાની રકમ બીજા દરજાના પુરાવથી સાબેત કરવાને પરવાનગી આપી શકાતી નથી અને ગીરો આપનારના વારસને કાંઇ પણ રકમ આપ્યા શીવાય જમીન લેવાની પરવાનગી આપી શકાય છે. ૧ મુંબાઇ ૧૭૭.

૮—પુરાવ આકટની કલમ ૬૫ ની રકમ (ક) અને વળી તેજ કલમની રકમ (અ) અથવા (ક) પ્રમાણેના કામમાં કાંઇ પણ બીજા દરજાનો પુરાવ દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૫ કલકતા ૫૬૮, ૫ કલકતા લો. રી. ૩૩૧.

## બીજા કારણોથી દસ્તાવેજ રજુ નહીં કરવો તે.

૧—વેચાણનું સર્ટીફીકેટ નહીં હોવા બાબત ખુલાસો આપવામાં ના આવે અને લોટબંદી કરતાં વધારે પુરાવ રજુ થઇ શકે તેવુ ના હોય તો તે સર્ટીફીકટને બદલે બીજા દરજાનો પુરાવ તરીકે લોટબંદી કબુલ કરી શકાતુ નથી. ૨૧ વી. રી. ૩૩૩.

૨—એક તાલુકાનો હકક તેમાંનો એક ભાગ કોરાણે રાખીને વેચવામાં આવ્યો. એવા ઠરારથી કે તે ખરીદદારે તે કોરાણે રાખેલા ભાગનું મેહેસુલ આપીને વેચનારને જવાબદારીમાં રાખવો નહીં. પછી બેઉ તરફથી અસાઇનમેંટો કરવામાં આવ્યા અને વાદીએ વેચનારની તરફથી પ્રતીવાદીઓ કે જે મને ખરીદદાર તરફથી આ જવાબદારીઓનો અમલ કરવાનો હક મળેલો હતો તેમના ઉપર દાવો કર્યો. વાદીએ કહેલું છે કે તે વેચાણના અસલ પક્ષકારોની વચ્ચે આ કરાર થયાનું કબુલ કર્યાનું ઈકરારનામું છે. પરંતુ તે તેણે રજુ કર્યું નથી. જે ફકત પુરાવ રજુ કરવામાં આવ્યો છે તે જે કામમાં આ કરાર સાબેત થએલો ઠરાવેલો છે તે કામનો ફેંસલો છે. વાદીનો દાવો નીષ્ફળ ગયો. કારણ કે આ જવાબદારી ઉપરનો હક હવે પછીના રેવન્યુસેટલમેંટ સબંધી છે એમ ઠરાવેલુ નથી. તેમ એમ પણ ઠરાવેલુ નથી કે બીજાઓનો ગમે તે હકથી કબજો હોય તોપણ બીજાઓને બંધનકારક થાય તે પ્રમાણે તે જમીનની સાથે તે કરાર રહે છે. જે દાવામાં ફેંસલો આપવામાં આવેલો છે તે દાવામાં ઇકરારનામુ રજુ કરવામાં આવ્યુ નથી માટે અસલકોર્ટ તેના મચકુર વીશે બીજા દરજાનો પુરાવ દાખલ કરતી નથી. અપીલમાં

તે દસ્તાવેજ તપાસવાને કહેવામાં આવ્યું હતુ. પણ અપીલકોર્ટે તે વીશે ના કહી તેથી બીજા દરજાનો પુરાવ દાખલ કરવામાં આવેલો છે. આ અપીલમાં વાદીના કબજામાં અસલ દસ્તાવેજ છે તે કોર્ટે જોયા સીવાય તે દસ્તાવેજના મચકુર વિશે બીજા દરજ્જાનો પુરાવ આપવાને વાદીને પરવાનગી આપેલી છે તે ભુલ છે એમ બતાવેલુ છે. ઇ. લો. રી. ૪ અલ્હાબાદ ૪૦૬, ૧૧ કલકતા લો. રી.૧૦૯— ૯ ઇંડીયન અપીલ્સ ૬૪.

૩—જે પક્ષકારોએ અમુક મીલકત ઉપરના એક ઓરતના દાવા વીશે તકરાર કરેલી છે તે પક્ષકારોના બાઇએ તે ઓરતને લખી આપેલા હીબાની રૂઈએ અમુક મીલકત ઉપર એક સબબસે દાવો રાખેલો છે પણ તે હીબા તે ઓરતને આપવામાં આવેલુ નથી કારણ કે તે જુદી જુદી મીલકત સબંધી છે અને તેમાંની તેણીના આ દાવાવાળી મીલકત છે અને પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદી પાસેથી તેણીએ તે હીબા મંગાવેલું તેમ છતાં તેણે તે રજુ કર્યું નથી. તેમાં ઠરાવેલું છે કે પુરાવા આકટની કા. ૬૫ વીશે તેના મચકુર વીશે બીજા દરજાનો પુરાવ મેળવવાને વાદીનો હક છે માટે અસલ કોર્ટે તેણીના લાભમાં જે હુકમનામુ કરેલુંછે અને જે ફેરવવાને હાયકોર્ટ હાલ ના કહેછે તે હુકમનામુ વાદીએ તે પુરાવ મેળવવાથી કરાવવાનો તેનો હકકછે. ૨૫ વી. રી. ૪૫૯.

૪—કોર્ટની હકુમતની બાહારના એક પ્રતીવાદી ઉપર એક કાગળ રજુ કરવાને સમન્સ કરવામાં આવેલો પણ તે સમન્સ પ્રમાણે ચાલ્યો નહી અને દાવાની સુનાવણીની છેવટ વખતે તે વકીલની મારફતે હાજર થયો તો પુરાવ આકટની કા. ૬૬ ના વીશેશ ઠરાવ ૭ પ્રમાણે તે કાગળના મચકુરનો બીજા દરજાનો પુરાવ દાખલ કરવામાં આવેલો છે. ઇ. લા. રી. ૨ મદ્રાસ ૨૯૫.

૫—કમીશનરની રૂબરૂ જ્યારે પુરાવ લેવામાં આવેલો હોય ત્યારે રજુ કરેલા દસ્તાવેજ બાબત જો કોઇ કારણથી હરકત લેવામાં આવી હોય તો બીજા કોઇ કારણથી તપાસ વખતે તે દસ્તાવેજ વીશે હરકત લેવાને સામા પક્ષકારને અટકાવ થતો નથી. પ્રથમ તે રજુ કરવામાં આવ્યો તે વખતે દાખલ કરવા સંબંધી તમામ હરકતો બતાવવાની જરૂર નથી. પરંતુ તે રજુ કરનાર પક્ષકાર જ્યારે તે પુરાવમાં રજુ કરે ત્યારે તે હરકત લેનાર પક્ષકાર હરકોઈ નવી હરકત લેઇ શકેછે. કમીશન કાહાડનારી કોર્ટની હકુમતની બાહારની જગોએ પુરાવ લેવામાં કમીશન કાહાડવામાં આવ્યુ હોય તો રજુ કરનાર પક્ષકારે અસલ દસ્તાવેજ રજુ કરવાને સારૂ તે દસ્તાવેજના મચકુરનો બીજા દરજ્જાનો પુરાવ દાખલ થઇ શકે તે કારણસર નોટીસ આપવાની જરૂર નથી તેમ તે અસલ દસ્તાવેજ રજુ કરવાને ના કહેવામાં આવી છે એમ શાબેત કરવાની પણ જરૂર નથી. ઈ. લો. ૯ કલકતા. ૯૩૯.

૬—એક ગીરો દસ્તાવેજ રજીસ્ટર કરવાને આપેલા અખત્યારના મુખત્યારનામામાં તે ગીરોનો દસ્તાવેજ લખી આપવાનો પ્રથમ અખત્યાર આપવામાં આવેલો તે કબુલ કરવામાં આવેલુ હતુ તો તે મુખત્યારનામું પ્રથમનો દસ્તાવેજ કબુલ કર્યા તરીકે અસલ પુરાવની માફક દાખલ કરવા લાયક છે. ૨ વી. રી.૪૪

૭—એક પટો રજીસ્ટર થએલો હોય તો તેનો સામો દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક છે માટે અસલ રજીસ્ટર થએલો પટો ફકત કોર્ટની રૂબરૂ નથી તેટલા કારણથી તે સામો દસ્તાવેજ નામંજુર થઇ શકતો નથી. ૩ આગ્રા ૨૩૩.

૮—અ એ બ ને જમીન સાંથે આપી અને બ એ ક કે જે રૈયત છે તેને સાંથે આપી. પછી જે કબજો ગયો કહેવામાં આવ્યો છે તે ગયા પછી અ ને પ્રતીવાદીમાં દાખલ કરીને ક એ તેના ભાગનો કબજો લેવાને દાવો કર્યો. સુનાવણી વખતે તકરારી જમીન બ એ ગને સાંથે આપેલી જમીન પૈકીની છે એવું સાબેત કરવાને ક એ પોતે આપેલી બ ને કબુલત પુરાવામાં રજુ કરી. તેમાં ઠરાવેલું છે કે ક એ પોતે બ ને જે પટો કરી આપેલો તે પટો અને અ એ બ ને કરી આપેલો તે પટો રજુ કરવો જોઇતો હતો અગર તે નહી કરવા બાબત જોઇતી રીતે ખુલાસો આપવો જોઇતો હતો પણ તે બેમાંથી એકે તે કરેલુ નથી માટે તે કબુલત કે જે ક ના પટાની બીજા દરજાના ફક્ત પુરાવ તરીકેની છે તે દાખલ કરવા લાયક નથી. પછી તે જમીનના માલેક અ ના કબજામાંથી રજુ કરવામાં આવેલી હોય તેની ચીંતા નહીં. ૧ કલકતા લો. રી. ૫૪૭.

૯—ભાગીદારીના હીસાબની બાકીની રૂઇએ જે રકમ લેહેણી કહેવામાં આવી છે તે લેવાના દાવામાં સને ૧૭૯૩ ના કાયદા ૬ ની કલમ ૧૬ પ્રમાણે સદર કોર્ટે અસલ હીસાબના ચોપડા પુરાવ તરીકે ઉપયોગમાં લેવા જોઇતા હતા અગર જે રકમ લેહેણી કહેવામાં આવી છે તે બીન હરકતે બાકી લેહેણી છે એમ નકકી કરવું જોઇતું હતું. ૫ વી. રી. ૭૬.

## દસ્તાવેજોની નકલો અને નકલોની નકલો.

૧—ઇંગ્લાંડમાં પુરાવમાં નકલો રજુ કરવા વીશે અમુક તપાસ વખતે જે સખત નીયમો ચાલુ છે તે પ્રમાણે હીંદુસ્તાનમાં પુરાવમાં નકલો દાખલ કરવાની વ્યવસ્થા કરવી નહીં જોઇએ. તોપણ નામદાર સાહેબોના અભીપ્રાયમાં આવ્યું છે કે જ્યારે એકાદી નકલ કોઇ રીતે લેવામાં આવી હોય અને તે નકલ ઉપર કેટલું વજન રાખવું જોઇએ અને તેની કેટલી બુજ કરવી જોઇએ એવું જડજને વીચારવાનું હોય તો તેના સાચાપણા વીશે તપાસ કરવાને તે નકલવાળા અસલ દસ્તાવેજને બદલે તે નકલ રજુ કરવાને કાંઇ કારણ છે એવી જડજે ખાતરી કરવી જોઇએ અને અસલ દસ્તાવેજોની સાધારણ બાબતમાં કેટલોક ખુલાસો હોવો જોઇએ અને અસલ શાવાસ્તે રજુ કરવામાં આવ્યો નથી તેનું પુક્ત કારણ કાંઇક હોવું જોઇએ અને પક્ષકારોએ તે નકલ ઉપર આધાર રાખેલો જોઇએ. તમામ કામોમાં તકરારી દસ્તાવેજના સાચાપણા વીશે જડજ નક્કી ઠરાવ કરી શકે અને તે ઉપર કેટલું વજન રાખવું અને તે ઉપર કેટલી બુજ કરવી તે વીશે આ તમામ હકીકત જોવી જોઇએ. જે કામોમાં અમુક દસ્તાવેજો ફકત મદદ તરીકે અગર પુરાવના ભાગ તરીકે હોય તે કામોમાં અને જે કામોમાં જે દસ્તાવેજની નકલ રજુ કરવામાં આવી હોય તે દસ્તાવેજ ઉપરથી જબરી રીતે દાવો કરવામાં આવ્યો હોય અને તમામ દાવાના કારણોનો આધાર અસલ દસ્તાવેજની સાબેતી ઉપર હોય તે કામો વચ્ચે ઘણો તફાવત છે. પાછલા પ્રકારના કામોમાં સખત પુરાવ યોગ્ય રીતે લેઇ શકાય છે. હાલનો દસ્તાવેજ સાચો છે એવું હાઇકોર્ટે ઠરાવેલું છે તે ખોટું છે એમ કહેવાને નામદાર સાહેબો તૈયાર થએલા નથી. પરંતુ હાઇકોર્ટે તદન તે દસ્તાવેજ ઉપર આધાર રાખેલો છે એમ નથી પણ કામમાં જે પુરાવ છે તે ઉપર હાયકોર્ટ ગએલી છે અને તે પુરાવ હાઇકોર્ટનો ઠરાવ કરવાને બસ છે એમ નામદાર સાહેબોને જણાય છે. ૧૭ વી. રી. ૨૮૫—

૧૪ મુર ઇંડીયન અપીલ્સ. ૪૫૩.

૨—જે દસ્તાવેજો પુરાવ તરીકે રજુ કરવામાં આવેલા તે પુરાવાના કાયદા પ્રમાણે તે દાખલ કરવા લાયક નહીં તેવી નકલો છે તે કારણથી નામંજુર કરવામાં આવેલાં છે તે બરોબર છે અને નકલ નામંજુર કરતાં અસલ ફાઈલ કરવાને પક્ષકારને પરવાનગી આપવી એ વીશેનો કોર્ટના કુલ અખત્યાર ઉપર તદ્દન આધાર છે. ૨૨ વી. રી. ૩૫૫.

૩—અસલ દસ્તાવેજ મેળવવાને કાયદેસર તમામ ઇલાજો કરવામાં આવે નહી ત્યાં સુધી તે દસ્તાવેજની નકલ પુરાવમાં રજુ કરવી નહી જોઈએ. એકાદો દસ્તાવેજ અમુક પક્ષકારના કબજા અગર અખત્યારમાંછે એમ કહેવામાં આવેલુ હોય અને તે પક્ષકાર તે વાત તકરારમાં ઈનકાર ગએલો હોય તો તે પક્ષકારની સાહેદી લેવાને અને તેની પાસેથી તે રજુ કરાવવાને કાયદા પ્રમાણે જે રીતી ઠરાવેલીછે તે છોડી દેવાને બાજબી કારણ થતુ નથી. જો જડજની એવી ખાતરી થાય કે વાદી જે અસલ પટા ઉપર આધાર રાખે છે તે રજુ કરી શકે તેવુ નથી તો તેના મચકુર વીશે બીજા દરજાનો પુરાવ આપવાને જડજે તેને પરવાનગી આપવી જોઈએ. પરંતુ તે મચકુર વીશે તે પુરાવમાં જે કહેવામાં આવે તે સાચુ છે એવી બાજબી કારણોથી તેમણે ખાતરી કરવી જોઈએ અને તે પટો લખી આપવામાં આવ્યો છે એ વીશે પુકત પુરાવ તેમણે માગવો જોઇએ. ૯ વી. રી. ૨૪૮.

૪—અસલ દસ્તાવેજ વીશે યોગ્ય રીતે ખુલાસો આપવામાં ના આવે તો તેની નકલ પુરાવમાં દાખલ થઇ શકતી નથી. અસલ દસ્તાવેજ બીજી કોર્ટમાં હોય તે કાંઇ પુકત કારણ નથી. ૧૦ વી. રી. ૩૩૮—૧ ક. લો. રી. ૩૫૫.

૫—એક અસલ અરજી એક જુદા કામના કાગળો સાથે હતી તેથી તે કાગળો મંગાવવાને કોર્ટને દરખાસ્ત કરવામાં આવેલી તેથી તે અરજીની દાખલાવાળી નકલ પુરાવમાં દાખલ કરવામાં આવી હતી ૧૯ વી. રી. ૮૫.

૬—અસલ દસ્તાવેજ વીશે પુકત રીતે ખુલાસો કરવામાં આવેલો નહી તેથી તે દસ્તાવેજની નકલ પુરાવમાં નામંજુર કરવામાં આવી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૫-૧૦ વી. રી. ૭૩-૫ વી. રી. ૨૧.

૭—એક વાદીએ દસ્તાવેજની નકલો રજુ કરેલી હોય તો અસલ દસ્તાવેજો શાવાસ્તે રજુ કર્યા નથી તેનો ખુલાસો બતાવવાને તે બંધાએલા છે. ૨ વી. રી. ૮૦.

૮—તકરારી દસ્તાવેજની નકલ રજુ કરનારના અખત્યારમાં અસલ નથી એવી સાબેતી વીના પુરાવ તરીકે લેઈ શકાતી નથી. અસલ દસ્તાવેજ છે એવી કબુલત હોય તેવી નકલ સાચી છે એમ કબુલત થતી નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૮૬.

૯—અસલ જુબાની નહી હોવાનો ખુલાસો સંતોષકારક રીતે આપ્યા વીના તે જુબાનીની નકલ જોઈ શકાતી નથી અને જો તેવો ખુલાસો આપવામાં આવે અને નકલ રજુ કરવામાં આવે તો તે ખરીછે એમ સાબેત કરવું જોઇએ ૨૧ વી. રી. ૨૫૭-૩ કલકત્તા લો. રી. ૫૦૯

૧૦—જે દસ્તાવેજની નકલ કામના કાગળમાં ફકત હોય તે દસ્તાવેજ લખી આપવામાં આવેલો તે કાયદેસર રીતે શાબેત કરવાને સાક્ષી ફકત એવી જુબાની આપે કે મેં તેવા પ્રકારનો દસ્તાવેજ લખેલો છે તો તે બસ નથી. તે નકલની મતલબ તેને વાંચી બતાવવી જોઇએ અને તેને પુછવું જોઇએ કે તે નકલવાળો અસલ દસ્તાવેજ તમે

લખેલો છે તેજ છે કે કેમ. ૧૩ વી. રી. ૪૨૯.

૧૧—જ્યારે અસલ દસ્તાવેજમાં ઉપયોગમાં આવે તેવું હોય ત્યારે તેની નકલ પુરાવમાં રજુ કરવી નહી જોઇએ તોપણ એક કામમાં અસલકોર્ટમાં બીન હરકતે એક કાગળની નકલ ફાઈલ કરવામાં આવી અને તે કાગળનો લખનાર પ્રતીવાદીમાંનો એક પ્રતીવાદી હતો તેની તે વીશે ઉલટ તપાસ કરવામાં આવી હતી માટે તે નકલ તે કાગળનો પુરાવ છે એમ ગણવાને નીચેની અપીલકોર્ટે ના કહેલી છે તે વ્યાજબી નથી એમ ઠરાવેલુ છે. ૧૦ વી. રી. ૨૬૭.

૧૨—સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લા ની કા. ૬૩ ના ઠરાવ સબંધી ઠરાવેલુ છે કે વાદીએ જે નકલ રજુ કરી છે તે નકલ અસલ હુકમનામા સાથે મુકાબલ કરી છે એમ સાબેત કરવાને કાંઇ પુરાવ નથી માટે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. કારણ કે તે અસલ પુરાવ તરીકે અગર અસલ હુકમનામાના મચકુરના બીજા દરજ્જાના પુરાવ તરીકે ગણી શકાતી નથી. ઇ. લો. રી. ૭ અલહાબાદ. ૭૩૮.

૧૩—પુરાવ આકટની કા. ૬૫ માં ઠરાવેલુ છે કે જે અસલ દસ્તાવેજની દાખલાવાળી નકલ કાયદા પ્રમાણે પુરાવમાં રજુ કરી શકાય છે તે ઠરાવ જે કામમાં અસલ દસ્તાવેજ ગુમ થએલો હોય અગર નાશ થએલો હોય તે કામને લાગુ થતો નથી. ઇ. લો. રી. ૬ મદ્રાસ ૮૦.

૧૪—એકાદા દસ્તાવેજની નકલના મચકુર વીશે લખેલી હકીકત કહેનારે તે નકલવાળો દસ્તાવેજ જોએલો ના હોય તો તે લખેલી હકીકત પુરાવ આકટની કા. ૬૩ પ્રમાણે મુખજુબાનીના પુરાવ સરખી છે એમ કબુલ કરી શકાતી નથી. ઇ. લો. રી. ૭ મુંબાઈ ૧૩૯.

૧૫—કાજીના રજીસ્ટરની નકલ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તે રજીસ્ટર રજુ કરવું જોઇએ અગર તે ગુમ થયાનો પુરાવ આપવો જોઇએ. ૨ વાબ્યપ્રાંત ૩૧૪.

૧૬—સને ૧૮૪૦ ના આકટ ૪ પ્રમાણે એકાદા પ્રોસીડીંગમાં એકાદા માજીસ્ટ્રેટે ઇંગ્રેજીમાં કહેલું ધારવામાં હોય તેના તરજુમાની નકલ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૭ વી. રી. ૧૪૧.

૧૭—ઈનકમટાક્ષના પત્રકોની નકલો જે સખસોએ તૈયાર કરેલી હોય તે સખસો મરણ પામેલા છે એવી શાબેતી વીના પુરાવમાં દાખલ કરવી નહીં જોઇએ. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૦૫.

૧૮—હીંદુસ્તાનની દેશી કોર્ટો પુરાવ લેતાં ઇંગ્લાંડમાં ચાલતા શાંકીત નીયમો પ્રમાણે ચાલતી નથી. અને તેઓ પોતાના હમેશના રીવાજ પ્રમાણે સરકારી દસ્તાવેજની નકલ ઉપર યોગ્ય અમલદારની સહી હોય તો પ્રથમ દર્શનીક પુરાવ તરીકે દાખલ કરે છે અને જો તકરાર પડે તો વધારે તપાસ કરે છે ૧ વી. રી. ૩૦-૯ મુર ઈંડીયન અપીલ્સ ૬૬. ૪ વી. રી. ૧૨૧—૭ મુર ઇંડીયન અપીલ્સ ૧૨૮.

૧૯—સરકારી ઓફીસમાંથી એક દસ્તાવેજની નકલ આવેલી હોય અને તે સાચી નકલ છે એવી તે આફીસવાળા ખાતાના ઈનચાર્જ અમદારે દાખલો લખી સહી કરી હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૪ વી. રી. ૧૨૧–૭ મુર ઇંડીયન અપીલ્સ ૧૨૮–૧૧ વી. રી. ૩૫.

૨૦—દફતરી કારકુનના રીપોર્ટની નકલ તે કાંઇ પુરાવ નથી. તેમ તકરારી દસ્તાવેજમાં આવી ગએલી બીજી મીલકત સબં-

ધીના દાવામાં આલેલા 'માજીસ્ટ્રેટના પ્રોસીડીંગની નકલ તે પણ પુરાવ નથી. ૧ વી. રી. ૩૩૯.

૨૧—દસ્તાવેજોના રેજીસ્ટ્રારની ઓફીસમાંથી એક દસ્તાવેજની નકલ મેળવેલી હોય તેથી તે રજીસ્ટર થએલો દસ્તાવેજ પુરાવ થતો નથી અગર તે દસ્તાવેજના ઠરાવથી જે સખસને અસર થએલો જણાતો હોય તેના વીરૂદ્ધ તે અમલમાં આવી શકતી નથી. ૨૧ વી. રી. ૨૬૫.

૨૨—અપીલ ફાઇલ કર્યા પછી હુકમનાગાનો નાશ થયો તેમાં ઠરાવ્યું છે કે અપીલવાળા પાસે જે હુકમનામાની નકલ છે તેનું ખરાપણું સાબેત કરવાને તો તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. માર્સ ૨૧૩-૧ હે. ૫૮૪.

૨૩—બળવામાં વાજીબુલઅર્જ નાશ થએલું તેથી વાદીએ તે સીલ ઓફીસમાંથી એક બુક કે જેમાં વાજીબુલઅર્જની નકલ હતી તે રજુ કરી. તેમાં ઠરાવેલુ છે કે તે નકલ તે વાજીબુલઅર્જ લખી આપવામાં આવેલુ અને પુરૂં થએલુ છે તે વીશેનો પુરાવ છે. ૨ વાવ્યપ્રાંત ૩૯૫.

૨૪—જે દસ્તાવેજ ગુમ થએલો હોય તે ગુમ થયાની કોર્ટને ખાતરી થાય તો તેના મચકુર વીશે બીજા દરજાનો પુરાવ દાખલ કરવા લાયક છે અને તેવા કામમાં તે દસ્તાવેજવાળા વ્યહવાર બાબત કોર્ટ મુખજુબાનીનો પુરાવ લેઇ શકે છે અને દાખલાવાળી નકલ દાખલ કરવાનો આગ્રહ કરવાને કોર્ટને જરૂર નથી. વેચાણનો દસ્તાવેજ તે એવો દસ્તાવેજ નથી કે જે કાયદા પ્રમાણે તેની દાખલાવાળી નકલ પુરાવમાં રજુ થઈ શકે. ૨૨ વી. રી. ૩૦૩.

૨૫—એકાદા દસ્તાવેજની દાખલાવાળી નકલ બીજા દરજાના પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે. પરંતુ તે નકલ દાખલ કરતા પહેલાં અસલ દસ્તાવેજ લખી આપવામાં આવ્યો હતો એવો પુરાવ આપવો જોઇએ. ૭ બં. લો. રી. ૬૨૧-૧૫ વી. રી. ૨૨૮.

૨૬—વાદીએ એક અસલ દસ્તાવેજની રૂઇએ પોતાના દાવાનો આધાર રાખેલો અને તે દસ્તાવેજ પ્રતીવાદીના કબજામાં છે એમ સાબેત થએલું પ્રથમના દાવામાં પ્રતીવાદીની માએ તે દસ્તાવેજ ફાઇલ કરેલો હતો અને રીવાજ પ્રમાણે નકલ રાખીને તે લેઇ લીધો હતો. પ્રતીવાદી ઉપર તે રજુ કરવાને સમન્સ કરવામાં આવ્યો પણ તેણે તે રજુ કર્યો નહી. તેમાં ઠરાવેલુ છે કે કોર્ટમાં ફાઇલ કરેલી સદરહુ નકલની નકલ પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે. ૩ બં લા. લો. રી. ૫૪—૧૧ વી. રી. ૩૯૬.

૨૭—અસલ દસ્તાવેજ ગુમ થએલો છે એમ જયારે બતાવવામાં આવે ત્યારે તે દસ્તાવેજની નકલની નકલ સરકારી ઓફીસમાંથી મળેલી હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧૫ વી. રી. ૧૦૨.

૨૮—સરકારી ઓફીસમાં મુકેલો દસ્તાવેજ જો નકલ હોય તો તેની દાખલાવાળી નકલ જો અસલ નહી હોવાનો ખુલાસો બતાવવામાં આવે તો બીજા દરજાના પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે. ૫ મું. ૪૮.

૨૯—સનદની નકલની નકલ પૂરાવમાં દાખલ કરવા લાયક નથી. ૬ વી. રી. ૮૦.

૩૦—સને ૧૮૭૨ ના પુરાવ આ. ૧ લાની કલમ ૬૫ માં ઠરાવ્યા પ્રમાણેની હરકોઈ રીતી મુજબ પ્રથમ અસલ દસ્તાવેજ વીશે ખુલાસો આપ્યા સીવાય તે દસ્તાવેજના મચકુર બાબત બીજા દરજાનો પુરાવ દાખલ

થઇ શકતો નથી. અનુમતી પત્ર તે સદરહુ આકટની કલમ ૭૪ ના હેતુ પ્રમાણે સરકારી દસ્તાવેજ નથી. તેમ જો તે હોય તો પણ કલમ ૭૬ પ્રમાણે દફતરમાં હોવાથી દાખલાવાળી નકલ થતી નથી. ઈ. લો. રી. ૧૪ કલકતા ૪૮૬.

૩૧—ઠરાવેલુ છે કે અસલ કાગળ યોગ્ય રીતે સરનામુ કરેલો હતો અગર ટપાલમાં બીડેલો હતો એવું કોર્ટે અનુમાન કરવું નહીં જોઈએ, અને છાપખાનાની નકલવાળો કાગળ તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. અને એલોટમેંટ કર્યાની કાંઇ ખબર આપેલી એ વીશેનો કાંઇ પુરાવ નથી. ઇ. લો. રી. ૯ અલ્હાબાદ. ૩૬૬.

૩૨—જુડીશીયલ કમીશનરને એક હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી તેમાં ફકત એવા સ્વાલો હતા કે બીજા દરજ્જાનો પુરાવ યોગ્ય રીતે દાખલ કરવામાં આવ્યો છે કે નહી અને જે પુરાવ આપવામાં આવ્યો છે તેથી તકરારી દસ્તાવેજ કરી આપ્યાનો બીજા દરજ્જાનો પુરાવ થાય છે કે નહી. આ બે સ્વાલોનો ઠરાવ તે સાહેબોએ હાકારમાં કર્યો. પેહેલા સ્વાલનો એવા કારણથી કે જે પુરાવ આપવામાં આવ્યો છે તેથી દસ્તાવેજ કરી આપ્યો સાબેત થાય કે નહી પણ બીજા દરજ્જાના પુરાવથી સાબેત થઇ શકે તેવો દસ્તાવેજ હતો એમ ઠરાવવાને સારૂ કારણ છે. માટે પુરાવ આકટ ની કલમ ૬૫ અને ૬૬ પ્રમાણે તે દાખલ કરવા લાયકછે. બીજા સ્વાલનો એવા કારણથી કે પુરાવમાં તે દસ્તાવેજ ઉપરથી કરેલી નકલ છે અને તે બીજા દાવામાં ફાઈલ કરેલી છે અને તે ઉપર અસલ પ્રમાણે નકલ છે તેવો શેરો કરીને તે ઉપર જડજની સહી છે માટે તે સાચી છે એમ માનવાને કારણ છે. ઇ. લા. રી. ૧૬ કલકતા. ૭૫૩.



## બોજો પુરાવાનો.

૧—જીલ્લાની અંદર તપાસ થતાં તમામ ફોજદારી કોર્ટોમાં સને ૧૮૭૨ નો પુરાવ આકટ ૧ લો મંજુર કરવામાં આવ્યો ત્યારથી તોહોમતવાળાને એટલુ સાબેત કરવાની ફરજ છે કે પીનલકોડના કોઇક ભાગમાં સામાન્ય અગર ખાસ અપવાદો અગર વીશેશ ઠરાવો છે તે પ્રમાણે અગર કોઈક કાયદામાં તે હોય તે પ્રમાણે તોહોમતવાળો ગુન્હો છે ઇ. લો. રી. ૪ કલકતા. ૨૪, ૩ કલકતા લો. રી. ૧૨૨.

### હીસાબ.

૨—હીસાબની બાકીની રૂઈએ અમુક રકમ લેવાને વાદી દાવો કરે તો તે હીસાબની રૂઈએ કેટલી રકમ લેહેણી છે તે વીશે બતાવવાનો બોજો વાદીને સીર છે માટે જ્યાં સુધી તે બતાવે નહી ત્યાં સુધી વાદીને ઉલટાવવાને પ્રતીવાદીને બોલાવવાની જરૂર નથી. ૧૨ વી. રી. ૫૨૯.

૩—પ્રતીવાદીની સહીવાળો સ્પષ્ટ રીતનો હીસાબ કરેલો હોય અને તેમાં પ્રતીવાદીએ વાદીની અમુક રકમ દેવી છે એમ કબુલ કરેલુ હોય અને તેની રૂઇએ દાવો કરવામાં આવ્યો હોય તો તેથી પ્રથમ દર્શનીક પ્રતીવાદી વીરૂદ્ધ જે પુરાવ થાય છે તે રદ કરવાને પ્રતીવાદીને પુરાવ ગુજારવાનોછે ૨૪ વી. રી.૨૦૨.

### હીસાબના ચોપડા તથા તેમાં લખેલી રકમો.

૪—વાદીએ અમુક જમીનનો કબજો લેવાને દાવો કર્યો, એવું કહીને કે પ્રતીવાદીએ બે દસ્તાવેજોથી અમારા બાપને તે જમીન ગીરો આપેલી છે. પ્રતીવાદીએ તે દસ્તાવેજો રજુ કર્યા અને વેચાણ ખત તરીકે છે તેથી તેમાં બતાવેલી જમીન અમને કુલ વેચાણ આપવામાં આવી છે એવો તે દસ્તાવેજ

ઉપર તેણે આધાર રાખેલો. તે દસ્તાવેજોનું રૂપ નીશ્ચેકારક નથી. પરંતુ પ્રતીવાદીની પોતાની વર્તણુક ઉપરથી એમ જણાએલું છે કે તે દસ્તાવેજો ફક્ત નાચ્છુટકી જામીની તરીકે ગણવાને ઇરાદો રાખેલો છે અને તેણે તે પ્રમાણે તે ગણેલો છે. પ્રતીવાદીના હીસાબમાં કેટલીક રકમો છે તેમાં દસ્તાવેજવાળોઅવેજ વાદીના બાપ પાસે પ્રતીવાદીના લેહેણાનો છે એમ પણ ગણવામાં આવેલું છે. તેમાં ઠરાવેલુ છે કે જ્યારે આ રકમો પુરાવમાં રજુ કરવામાં આવે ત્યારે વાદીના શીર ઉપર જે પુરાવનો બોજો છે તે પ્રતીવાદીને શીર જાય છે અને તે રકમોનો અસર નહી જેવો કરવાને અગર તેનો ખુલાસો કરવાને અથવા તે બે દસ્તાવેજોમાં જે વ્યહવાર બતાવેલોછે તે સીવાયના બીજા વ્યહવાર સબંધી છે એમ બતાવવાને તેણે મુખજુબાનીનો અગર દસ્તાવેજી પુરાવ પ્રતીવાદીએ આપવાની જરૂર છે. ઈ. લો. રી. ૭ મું. ૭૩.

### એજંટ.

૫—કાહાડી મુકેલા ગુમાસ્તા પાસે ધીરેલાં નાણાં લેહેણાં છે એમ કહી તે લેવાને દાવો કરવામાં આવેલો તેમાં તે ગુમાસ્તાએ તેને કાહાડી મુકતી વખત ફારગતી આપેલી છે એવી તકરાર કરી. તેમાં ઠરાવેલુછે કે ગુમાસ્તાને નાણાં આપેલાં અને તેની પાસેથી મળેલાં તે સાબેત કરવાને તથા અસલ દસ્તાવેજો રજુ કરવાને વાદી બંધાએલો છે. ૧૦ વી. રી. ૪૨૧.

૬—એક નાદારના હીસાબે જે એજંટોએ નાણાં વસુલ કરેલાં તે અસાઇની અથવા તેના પ્રતીનીધીની રૂબરૂ અમુક રકમો ખર્ચવામાં આવેલી છે તે ખરી અને યોગ્ય રીતે ખર્ચેલી છે એમ સાબેત કરવાને તે દરેક બંધાએલા છે અને તે વીશે પુરાવનો બોજો તે એજંટો ઉપર છે. માટે હીસાબ માંહેની જે જે રકમો ઉપર વાંધો લેવામાં આવે તે તમામ રકમોની પુષ્ટીમાં પુરાવ આપવાને તે એજંટોની ફરજ છે અને તે ખર્ચ યોગ્ય અને ખરી રીતે કરવામાં આવેલુ છે એ વીશે કામમાં બરોબર ઈરસુ નીકળવા જોઈએ. ૨ વાબ્યપ્રાંત. ૧૦૪.

૭—ભરૂસો રાખેલા એજંટના કૃત્ય વીશે મુખ્યને જવાબદાર ગણવાના દાવામાં જે એજંટ કહેવામાં આવેલો હોય તે દાવાવાળા વ્યહવાર સબંધી પ્રતીવાદીનો યોગ્ય રીતે ભરૂસાવાળો એજંટ હતો તે સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ૧૩ આગ્રા. ૧૩૧.

### લવાદ.

૮—જ્યારે એમ કહેવામાં આવે કે લવાદનામાના પક્ષકારોમાંના એક પક્ષકારની કબુલત અધીકારવાળા સખસોએ ધમકી આપીને અને અઘટીત સખતાઇ વાપરીનેમેળવેલી છે તો પુરાવનો બોજો તેવું કહેનાર સખસ ઉપર છે. ૪ વી. રી. ૩૧. મુર ઇંડીયન અપીલ્સ. ૪૪૧.

### બજાવણીમાં જપ્તી.

૯—એક હુકમનામાની બજાવણીમાં દેણદારની જાત જપ્ત કરવાને દરખાસ્ત કરવામાં આવે તો હુકમનામાના દેણદારને દેવું આપવાનું સાધન નથી અને તેણે કાંઈ ખોટી વર્તણુક ચલાવેલી નથી એવું બતાવવાનો બોજો તે દેણદારને સીર છે અને તે દેણદારને કેદમાં મોકલીને કાંઈક લેહેણું વસુલ થશે એવું બતાવવાનો બોજો લેણદારને સીર નથી. ૮ બંગાળા. લો. રી. ૨૫૫-૧૭ વી. રી. ૧૬૫.

### સીમાડા.

૧૦—જે કામમાં સીમાડાની દીશા વીશે તકરાર ઉતપન થએલી હોય અને પક્ષકારોમાંના એક પક્ષકારે હદ તોડી નાંખી હોય અને સામો પક્ષકાર તેની સાધારણ દીશા સાબેત

કરે તો અમુક દીશા ખોટી બતાવવામાં આવી છે એવું બતાવવાના પુરાવનો બોજો જે સખસે હદ તોડેલી હોય તેને શીર છે. ૨૫ વી. રી. ૫૨૪.

**૧૧**—ઠરાવેલુ છે કે એકાદા સખસ ઉપર પુરાવનો બોજો અડેલો હોય તેને પુષ્ટી કરવાને ફક્ત કશુર કરવામાં આવે તે ઉપરથી દાવાનો નીર્ણય થવો નહી જોઇએ. કારણ કે તેમ કરવાથી કામના ગુણદોશ વીશે પક્ષકારોની વચ્ચે ફેંસલો આખરનો નીશ્ચેકારક થાય છે અને તેનો અસર પુરાવ ઉપરથી જે અપીલવાળાનો માહાલ હોય તે અપીલના પ્રતીવાદીનો થાય એવો થાય છે. ૩ વી. રી. ૧૯-૧૦ મુર ઇંડીયન અપીલ્સ. ૮૧-૧૦ કલકતા લો. રી. ૧૬૯.

**૧૨**—લાખીરાજ જમીન અને જમીનદારની માહાલની નાતાબાતુ તે છે એમ ખુલ્લી રીતે જો તે બતાવી શકે તો તે લીલામમાંથી ખરીદ કરનારને તે લેવાનો અટકાવ થતો નથી. ૭ વી. રી. ૨૦૭.

**૧૩**—એક નળાનો પ્રતીવાદીઓનો જળકર તરીકે કબજો હતો પરંતુ તે વાદીની કાયમ થએલી મીલકતની અંદર હતો તે નળાના તળીયામાં એક વખતે જમીન આવેલી તે જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવેલો છે તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીઓનો માછલાં પકડવાનો હકક હતો તે કરતાં પણ વધારે હક તેમનો છે એમ પ્રતીવાદીઓ સાબેત કરી શકયા નથી માટે વાદીઓને તેનો કબજો લેવાનો હકક છે. ૧૧ વી. રી. ૨૭૨.

**૧૪**—ઠરાવેલુ છે કે વાદી તથા પ્રતીવાદીનો અમુક જમીનના ભાગનો મજીયારો કબજો છે એવુ સાબેત કરવાનો બોજો વાદીને શીરછે. ૧૨ વી. રી. ૧૭૯.

**૧૫**—સેટલમેંટના પ્રોસીડીંગ ઉપરથી એમ જણાતુ હોય કે કેટલાક સખસોના હીસ્સા કેટલા છે તે વીશે સેટલમેંટ વખતે તકરાર હતી અને હકકને નુકશાન થાય નહી તે પ્રમાણે એકઠુ સેટલમેંટ કરવામાં આવેલુ છે તો તે હીસ્સામાંનો એક હીસ્સો ખરીદ કરનાર દાવો કરે તો તેને વેચાણ આપનારનો હીસ્સો કેટલોછે તે બતાવવાનો બોજો તે વાદીને શીર છે. ૭ વી. રી. ૩૬૬.

**જપ્ત થએલી મીલકત ઉપરના દાવા.**

**૧૬**—વાદીએ કહ્યુંછે કે જપ્તી કાયમ હતી અને પ્રતીવાદીએ જે ગીરોની રૂઇએ દાવો રાખેલો છે તે નાબુદ હતુ માટે તે પોતાનું કહેવું સાબેત કરવાને બંધાએલો હતો. માટે તે જપ્તી મીલકત બીજાને આપતા પહેલાં કેટલાંક વરસો ઉપર કરવામાં આવી હતી એમ બતાવવાથી તેના ઉપર જે પુરાવનો બોજો છે તે જતો નથી. ૯ વી. રી. ૩૩૨.

**૧૭**—વાદીએ સને ૧૮૫૯ ના આ. ૮ ની ક. ૨૭૦ પ્રમાણે પ્રથમ હકક મળવાને દાવો રાખેલો છે. એવું કહીને કે પ્રતીવાદીએ જે મીલકત જપ્ત કરી વેચાવેલી છે તેજ મીલકત પ્રતીવાદીની જપ્તી પહેલી મેં જપ્ત કરાવેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે મીલકત વેચાણ આપીને બક્ષીસ વીગરે કરીને બીજાને આપવી નહી એવો કલમ ૨૩૫ પ્રમાણે મનાઇ હુકમ કડાવવામાં આવેલો હતો અને કલમ ૨૩૯ પ્રમાણે તે હુકમ પ્રસીદ્ધ કરવામાં આવ્યો હતો. એ વીશેનો પુરાવ કરી યોગ્ય જપ્તી કરેલી હતી એમ સાબેત કરવાને વાદી બંધાએલો હતો. ૧૭ વી. રી. ૨૩.

**૧૮**—દિવાની કાયદાની કલમ ૨૪૬ પ્રમાણે દાવેદાર હારેલો હોય તે પોતાનો કહેવાએલો કબજો મંજુર રખાવવાને અને હકકનો નીર્ણય કરાવવાને દાવો કરે તો પ્રથમ પુરાવનો બોજો વાદીને સીર છે. અને તેમાં અ-

ગત્યનો સ્વાલ એ છે કે જપ્તી વખતે કોનો કબજો હતો. ૧૫ વી. રી. ૨૦૨.

૧૯—ઠરાવેલુ છે, કે જાણે દાવેદારને પ્રથમથીજ પ્રતીવાદી કરવામાં આવેલો હોય તે પ્રમાણેના અખત્યારથી તેની તપાસ કરવી એ શબ્દોનો યોગ્ય અર્થ કરતાં સાબેતીનો બોજો જે દાવેદાર ઉપર છે તે હુકમનામાવાળા ઉપર છે. ૨ બં. લો. રી. ૭૧-૧૧ વી. રી. ૮.

૨૦—એક હુકમનામાવાળાએ અમુક જમીન ઉપરનો પોતાના હુકમનામાના દેણદારનો હક્ક સબંધ બજાવણીમાં જપ્ત કરાવ્યો. તેમાં સને ૧૮૫૯ ના આક્ટ ૮ની કા. ૨૪૬ પ્રમાણે પ્રથમના ખરીદદારે દાવો કર્યો તે રદ કરવામાં આવ્યો. તેથી તે હુકમ ફેરવાવીને જમીન વચ્ચેની હક્કના સ્વાલમાં એક અગર બીજા પક્ષકારની તરફમાં કાંઇ અનુમાન થતુ નથી. પરંતુ પુરાવનો બોજો વાદીના ઉપર પોતાનો દાવો સાબેત કરવાને રહેછે. ૮ વી. રી. ૨૦૭.

૨૧—વાદીએ અમુક સરવઇના ફેંસલા દુરસ્ત કરાવીને જમીન લેવાને દાવો કરેલોછે. વાદી કહેછે-કે માહારી જમીનદારી અને પ્રતીવાદીની જમીનદારીની વચ્ચમાં જે હદનુ નીસાન છે તે ભુલ ભરેલુ છે. તેમાં પુરાવનો વીચાર કરીને ઠરાવ્યું છે કે વાદીનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો છે તે બરોબર છે. કારણ કે તે જમીનદારીઓની વચ્ચમાં જે ખરી હદ વેહેળાની બતાવી છે તે વેહેળાની સ્થીતી અગર તે વેહેળો હતો એમ તે સાબેત કરી શક્યો નથી. ૧૩ વી. રી. ૭-૧૩ મુર ઇંડીયન અપીલ્સ ૫૭.

૨૨—એક તાલુકદારે પોતાના તાલુકામાંની કેટલીક જમીન પ્રતીવાદીએ દબાવેલી છે અને તે તાલુકા માંહેનીજ પ્રતીવાદીના કબજામાં છે એમ કબુલ થએલુ છે તે જમીનનો ખાસ કબજો લેવાને દાવો કરેલો છે. તેમાં પ્રતીવાદીએ કહ્યું છે કે તકરારી જમીન તે તાલુકાના હવાલામાંનો નીમ હવાલો અમારા કબજામાં છે તેમાં તકરારી જમીન આવી ગએલી છે. તેમાં ઠરાવેલુ છે કે તે હવાલામાં તે જમીન નથી અને ખાસ કબજો લેવાનો હક્ક છે એમ બતાવવાના પુરાવનો બોજો વાદીને શીર છે ૧૨ કલકતા. લો. રી. ૪૫૭.

૨૩—જમીનદારીની અંદર જે જમીન છે તે જમીનદારીના ભાગ તરીકે પ્રથમ દર્શનીક ગણવી જોઈએ. માટે જે સખસ તે જમીનદારીથી તે જમીન જુદી કહેતો હોય તેના ઉપર પોતાનો હક્ક સાબેત કરવાનો બોજો છે. ૩ વી. રી. ૫-૧ મુર ઇંડીયન અપીલ્સ. ૧૬૫.

૨૪—અમુક જમીન વાદીના કાયમ ઠરાવવાળા તાલુકાની અંદર છે તે પ્રતીવાદીએ પ્રથમના સાંથના દાવામાં બીજા તાલુકાની છે એમ કહી દાવો રાખ્યો હતો પણ તે તાલુકો છેજ નહી માટે તે જમીન ઉપર પોતાનો હક્ક કાયમ ઠરાવીને કબજો લેવાને દાવો કરેલો છે. તેમાં ઠરાવેલુ છે કે દાવાવાળી જમીન વાદીના તાલુકાના અંદરની છે એમ વાદીએ સાબેત કરવી જોઈએ એવો હમેશાં કબુલ કરેલો રીવાજ છે તે પ્રમાણે નહી ચાલતાં બીજો તાલુક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર નીચેની અપીલકોર્ટે નાંખેલો છે તે કાયદાની ચુક છે. ૧૦ વી. રી. ૪૧૩.

૨૫—અમુક ગામ ઘણા વરસોથી અમુક માહાલ અગર જમીનદારીનો હોય તો તે કબજા ઉપરથી તે માહાલ પૈકીનું છે એવું મજબુત અનુમાન બીજા માહાલનું ચડેલું મેહેસુલ વસુલ કરવાને ખરીદદાર ઠરેલો હોય અને જે પોતે ખરીદ કરેલા માહાલના ભાગ તરીકે દાવો રાખતો હોય તેના વીરૂદ્ધ પણ થાય છે. આવા લીલામમાંથી ખરીદ કરનાર વીરૂદ્ધ તે

નીશ્ચેકારક પુરાવ નથી. તેમ તેના ખરીદ કરતા પહેલાં ગમે તેટલી લાંબી મુદતનો વીરૂદ્ધ કબજો હોય તોપણ તેણે ખરીદ કરેલા માહાલનો કબજો કાયમ રાખવાને દાવો કરવામાં આવ્યો. તેમાં જવાબ એવો હતો કે તે વેચાણ બેનામી છે. તેમાં ઠરાવેલું છે કે વાદીએ પોતાના દાવાની હકીકત સાબેત કરવાની છે. ૩ બં. લો. રી. ૭૦-૧૧ વી. રી. ૪૨૨-૨૫ વી. રી. ૭૯.

૨૬—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૪૬ પ્રમાણે વાદીએ પોતાના વીરૂધ હુકમ થયા પછી અમુક મીલકત ઉપર હક ઠરાવવાને દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે તે મીલકત મેં વેચાણ લીધી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાંણ ખત શુદ્ધ બુદ્ધીથી થએલુ નથી એ બતાવવાનો પુરાવનો બોજો વાદીને શીર છે. અને તે ખત ખરી રીતે લખી આપવામાં આવ્યુ છે એમ સાબેત કરવાનો પુરાવનો બોજો પ્રતીવાદીને શીર નથી. ૩ બં. લો. રી. ૭૧-૧૦ વી. રી. ૩૨૧.

૨૭—અમુક વ્યહવાર કપટ વારેલો છે એમ પ્રતીવાદી કહે છે માટે તે સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૩ બં. લો. રી. ૭૩.

૨૮—ઠરાવેલું છે કે અમુક હક માહારો વાદી વીરૂદ્ધ વ્યાજબી છે પણ તે સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને સીર છે. ૧૨ બં. લો. રી. ૬૬-૧૦ વી. રી. ૧૯૯.

૨૯—જો પ્રતીવાદી એમ કહેતો હોય કે વેચાણ સાજસનું અને જુઠું છે તો તે સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને સીર છે. ૧૫ વી. રી. ૧૫૫.

૩૦—ઠરાવેલુ છે કે વાદીએ પોતાનો હકક સાબેત કરવાનો છે અને હુકમનામાના દેણદારનો હકક છે એમ ખરીદદારે સાબેત કરવાનુ નથી ૫ મુંબાઈ ૭૬.

૩૧—વાદી પોતાનો પ્રથમ દર્શનીક હક બતાવે અને તે હકકમાં કપટ છે એમ બતાવવાને પ્રતીવાદીને માટે રાખે તો તે બસ નથી. માટે તે હકક શુદ્ધ બુદ્ધીનો સાચો છે એમ કોર્ટની ખાતરી કરવાને વાદી બંધાએલો છે. ૧૧ વી. રી. ૪૫૪.

૩૨—એક સખસનુ બીજા સખસ ઉપર હુકમનામુ થએલુ પરંતુ તે બીજા સખસે તે હુકમનામાવાળાને કેટલોક માલ આપેલો હતો. તે માલ તે હુકમનામાવાળાએ પોતાના હુકમનામાની બજાવણીમાં જપ્ત કરાવ્યો. તે જપ્તી ખસેડવાને સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૪૬ પ્રમાણે દાવો કર્યો તે ઉપરથી જપ્તી ખસેડવાનો હુકમ કરવામાં આવ્યો પણ તે મીલકત હુકમનામાવાળાના કબજામાં રહી હતી તેથી તે દાવેદારોએ તે હુકમનામાવાળા ઉપર તે માલની કીમત લેવાને દાવો કર્યો. તેમાં નીચેની કોર્ટે ઠરાવ્યું કે તે હુકમનામાવાળો સદરહુ હુકમ રદ કરાવવાને તથા તે મીલકત પોતાના હુકમનામાવાળાની છે માટે તે હુકમનામુ વસુલ કરવાને તે લેવાનો મારો હક છે એવો એક વરસની અંદર દાવો કરવાને ચુકયો છે માટે કાંઈ પણ તજવીજ કર્યા વગર અગર પુરાવ લીધા વગર વાદીનો હકક કબુલ કરવો જોઇએ એમ ઠરાવ્યું. અને ફકત તે હુકમના આધારથી દાવાનું હુકમનામું કર્યું. સ્પેશીયલ અપીલમાં ઠરાવ્યું છે કે તે હુકમથી અગર મુદતના કાયદાથી વાદીનો હકક તે માલ ઉપર છે એ વીશે તકરાર કરવાને પ્રતીવાદીને હરકત થતી નથી. અને વાદીઓને પોતાનો હુકમનામુ મળવાનો હક છે એવું સાબેત કરવાને બંધાએલા છે અને તે પરચુરણ હુકમ પોતાના હકકનો નીશ્ચેકારક પુરાવ નથી અને જો તેમ નથી તો તે

સવાલ વીશે નીર્ણય થવાથી તે વીશે ફરીથી નીર્ણય થવાને થોડોજ અટકાવ થાય છે. ૭ વાવ્યપ્રાંત ૮૫.

**કરારે.**

૩૩—જે પક્ષકાર એવી તકરાર કરતો હોય કે કાયદાના ખાસ નીયમો પ્રમાણે અમુક કરાર છે અને સામાન્ય નીયમો પ્રમાણે નથી તો તે વીશે પુરાવનો બોજો તે પક્ષકારને સીર છે. ૬ વી. રી. ૪૮–૩ મુંબઈ ઈંડીયન અપીલ્સ ૨૬૧.

**ફાળા પડતો ભાગ.**

૩૪—વાદીઓએ મીલકત વેચાણમાંથી મીલકત બચાવવાને સરકાર મેહેસુલ પોતાના સહહીસ્સેદારો, તરફથી વધારે ભરેલુ હતુ તે લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું કે વાદીઓના કેટલા હીસ્સા છે અને તે ઉપર મેહેસુલની રકમ કેટલી આપવાની હતી એ સાબેત કરવાનો બોજો વાદીઓને સીર છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૦૫.

૩૫—સરકાર મેહેસુલનો પ્રતીવાદીઓના હીસ્સા પેટે સરકાર ત્રીજોરીમાં વાદીએ રકમ આપેલી તે કબુલ થએલું છે તે લેવાને દાવો કરવામાં આવ્યો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી છે કે મેં વાદીને પ્રથમ નાણાં આપેલાં હતાં. તેમાં ઠરાવ્યું છે કે તે પ્રમાણે પ્રથમ નાણાં આપેલાં હતાં એ શાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ૨૪ વી. ૨૫૦.

**રીવાજ.**

૩૬—ખોજા લોકોમાં વારસા બાબત હીંદુસાસ્ત્ર છે તેથી જુદો ખાસ રીવાજ છે એવું પ્રતીવાદીએ કહેલુ હતુ. તેમાં ઠરાવ્યું છે કે તે ખાસ રીવાજ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ઈ. લો. રી. ૩ મું. ૩૪.

૩૭—ઠરાવેલુ છે કે જે પક્ષકાર અમુક મીલકત વહેંચણ કરવા લાયક નથી એમ કહેતો હોય તેને સીર જે એવું બતાવવાનો બોજો છે કે તે મીલકતવાળુ વતન હીંદુસાસ્ત્રના સામાન્ય નીયમ વીરૂદ્ધ મને એકલાને વારસામાં મળેલુ છે તો તે બતાવવાનો બોજો તેને સીરથી ખસે એ પ્રમાણે તે મીલકત વહેંચણ કરવા લાયક નથી. એ બાબતના લાભમાં કાંઈ સામાન્ય અનુમાન થતુ નથી. માટે જે દેશાઇ એમ કહે છે કે તે વહેંચણ કરવા લાયક નથી તેણે તે વતન કેવા પ્રકારનું છે અને તે વેંહેચણ કરવા લાયક નથી એવું કુટંબના અગર સ્થાનીક જીલ્લાના રીવાજના પુરાવથી બતાવવું જોઇએ, એવી રીતે કે હીંદુસાસ્ત્રનો જે સાધારણ નીયમ ચાલુ છે તે વીશેનું અનુમાન રદ થવાને તે મજબુત રીતે બસ થાય. ઇ. લો. રી. ૪ મુંબાઈ. ૪૫૪.

૩૮—બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ અને સામાન્ય અને અસલનો એવો નીયમ છે કે તેઓ દીકરીનો અગર બેહેનનો દીકરો અગર જે સ્ત્રીને તેઓ સગપણના કારણથી પરણી શકતા ના હોય તે સ્ત્રીના દીકરાને દત્ત લેઈ શકતા નથી. માટે આ ત્રણે વર્ગોમાંના કોઇ વર્ગમાં તે વીરૂદ્ધ ખાસ રીવાજ છે. એ સાબેત કરવાનો બોજો જે સખસ વીરૂદ્ધ રીવાજ કહેતો હોય તેને સીર છે ઈ. લો. રી. ૩ મુંબાઇ ૨૭૩.

૩૯—એક મઠનો માહંત મરણ પામે તો વારસ થવાને વાદીએ પોતાનો હક્ક સાબેત કરેલો છે પણ પ્રતીવાદી કહે છે કે વાદીએ લગ્ન કર્યું માટે તેનો તે હક્ક રહેતો નથી. તો તે વાત સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ઈ. લો. રી. ૫ મુંબાઈ ૬૮૨.

૪૦—મરનાર રાજાના ભાઇએ ખોરાકી પોશાકી લેવાને દાવો કર્યો. તેમાં હાલના રાજાએ એવી તકરાર કરી કે વાદી માહારો ભાઇ નથી માટે તેની ખોરાકી પોશાકી કમી

થવી જોઇએ. તેમાં ઠરાવ્યું છે કે વાદીની તે કુટુંબમાં જે સ્થીતી છે તે સ્થીતીના હકકથી આજ સુધી જે ખોરાકી પોશાકી ભોગવટો હતો તેમાં કમી કરવાનો હાલના રાજાનો હકક થાય એવો રીવાજ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ૬ વી. રી. ૯૧.

૪૧—એક ગામના વતનદાર જોસીનો અમુક ન્યાતના એક કુટંબ પાસેથી જોસી તરીકે કામ કરવાનો અને ફી લેવાનો હક નથી એમ જે સખસ કહેતો હોય તેના ઉપર તે સાબેત કરવાનો બોજો છે. ઇ. લો. રી. ૩ મું. ૨૩૨.

## નુકશાંન.

૪૨—એક સાક્ષી હાજર થયો નહી તેથી તેના ઉપર નુકશાંની લેવાને વાદીએ દાવો કર્યો. તો તેની ગેરહાજરીથી વાદીને નુકશાંન થએલુ છે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીરછે માટે તે સાક્ષી ફકત ગેરહાજર રહેલો હોય તે હકીકત નુકશાંનીની તેની જવાબદારી ઠરાવવાને બસ પુરાવ થતો નથી. ૫ વી. રી. ૧૮.

૪૩—એક પક્ષકારનું એક ગામના હીસ્સા બાબત હુકમનામુ થએલુ તેથી તેણે કબજો લેવા તથા નુકશાંન લેવાને દાવો કર્યો, એવુ કહીને કે તે ગામની જમીનના એક ભાગ ઉપર ગળીના છોડ વાવેલા છે અને તે પ્રતીવાદીના કબજામાં છે એમ મને માલમ પડેલુંછે. તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીનો ખોટી રીતનો કબજો છે એ બતાવવાનો બોજો વાદીને સીર છે. ૧૫ વી. રી. ૧૪૪.

## દેણદાર તથા લેણદાર.

૪૪—એક એવી ગોઠવણ કરવામાં આવેલી તેથી એક પેહેડી પાસે એક સખસનું લેહેણુ હતુ તેથી તેનું લેહેણું તથા બીજું કેટલુંક દેવું વસુલ આપવાને કેટલીક તે પેહેડીની મીલકત તે પેહેડીના ભાગીયાઓમાંના બે ભાગીયાઓને વેચાણ આપેલી છે એમ તે લેણદારે કબુલ કરેલુછે તેથી તે પેહેડીના બીજા ભાગીયાઓ છુટા થએલાછે તો તે સાબેત કરવાનો બોજો જે પક્ષકારો તે લેણદારને અસલ જવાબદાર હતા તે પક્ષકારોને સીર છે. ૩ વાવ્યપ્રાંત ૧૨૯.

૪૫—ઠરાવેલુ છે કે કાયદેસર માલેક અને લેણદારની વચ્ચમાં તે લેણદાર એમ કહેતો હોય કે એક હકક વગરના સખસનો કબજો હતો તેને મારા લાભમાં જવાબદારી ઠરાવેલી છે તો તે વીશે પુરાવનો બોજો તે લેણદારને સીર છે. ૩ મંદ્રાસ ૨૬૦.

## હક ઠરાવવો.

૪૬—વાદીએ માલેક તરીકે પોતાનો હકક ઠરાવવાને દાવો કર્યો હોય તો તે પોતાનો હકક હાકારમાં સાબેત કરવાને બંધાએલો છે. ૨ મદ્રાસ ૧૭૧.

૪૭—અમુક મીલકત પ્રા. ના કબજામાં હતી પણ તેના લેખી દસ્તાવેજો જે વાદીના લાભના હતા તે વાદીએ રજુ કર્યા. અને તે મીલકત ઉપર પોતાનો હક ઠરાવવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યુંછે કે વાદીનો હકક નાસાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ૬ બં. લો. રી. ૧૪૪.

૪૮—વાદીએ પોતાના મરનાર કાકાની મીલકતના વારસ તરીકે પાછળથી વારસ થવાનો હકક છે એવુ ઠરાવવાને તથા તે કાકાએ જે વેચાણ ખત કરી આપેલુ અને જે પ્રતીવાદી બતાવેછે તે રદ કરાવવાને દાવો કર્યો. તેમાં વીધવાને પક્ષકાર કરવામાં આવી નહી હતી અને તે વેચાણ ખત કરી આપવામાં તેની કબુલત છે કે નહી એ વીશે નક્કી કરેલુ નથી. પણ એવા ઈસ્યુનો તપાસ કરવામાં આવેલો છે કે તે દસ્તાવેજ સાચો છે કે નહી

અને પ્રતીવાદીનો કબજો હતો કે નહી. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીને સીર પુરાવનો બોજો નાંખેલો છે તે ખરોબર છે. ૧૫ વી. રી. ૯૬.

૪૯—કબજો મંજુર રાખવાને તથા હક્ક ઠરાવવાને દાવો કરવામાં આવ્યો. તેમાં મુખ્ય પ્રતીવાદીઓ વાદીનો કબજો તથા હક્ક કબુલ કરે છે પણ તે પ્રતીવાદીઓ પાસેથી ખરીદ કરનાર વચમાં આવી તે મીલકત ઉપર દાવો રાખે છે એવું કહીને કે મારો કબજો છે. તેમાં ઠરાવ્યું છે કે વાદીના હક્ક વીશે તે ખરીદનાર સ્વાલ ઉઠાવી શકે તે પેહેલાં તે ખરીદનારે કબજો સાબેત કરવો જોઇએ. ૫ વી. રી. ૨૩૩.

**હુકમનામાં તથા દસ્તાવેજો રદ કરવાના દાવા.**

૫૦—એક હુકમનામાની બજાવણીમાં રીતસર કબજો લેવામાં આવ્યો હતો પણ તે હુકમનામુ કપટ ભરેલુ અને સાજસનુ છે એવી હરકત ખરા કબજાવાળા પક્ષકારે લીધી છે માટે તે હરકત સાબેત કરવાનો બોજો તે પક્ષકારને સીર છે. ૨૩ વી. રી. ૩૨૯.

૫૧—પ્રતીવાદી અમુક દસ્તાવેજ બતાવે છે તે જુઠો છે એવું ઠરાવવાને વાદી દાવો કરે તો તે સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૧૧ વી. રી. ૨૮૦.

૫૨—જો વેચાણ સાચુ માલમ પડે તો તે વેચાણ ખતના પક્ષકારો વચ્ચેનો સબંધ અગત્યનો નથી. પરંતુ તે કામમાં વેચાણ લેવામાં આવ્યુ છે કે તે સાચુ છે કે કપટ ભરેલુ છે એ સવાલનો નીર્ણય કરવાનો હોય તેમાં તે સબંધ અગત્ય વગરનો નથી. ત્રાહીત સખસોની રૂબરૂ એક પક્ષકાર વેચાણની કીમત બીજા પક્ષકારને આપે અને તે વેચાણ ખત રજીષ્ટર કરાવવામાં આવે તેથી તે શુદ્ધ બુદ્ધીનુ છે એમ સાબેત કરવાને બસ પુરાવ નથી. ૧૦ વી. ૪૪૫.

૫૩—ઠરાવેલુ છે કે પ્રતીવાદી મીલકત વેચાણ લીધી કહે છે તો તે સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૩ બં. લો. રી. ૧૨૫.

૫૪—સને ૧૮૭૭ ના રજીષ્ટર આક્ટ ૩ માં ખાસ રીતી ઠરાવેલી છે તે પ્રમાણે પ્રતીવાદીના લાભમાં દસ્તાવેજ લખી આપવામાં આવેલો છે એમ કહેવામાં આવેલુ અને તેથી તે દસ્તાવેજ રજીસ્ટર કરાવવાનો હુકમ જીલ્લા રજીસ્ટ્રાર પાસે કરાવેલો છે તો પણ તે દસ્તાવેજ વાદીએ લખી આપેલો એમ કહેવામાં આવેલુ છે અને વાદી સબરજીસ્ટ્રારની રૂબરૂ અને પાછળથી રજીસ્ટ્રારની રૂબરૂ હાજર થએલો છે અને લખી આપ્યાની વાત ઇનકાર કરેલી છે. અને તે જુઠો બનાવટનો છે એમ કહેલુ છે. આ હકીકતથી તે દસ્તાવેજ રદ બાતલ ઠરાવી રદ કરાવવાને દાવો કરવામાં આવેલો છે. તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીને શીર પુરાવનો બોજો નાંખેલો છે તે બરોબર છે. ઈં. લો. રી. ૭ કલકતા ૭૩૬, ૯ કલકતા લો. રી. ૪૭૧.

૫૫—અપીલવાળાએ કહ્યું છે કે એક રાજીનામુ કપટથી મેળવેલું છે તો તે કહેવું સાબેત કરવાનો બોજો તેને શીરછે. વળી અપીલવાળો એવી ફરીઆદ કરે છે કે નીચેની કોર્ટમાં માહારો પુરાવ આપવાને મને લાગ મળેલો નહી હતો તો અપીલવાળાએ પુરાવ ગુજારેલો હતો પણ તે કોર્ટે નામંજુર કરેલો છે એવું બતાવવાનો બોજો તે અપીલવાળાને શીર છે. ૫ વી. રી. ૨૫, ૧ મુર ઇંડીયન અપીલ્સ ૧.

૫૬—સ્માલકાજ કોર્ટમાં અમુક દસ્તાવેજ શુદ્ધ બુદ્ધીનો નથી એમ ઠરાવવાનો હુકમ થએલો છે તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે ખત શુદ્ધ બીદ્ધથી થએલુ છે એમ બતાવવાનો બોજો વાદીને શીર છે. ૨ બં. લો. રી. ૩૨૬, ૧૦ વી. રી. ૪૧૨.

૫૭—અમુક મીલકત વાદીએ પોતાના હુકમનામાના દેણદારની કહી વેચાવવાનો હક્ક છે એવું ઠરાવવાને દાવો કર્યો. તેમાં સામા પક્ષકારે જે હીબા કહેવામાં આવ્યું છે તેની રૂઇએ માહારો કબજો છે એવો દાવો રાખ્યો. તેથી વાદીએ કપટ અને સાજસ આ કામમાં થએલુ છે એવું વ્યાજબી આ કામમાં થાય તેવો પુક્ત પુરાવ આપેલા છે તો બીજા પક્ષકારની તરફથી જે પુરાવ આપવામાં આવે તે જોઇને દાવાવાળો વ્યહવાર કપટ ભરેલો છે કે નહી એ નક્કી કરવાનું કામ કોર્ટનું છે ૧૪ વી રી. ૨૮૯.

૫૮—અમુક હીબાના સાચાપણા વીશે તકરાર કરવામાં આવી એવા કારણથી કે જે વખતે તે દસ્તાવેજ લખી આપવામાં આવ્યો તે વખતે તે લખી આપનારાઓ દેવાદાર હતા અને તેમના ઉપર કેટલાંક હુકમનામાં થયાં ત્યાં સુધી તે રજીસ્ટર કરવામાં આવ્યો નહી હતો. તેમાં ઠરાવ્યું છે કે જે પક્ષકારોના ઇરાદા વીશે વાંધો લેવામાં આવ્યો છે તે પક્ષકારોને સીર તે અંદેશા ભરેલો વ્યહવાર સાચો છે એવો સંતોષકારક પુરાવ આપવાનો બોજો છે. ૨૪ વી. રી. ૨૯૨.

૫૯—એક દસ્તાવેજથી ટ્રસ્ટ ઉત્પન કરવામાં આવેલો તે જોતાં એમ માલમ પડેલુ છે કે તેમાં જે વ્યહવાર છે તે સાચો છે તો તેના સાચાપણા વીશે જે લેણદારો વાંધો લેતા હોય તે પક્ષકારોએ પોતાની તકરાર સાબેત કરવાની છે. ૨. હે. ૫૫૭.

૬૦—એક મુખત્યારનામાના આધારથી દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ તે જુઠું છે અને જે પક્ષકારે જે આપેલું કહેવામાં આવ્યું છે તે પક્ષકારે તે લખી આપેલુ નથી એવી પ્રતીવાદીએ તકરાર કરી. તેમાં કોર્ટે ઠરાવ્યું છે કે તે મુખત્યારનામા ઉપર જો કે મથુરાના મુનસફની યોગ્યરીતે સાક્ષી છે તોપણ જે પક્ષકારો ઊપર તે વીશે જવાબદારી રાખવામાં આવી છે તે પક્ષકારોને સીર તેનું સાચાપણું સાબેત કરવાનો બોજો છે. ૬ વી. રી. ૨.

૬૧—એક ખરીદદાર કે જે એક પડદાનસીન મુસલમાન ઓરતના મુખત્યાર તરીકે વખતે વખતે કામ કરતો હતો. તેના ઘરમાં તે ઓરત પોતાના સગાથી જુદી રહેતી હતી તે દરમીઆનમાં તે ઓરતે વેચાણ ખત લખી આપ્યું તેથી તે વેચાણ ખત રદ કરવાને તે ઓરતના વારસે દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે ખરીદદારના ઉપર તે વેચાણ ખતને પુષ્ટી કરતાં પુરાવનો બોજો નાંખતા પહેલાં વાદીએ એમ બતાવવું જોઇએ કે તે દસ્તાવેજ વીશે વાંધો લેવાને કાંઇક પુરાવ છે. ૧૩ બં. લો. રી. ૪૨૭-૨૧ વી. રી. ૩૪૦—૧ ઇંડીયન અપીલ્સ. ૧૯૨ અને ૮ વી. રી. ૩૪૧.

૬૨—બે પડદાનસીન ઓરતોનો એજંટ તરીકે ત્રીજા સખસે એક દસ્તાવેજ લખી આપેલો છે તેની રૂઇએ તે ઓરતોને જવાબદાર ઠરાવવાને વાદીએ માગેલુ છે. તેમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું છે કે તે ત્રીજો સખસ એજંટ હતો એ વીશે સખત પુરાવ આપવો જોઇએ. ૧૦ બં. લો. રી. ૨૦૫-૧૭ વી. રી. ૩૯૩.

૬૩—અમુક હુકમનામાની રકમ મીલકત જપ્ત કરી વેચાવીને લેવાને તથા હુકમનામાના દેણદારની ઓરતે અમુક દસ્તાવેજ રજુ કરેલો છે તે લેણદારોને ઠગવાને કરેલો છે માટે તે રદ કરાવવાના દાવામાં વાદીએ એવું બતાવેલું છે કે હુકમનામાના દેણદારના મનમાં કપટનો પુકત હેતુ હતો અને વળી તે લેણદાર દાવાવાળી મીલકતનો વહીવટ કરતો હતો અને ભાડુ લેતો હતો. તેથી ઠરા-

વવામાં આવ્યું છે કે. વાદીએ પોતાનો પ્રથમ દર્શનીક રીતે દાવો સાબેત કરેલો છે માટે તે દસ્તાવેજ સાચો છે એમ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૫ વી. રી. ૫૦૭.

૬૪—કબજો લેવાના દાવામાં ઠરાવ્યું છે કે વાદીયણનો ધણી મરણ પામ્યો ત્યારથી સાત વરસનો વાદીયણનો કબજો છે અને તે પેહેલાંનો કપટ ભરેલો એક દસ્તાવેજ કે જેમાં પ્રતીવાદી પક્ષકાર છે અને વાદી પક્ષકાર નથી તે દસ્તાવેજના કારણથી વાદીયણનો કબજો જવો નહી જોઇએ. ૧૨ વી. રી. ૧૫૫.

૬૫—એક વેચાંણુ ખત રદ કરવાના દાવામાં ઠરાવ્યું છે કે દત્તવીધાનના બળવાનપણા વીશે પ્રતીવાદીની જે હરકત છે તે પાયા વગરની છે અને તેથી વેચાણ ખત અવેજ વીનાતું છે એવુ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ઇ. લો. રી. ૬ મદ્રાસ. ૨૫૪.

૬૬—એક હુકમનામુ કપટ ભરેલુ છે એવુ ઠરાવવાને વાદીએ દાવો કરેલો હોય તો તે સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ૧૦ વી. રી. ૧૭૩.

૬૭—અવીભક્ત કુટંબના ભાઈઓમાંના એક ભાઇ ઉપર હુકમનામુ થએલુ પણ જપ્તી થતા પહેલાં તે ભાઇએ પોતાનો મજીયારી મીલકત ઉપરનો હક્ક બીજા ભાઇઓને આપેલો છે. તેમાં ઠરાવેલુ છે કે જ્યારે આવા કામમાં સવાલ ઉતપન થાય ત્યારે તે વ્યહવાર શુદ્ધ બુદ્ધીનો છે એમ સાબેત કરવાનો બોજો તે ભાઈઓને શીર છે. ૧૭ વી. રી. ૪૫૫.

૬૮—ઠરાવેલુ છે કે અમુક હુકમનામું કપટનું છે એમ વાદી કહે છે તે તેને સાબેત કરવાનુ છે અને તે કપટનુ નથી એમ પ્રતીવાદીને સાબેત કરવાનુ નથી. ૧૨ વી. રી. ૧૪૭.

૬૯—ઠરાવેલુ છે કે પ્રતીવાદીના ઉપર પુરાવનો બોજો નાંખતા પહેલાં વાદીએ પોતાના પટાનું સાચાપણું સાબેત કરવું એવો વાદીને સીર બોજો છે. ૧૫ વી. રી. ૧૧૭.

૭૦—એક મુસલમાન વીધવાએ પોતાના મરનાર ધણીનો હીસ્સો લેવાને દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે તે મરનારે એક તમલીકનામાથી તે મીલકત મારા દીકરાને આપેલી છે તેમાં ઠરાવેલુ છે કે પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે અને વેચાંણુ ખતની ઘણી સખતમાં સખત સાબેતી ગુજારવાને તે બંધાએલો છે, કારણ સ્વભાવીક વારસ પાસેથી તે ઉપરથી મીલકત જાય છે. ૯ વી. રી. ૧૪૨.

## નાણાં ધીરવાના દસ્તાવેજો લખી આપવા તથા તે બાબતનો અવેજ તથા નાણાં ધીરવાં તે.

૭૧—જે દસ્તાવેજની રૂઇએ દાવો કરવામાં આવેલો હોય તે દસ્તાવેજ પ્રતીવાદી કબુલ કરે તો તે કબુલતનો અસર નહી જેવો કરવાને પુરાવનો બોજો તે પ્રા. ને શીર છે. ૧ મુંબાઇ. ૧૫–૮૫ વી. રી. ૨૦૮.

૭૨—ગીરો દસ્તાવેજ લખી આપ્યો તે કબુલ કરવામાં આવ્યો છે તથા ગીરો રાખનારનો હુકમનામાની રૂઇએ લાંબી મુદતનો કબજો છે એમ સાબેત થએલુ છે તેમાં ઠરાવેલુ છે કે તે વહેવાર વીશે જે પક્ષકાર વાંધો રાખતો હોય અને તે લખી આપ્યાની બાબતના અવેજની ઇનકારીયત કરતો હોય તે પક્ષકારે તે વહેવાર વાંધો કાહાડવા લાયક છે એમ સાબેત કરવાનુ છે. ૨ આગ્રા. ૨૦૨.

૭૩—જ્યારે એમ માલમ પડે કે એક દસ્તાવેજ યોગ્ય રીતે લખી આપવામાં આવેલો છે અને તે દસ્તાવેજનો અવેજ આપેલો છે અને તે દસ્તાવેજમાં એવો મચકુર લખેલો હોય કે તે લખી આપતાં પહેલાં તે અવેજની બાકી આપેલી હતી તો તે દસ્તાવેજનો તમામ

અવેજ આપેલો છે એવા અનુમાન કરતાં કાંઇ વધારે અનુમાન થાય છે. ૮ વી. રી. ૨૧૫.

૭૪—જે કામમાં ગીરો સાચુ માલમ પડે અને અવેજ પોહોંચ્યો કબુલ કરવામાં આવે તે કામમાં જો વીરૂદ્ધ બતાવવામાં ના આવે તો તે લેણદેણ સાચી છે અને અવેજનાં નાણાં આપેલાં છે એમ ધારવાને કોર્ટ બંધાએલી છે. ૭ વી. રી. ૪૪૧.

૭૫—જે કામમાં વાદીની હકીકત એવી હોય કે અવેજ આપવામાં આવ્યો નથી પણ તે બદલે જ્યારે મો બદલો થાય ત્યારે નાંણા આપવામાં આવે એવો રૂકો આપવામાં આવે લોછે તે કામમાં હુકમનામાના વેચાણની રૂઇએ વેચાણની જે કીમત બાકી રહેલી હોય તે લેવાના દાવામાં વાદીએ તમામ વેચાણની કીમત મળી છે એવી કબુલતો કરવાથી તે નથી મળી એવુ શાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૧૯ વી. રી. ૧૪૯.

૭૬—એક ગીરો કહેવામાં આવેલુ તેની રૂઇએ કીમતી અવેજ આપી શુધ્ધ બુધ્ધીથી ખરીદ કરનાર ઉપર દાવો કરવામાં આવેલો તેથી પ્રતીવાદીએ તે વહેવારના સાચાપણાનો ઇસ્યુ કડાએલો છે માટે તે વહેવાર શુધ્ધબુધ્ધીનો છે અને તે ગીરો ખત ખરી રીતે લખી આપવામાં આવ્યુ છે એમ પ્રથમ દર્શનીક સાબેત કરવાનો બોજો વાદીને શીર છે માટે પ્રતીવાદીનો કપટ વીશેનો વાસ્તવીક પુરાવ કાંઇ ના હોય અને તે વહેવારના સાચાપણા વીશે વાદીના સાક્ષીઓ કોર્ટ માનતા ના હોય તો તે દાવો કાહાડી નાંખવાને કોર્ટને છુટ છે. ઈ. લો. રી. ૬ કલકતા. ૨૬૮-૭ કલકતા લો. રી. ૬.

૭૭—ખતની રૂઇએ દાવો કરવામાં આવે અને તે પ્રતીવાદીએ લખી આપ્યુ છે એમ બતાવવામાં આવે તો તે દાવો મળવાનો વાદીનો હક્ક છે અને અવેજની ખામી બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે. માર્સ ૨૭-૧ હે. ૫૭-૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૧૭-અને ૧૭ વી, રી, ૪૩૫

૭૮—જો કે ખત સાચુ હોય અને યોગ્ય રીતે લખી આપવામાં આવ્યુ હોય તો પણ અવેજ પોહોંચ્યાની વાત સાબેત થવી જોઇએ. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૫૭.

૭૯—જ્યારે પ્રતીવાદી ખત લખી આપ્યાની વાત કબુલ કરે પણ અવેજ પોહોંચ્યાની વાત ઈનકાર કરે તો તે પોહોંચ્યો સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. જ્યારે પ્રતીવાદી એમ કબુલ કરતો હોય કે મેં અસાઇનમેંટનો કાગળ લખી વાદીને ફરમાવ્યુ હતુ કે માહારે જે દેવુ છે તે દેવાની રકમો તે કાગળમાં બતાવેલા ત્રીજા પક્ષકારોને આપવી તો તે આપ્યાની હકીકત સાબેત કરવાને વાદી બંધાંએલો છે. ૩ વી. રી. ૧૧-૫ વી. રી. ૨૦.

૮૦—એક ખતની રૂઇના દાવામાં લેહેણાની રકમ વાદીએ સાબેત કરવાની છે અને તે પ્રથમ ખત લખી આપ્યુ સાબેત કરવાથી પુકત રીતે થાય છે માટે જો દાવા વાળી રકમ કરતાં આછી રકમ કગી હોય તો જવાબમાં તે પ્રતીવાદીએ સાબેત કરવાની છે. ૧. મદ્રાસ ૪૪૭.

૮૧—એક ખતમાં એવો મચકુર લખેલો છે કે તે ખતમાં લખેલો અવેજ પ્રતીવાદીને મળેલો છે અને પછી તે ખતની રૂઇએ વાદીએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે તે ખતમાં લખેલો મચકુર સાચો નથી એમ બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૪ બં. લો. રી. ૫૪-૧૨ વી. રી. ૨૫-૧૦ વી. રી. ૪૦૭.

૮૨—એક ખતની રૂઇએ **અ** એ **બ** ઉપર દાવો કર્યો. અને તે ખતમાં એવું લખેલુ છે કે **બ** ને તે રકમ મળેલી છે. **બ** એ પોતાની લખેલી હકીકતમાં તે ખત લખી આપ્યું કબુલ કર્યું. પણ કહ્યું છે કે તેમાં બ-

તાવેલી રકમ મને તે ખતની રૂઈએ મળી નથી. પરંતુ અમુક દાગીના સાનમાં મુકવામાં આવેલા છે તે ઉપરથી મળી છે. તેમાં ઠરાવવામાં આવ્યુ છે કે તે ખત લખી આપ્યુ કબુલ કરવામાં આવ્યુ છે અને તે ખતમાં નાણાં આપ્યાનો ગચકુર લખેલો છે માટે તે ખતની રૂઇએ તે નાણાં આપેલાં નથી એવું સાબેત કરવાનો બોજો ઘ ઉપર છે. ૧ બં. લો. રી. ૯૨, ૧૦ વી. રી. ૧૩૨.

૮૩—એક ખતની રૂઇએ નાણાં લેહેણું લેવાના દાવામાં ખત લખી આપ્યાની વાત ઇનિકાર કરવામાં આવી માટે જો વાદી તે ખત સાબેત કરે તો અવેજ નહી પોહોચ્યાની તકરાર પ્રતીવાદીએ સાબેત કરવી જોઇએ. ૨ હે. ૩૮૧.

૮૪—ઠરાવેલુ છે કે વાદીએ કામ સરૂ કરવુ જોઇતુ નહી હતુ તેમ છતાં તેણે શરૂ કરેલુ છે અને તેના સાક્ષીઓએ ખતમાં કબુલ કર્યા પ્રમાણે ખતનો અવેજ આપેલો નથી એમ સાબેત કરેલુ છે તો જે વખતે નાણાં આપ્યાં ખતમાં બતાવેલાં છે તે વખતે તે આપવામાં આવેલાં નથી પણ પાછળથી આપવામાં આવેલાં છે એમ સાબેત કરવાનો બોજો પાછો વાદીને શીર જાય છે. ઇ. લો. રી. ૩ અલ્હાબાદ ૮૨૪.

૮૫—એક ખતની રૂઇએ દાવો કરવામાં આવેલો તે પ્રતીવાદીએ લખી આપ્યાની વાત કબુલ કરી પણ વસુલની તકરાર કરી, પરંતુ તે ખત રજુ કરવામાં આવેલુ નહી હતું. તેમાં ઠરાવેલું છે કે તે ખત રજુ કરીને અગર બીજા પુરાવથી અગર બેઉ વાનાથી વસુલ સાબેત કરવાને અને કામ શરૂ કરવાને પ્રતીવાદી બંધાએલો છે. ઇ. લો. રી. ૬ અલ્હાબાદ ૭૩.

૮૬—ઠરાવેલુ છે કે પ્રતીવાદીઓએ ખત કબુલ કરેલુ છે અને વસુલની તકરાર કરેલી છે તો વસુલ સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીઓને શીર છે. ૮ મુંબાઇ ૧૩૯, ૧૭ વી. રી. ૫૦૯.

૮૭—સામા દસ્કત અથવા પ્રતીવાદીઓએ દેવાની કરેલી કબુલતની રૂઇએ ધીરેલાં નાણાં લેવાને વાદીએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે સને ૧૮૨૭ ના મુંબાઇના કાયદા ૫ ની કલમ ૯ માં બતાવેલો કાયદાનો નીયમ આ કામને લાગુ છે અને દેવાની કબુલત ઉપર પ્રતીવાદીએ સહી કરેલી છે માટે તેનો ભર અવેજ મળ્યો નથી એ વાત સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૫ મુંબાઇ ૮૧.

૮૮—ધીરેલાં નાણાં લેવાને વાદીએ દાવો કર્યો તેમાં જગાની તરીકે સાનમાં મીલકત આપેલી કહેવામાં આવેલી તે કોર્ટની ખાતરીપુર્વક વાદી સાબેત કરી શકયો નહી તો પણ જ્યાં સુધી કોર્ટ એમ ઠરાવે નહી કે નાણાં ધીરવામાં આવ્યાં નથી ત્યાં સુધી વાદીનો હુકમનામુ મળવાનો હકક છે. રૂ ૧૦૦૦) બાબતની એક નોટ હતી તેના નાણાં પોહોંચ્યાની વાત પક્ષકારે કબુલ કરેલી છે તો તે પ્રથમ ધીરનારને જવાબદાર થાયછે. અને મને તે ધીરવામાં આવી નથી પણ કોઇક બીજા સખસને ધીરવામાં આવી હતી એવું બતાવવાનો બોજો તે પક્ષકારને શીર છે. ૨ વાબપ્રાંત ૨૬૪.

૮૯—**મ ર** એ કીમતી અવેજ લેઇને હુંડી લખી આપેલી છે એમ તેણે કબુલ કરેલુ છે તો તે નાણાં આપ્યાં સાબેત કરવાનો બોજો તે **મ ર** ને શીર છે. અને જો કે **મ ર** ના કબજામાં તે હુંડી છે એ હકીકત તેના લાભની છે તો પણ તેથી નાણાં આપેલાં એમ સાબેત થતુ નથી અને પુરાવનો બોજો વાદીને શીર જતો નથી. ઈ. લો. ૧ મુંબાઇ. ૨૯૫.

૯૦—ઠરાવેલુ છે કે વાદીના કબજામાં ઈકરાર હતો તે ગુમ થયાની વાત સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૧ વી. રી. ૧૫૧.

૯૧—ઠરાવેલુ છે કે પોહોંચમાં એવી મતલબ લખેલીછે કે હુકમનામુ વસુલ થઈ ગએલુ છે તો તે હકીકત ખોટી છે એવુ બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર નાંખવાને બસ છે. ઇ. લો. રી. ૪ મુંબાઇ. ૨૯૫.

૯૨—એક સખસનો પોતાની જમીન ઉપર માલકીનો હક્ક સાધારણ રીતે બીજો કોઇ વાપરે નહી એવો અટકાવ કરવાનો હક્ક જમીનના માલેકના સાધારણ હક્ક કરતાં જુદો ઈજમેંટ જેવો હોય તો તેવો હક્ક કહેનાર પક્ષકારના શીર ઉપર પુરાવનો બોજો છે. ઇ. લો. રી. ૧૧ કલકતા. ૫૨.

૯૩—અમુક જમીન ઉપર જવા આવવાનો અથવા પાણીના રસ્તાનો હક્ક છે એ વીશે તે જમીનના માલેકે તકરાર કરી અને તે ઉપર દાવો રાખનાર સખસના લાભમાં ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૫૩૨ પ્રમાણે માજીસ્ટ્રેટે હુકમ કરેલો તો તે હુકમ થવાથી તે દાવો સાબેત કરવાનો બોજો જે તે હક્ક રાખનાર સખસના ઉપર છે. તેમાંથી તેને બતાવવાને બસ નથી. ૨ ક. લો. રી. ૫૫૫.

૯૪—પ્રતીવાદીનો વાદીની જમીન ઉપર જવા આવવાનો હક્ક નથી એવું ઠરાવવાને દાવો કરવામાં આવેલો તેમાં એમ માલમ પડયું છે કે સને ૧૮૬૧ ના ફો. કા. ચ. રી. ના કાયદા ની કલમ ૩૨૦ પ્રમાણે પ્રતીવાદીએ માજીસ્ટ્રેટ પાસે હુકમ કરાવેલો છે તેમાં ઠરાવેલું છે કે ઈજમેંટ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર નથી. પણ વાદીએ એમ સાબેત કરવાનું છે કે માહારો સ્વતંત્ર કબજો થવાનો હક્ક છે. ૨૧ વી. રી. ૧૪૦.

૯૫—અમુક પાણી વેહેતુ હતુ તેમાં પ્રતીવાદીએ નળ મુક્યો. તે ખસેડવાને દાવો કરવામાં આવ્યો. એવું કહીને કે તે પાણી સ્વતંત્ર રીતે ભોગવવાનો માહારો હક્ક છે તેમાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો કે જે ભાગમાં તે નળ મુકવામાં આવ્યો છે અને જે ભાગ ઉપર થઇને તે પાણી જાય છે તે ભાગની જમીન માહારી જમીનદારીની છે. તેમાં ઠરાવ્યું છે કે વાદી જે હક્ક કહે છે તે વાદીએ સાબેત કરવાનો છે. ૧૫ વી. ૮૩.

### કબજો છોડાવવો.

૯૬—કબજો છોડાવવાના દાવાઓમાં હીંદુસ્તાનમાં જે કાયદો ચાલુ છે તે પ્રમાણે કોર્ટોએ જે એવો નીયમ છે કે વાદીને પોતાના હક્કના આધારથીજ મળવું જોઇએ તે નીયમનો હમેશાં અમલ કરવો જોઇએ. માટે જો તેણે સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કા. ૧૫ પ્રમાણે કામ ચલાવેલું હોય અને પુરાવનો બોજો ખસેડેલો હોય તો ઠીક છે. પણ જો તેણે તે લાગ જવા દીધો હોય તો તેને કબજો છોડાવવાના દાવામાં તેજ ફાયદો મળી શકતો નથી. ૭ મુંબાઇ. ૮૨.

૯૭—દાવાવાળી ઈમારતોમાંથી અમુક સખસોનો કબજો છોડાવવાને વાદીએ માગેલુંછે એવા કારણથી કે તેઓનો કબજો ખોટી રીતનો છે, તો તે અગર જે સખસોની તરફ તે દાવો રાખતો હોય તેઓનો કબજો દાવા પહેલાં બાર વરસની અંદર થએલો હતો. દાવાની અરજીમાં એમ કહેવામાં આવેલુ હોય કે જે સખસોની પાસેથી કબજો છોડાવવાને માગેલુ છે તે સખસો વાદી જે સખસ તરફથી દાવો કરે છે તે સખસ પાસેથી ભાડે રાખનારાઓ છે તો તેટલુ કહેવાથી પુરાવનો બોજો જતો નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા ૩૭૪.

૯૮—સ્પેશીયલ અપીલવાળાએ એક

ઘરના ભાગનો કબજો રાખવો નહી એવો દાવો કર્યો. તેમાં ઠરાવેલું છે કે નીચેની કોર્ટે જે એમ ઠરાવેલુ છે કે સ્વતંત્ર હક્ક સાબેત કરવાનો બોજો વાદીને શીર છે માટે તે મકાનમાંથી હીસ્સો લેવાને પ્રતીવાદીનો હક્ક છે કે નહી તેનો નીર્ણય કરવાને જરૂર નથી એ બરોબર નથી. ૨ મુંબાઈ ૧૮૯.

૯૯—પ્રથમ બીન હરકતે કબજો હતો એવી ફક્ત સાબેતી ઉપરથી વાદીને કબજો છોડાવવાના દાવામાં જીતવાનો હક્ક છે કે નહી એ એક સવાલ છે. ઈ. લો. રી. ૮ ક. લો. રી. ૯૭૫–૧૧ ક. લો. રી. ૩૫૯.

૧૦૦—કોર્ટના પ્રતક્ષ કૃત્યથી કબજો છોડાવવામાં આવ્યો છે એમ કહેવામાં આવ્યુ છે અને તેને કોર્ટમાં કબુલ કરેલા દસ્તાવેજોથી પુષ્ટી થએલી છે તો જ્યાં સુધી જે સખસનો કબજો છોડાવવામાં આવે તે સખસ એમ સાબેત કરે નહી કે આ તમામ પ્રોસીડીંગ જુઠું છે અને માહારી પાસેથી કોઈ દીવસ કબજો ગએલો નથી અને હજુ માહારો કબજો છે ત્યાં સુધી તે હકીકત ખરી અને શુદ્ધ બુદ્ધીની છે એમ અનુમાન થવુ જોઇએ. ૫ વી. રી. ૧૮૦.

## સાંથ વધારવી તે.

૧૦૧—વાદી ચડતા દરની સાંથ લેવાને દાવો કરે તો હાલનો દર વ્યાજબી અને રીતસર નથી એમ સાબેત કરવાને બંધાએલો છે. ૧ વી. રી. ૩ તથા ૫૬ અને ૫૮.

૧૦૨—જે રૈયતને કબજાનો હક્ક હોય તેને સને ૧૮૫૯ ના આકટ ૧૦ ની ક. ૧૩ લાગુ છે એટલુંજ નહી પણ તમામ પેટા સાંથે રાખનારાઓને અને રૈયતને તે લાગુ થાય છે. સાંથ વધારવાના કારણો છે તે સાબેત કરવાનો બોજો જમીનના માલેકોની સીર છે. ૧ બં. લો. રી. ૨૫-૧૦ વી. રી. ૩૩.

૧૦૩—જમીનની નીપજ અને નીપજ થવાનો કસ રૈયતની મેહેનત અને તેના ખર્ચ સીવાય વધેલો છે એવા કારણથી વધારે સાંથ લેવાના દાવામાં વાદી તે કારણ સાબેત કરવાને બંધાએલો છે. ૬ બં. લો. રી. ૧૨૨–૧૫ વી. રી. ૧૦૯ તથા ૨.

૧૦૪—જમીનનો કસ રૈયતની મેહેનત અથવા ખર્ચ સીવાય વધેલો છે એવા કારણથી વધારે સાંથ લેવાના દાવામાં પ્રતીવાદી કસ વધ્યાનું કબુલ કરતો હોય પણ તે કારણ ઇનકાર કરતો હોય તો તે કસ બીજા સાધનોથી વધેલો છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૯ વી. રી. ૧૯૦–૧ વી. રી. ૨૪.

૧૦૫—વાદીએ જમીન વધારાની છે અને રૈયતની મદદ સીવાય નીપજ વધેલી છે અને નીપજની કીમત વધેલી છે એવા કારણથી વધારે સાંથ લેવાનો દાવો કરવામાં આવે તો તે કારણો સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૯ વી. રી. ૬૫–૧૫ બં. લો. રી. ૧૨૫-૧૯ વી. રી. ૧૪૨.

૧૦૬—જમાબંદી પ્રમાણે કેટલાંક વરસો નક્કી થએલી મીલકતનો નીમે ભાગનો ખરીદદાર ઠરાવની જમાબંદી રદ કરવાને પ્રતક્ષ રીતે દાવો કરે નહી પરંતુ ઠરાવ થયા પછી ઘણા વરસોએ ઠરાવમાં ઠરાવેલી સાંથ વધારવાને દાવો કરે તો તે દાવામાં તેને જીતવાનો હક્ક થવાને તેણે એમ બતાવવું જોઇએ કે તે ઠરાવ થયા પછી એવી હકીકત બની છે કે જેથી રૈયતની જમીનની કીમત વધેલીછે અને તેથી તે જમીનમાંથી ઉતપન થતા નફામાંથી જે વધારો રહે તેમાંથી વધારે હીસ્સો લેવાને તેનો હક્ક થાય છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૧૮.

૧૦૭—વધારે સાંથ લેવાને વાદી દાવો

કરે એવા કારણથી કે તેવીજ જમીન નજીક માં છે તેની જેટલી સાંથ આપવામાં આવે છે તેટલી પ્રતીવાદી આપતો નથી અને પ્રતીવાદી પોતાની જવાબદારી ઇનકાર કરે એવા કારણથી કે મારી પાસે મુકરરી પટાઓ છે તો તે પટા સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૬ વી. રી ૩૯.

૧૦૮—વધારે સાંથ લેવાના દાવામાં પ્રતીવાદી એવી તકરાર કરે કે જે જમીન વાડયો અને ખાડાઓથી ઢંકાએલી છે અને ખેતરો વચ્ચેની હદમાં આવેલી છે એવી જમીન ઉપર સાંથ માગવામાં આવે છે અને રીવાજ પ્રમાણે તેવી જમીનની સાંથ આપવાને હું બીલકુલ જવાબદાર નથી. તો તે રીવાજ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. ૬ વી. રી. ૪૬.

૧૦૯—પ્રતીવાદીના કબજામાં જે જમીન છે તે જેટલી જમીનની તે સાંથ આપે છે તે કરતાં વધારે છે એવા કારણથી વધારે સાંથ લેવાના દાવામાં વાદીની એમ બતાવવાની ફરજ છે કે તકરારી જમીન પ્રતીવાદીના પટામાં આવી ગએલી છે તેમ છતાં કમી જમીનની તે સાંથ આપે છે. ૧૫ વી. રી. ૭૧.

૧૧૦—વધારે સાંથ લેવાના દાવામાં સને ૧૮૫૯ ના આકટ ૧૦ ની ક. ૧૬ પ્રમાણે જમીનના હકકનું રક્ષણ થએલુ છે તે સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે અને સદરહુ કલમ પ્રમાણે પ્રતીવાદી જે અનુમાન સાબેત કરે તે વાદીએ ફકત રદ કરવાનુ છે. ૧૨ વી. રી. ૩૨૦.

૧૧૧—સને ૧૮૫૯ ના આકટ ૧૦ ની ક. ૧૬ પ્રમાણે વધારે સાંથ લેવાના દાવામાં એક સરખા વીસ વરસના કબજાથી અનુમાન સાબેત થએલુ છે તો તે અનુમાન એવી હકીકતથી રદ થઇ શકતુ નથી કે વાદીને ઘણા વરસથી તે મીલકતનો પ્રતક્ષ રીતે કબજો મળ્યો નથી અને બીજા કારણોથી દાવો કરવાને તેને અટકાવ થએલો છે પરંતુ હાલનો દર સેટલમેટ થયા પછી જે દર ઠરાવવામાં આવેલો તે છે અગર તે સેટલમેંટથી જુદો છે એમ બતાવવાનો બોજો વાદીને શીર છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૨૫.

૧૧૨—સાંથની રકમમાં ફકત એક બે વરસની વચ્ચમાં તફાવત પડે તો તેથી સાંથ વધારવાને અગર ઠરાવેલી સાંથથી પ્રતીવાદીનો કબજો રાખવાનો હકક છે· તેને હરકત કરવામે અવશ્યે કરીને વાદીનો હકક સાબેત થતો નથી. પણ તે તફાવતનો ખુલાસો પ્રતીવાદીએ કરવાનો છે. ૩ વી. રી. ૪૨૧.

૧૧૩—એક તાલુકાની વધારે સાંથ લેવાના દાવામાં તે તાલુકો જુનો છે એ વીશે અંદેશો નથી માટે તેમાં સવાલ ફકત એટલો છે કે કાયમ સાંથ છે કે વખતે વખતે તેમાં ફેરફાર થાય એવું છે. સબબ વીસ વરસથી એક સરખા દરથી પ્રતીવાદીનો કબજો છે એમ પ્રથમ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. અને જો તેમ પ્રતીવાદી કરે તો કાયમ ઠરાવ થયા પછી સાંથમાં ફેરફાર થએલો છે એમ વાદીએ સાબેત કરવાનુંછે. ૧ વી. રી. ૨૮૦.

૧૧૪—જમીનનો માલેક ચડતા દરની સાંથ લેવાને દાવો કરે અને તેમાં પ્રતીવાદીની તરફથી એવો જવાબ આપવામાં આવે કે કેટલીક જમીનની કાંઇ પણ સાંથ કોઈ પણ દીવસ આપવામાં આવી નથી તો આગળ કોઈ વખતે તે જમીનની સાંથ આપવામાં આવી છે એમ સાબેત કરવાનો બોજો તે જમીનના માલેકને સીર છે. ૫ વી. રી. ૩૭–૬ વી. રી. ૪૫ તથા ૧૦૦–૧૧ વી. રી. ૩૫–૧૫ વી. રી. ૧૧૫–૬ વી. રી. ૮૭.

૧૧૫—પ્રતીવાદીની એવી તકરાર હોય

કે જમીનની વધારે સાંથ લેવાને દાવો કરવામાં આવ્યો છે તે જમીન લાખીરાજ છે માટે હું સાંથ આપવાને જવાબદાર નથી તો તે લાખીરાજ છે એમ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર નથી પણ તે જમીન માલ અગર સાંથ આપનારી છે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ૨ બં. લો. રી. ૨૧૧–૧૪ વી. રી. ૨૮૬.

૧૧૬—વધારે સાંથ લેવાના દાવામાં જમીનનો મુખ્ય ભાગ માહાલનો છે એમ પ્રતીવાદીએ કબુલ કરેલુ છે પરંતુ માફી જમીન જુદી કાહાડવામાં આવી નથી. એવી તેણે તકરાર કરી છે તો જ્યાં સુધી પ્રતીવાદી એમ બતાવે નહી કે તે જમીન અમુક જગોએ છે ત્યાં સુધી તે જમીન માહાલની છે એમ સાબેત કરવાને વાદી બંધાએલો નથી. ૩ વી. રી ૧૭૮ –૫ વી. રી. ૪૮–૮ વી. રી. ૧૯૩.

૧૧૭—વધારે સાંથ લેવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે જમીનમાં એક ભાગ માફી જમીન છે તો તેવી માફી જમીન છે એમ પ્રથમ દર્શનીક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે અને તે તેમ સાબેત કરે તો તે પ્રથમ દર્શનીક પુરાવ રદ કરવાને જમીનના માલેકને શીર પુરાવનો બોજો પડે છે. ૪ લો. રી. ૬ ક. ૫૪૩–૮ ક. લો. રી. ૬.

૧૧૮—અમુક જમીનની વધારે સાંથ લેવાના દાવામાં વાદીએ કહ્યું છે કે તે જમીન માહાલની છે અને પ્રતીવાદી કહેછે કે તેમાંની કેટલીક જમીન લાખીરાજ છે અને તે વાદીની જમીનદારીની નથી. તેમાં ઠરાવ્યુંછે કે આવા ભાગ બાબત સાંથનું હુકમનામું વાદી મેળવી શકે તે પહેલાં વાદી એમ સાબેત કરવાને બંધાએલો છે કે પ્રથમ સાંથ મને મળી હતી પ્રતીવાદી ફક્ત એવી તકરાર કરે તે લાખીરાજ છે તો તે બસ છે. કે તેની પુષ્ટીમાં પ્રથમ દર્શનીક પુરાવ હોવો જોઇએ તે એક સવાલ છે. ૧૪ વી. રી. ૨૮૫.

૧૧૯—સાંથ વધારે લેવાના દાવામાં પ્રતીવાદી એવી તકરાર કરે કે તેમાંની કેટલીક જમીન બીજાની છે તો વાદીએ એમ સાબેત કરવું જોઇએ કે તે જમીન માહાલની છે. ૧૦ વી. રી. ૨૦૫.

૧૨૦—વધારે દરની સાંથ ચડેલી તે લેવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે તમામ માહાલની જમીન તેના કબજામાં તેણે છોડી દીધી છે અને બાકીની જમીન લાખીરાજ છે તેમાં ઠરાવ્યું છે કે ચડતા દરની સાંથ જે જમીનની લેવાને દાવો કરેલો છે તે જમીન સાંથ આપનારીછે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીરછે અને પ્રતીવાદીને પોતાનો બચાવ સાબેત કરવાનો નથી. ૩ બં. લો. રી. ૩૦૪.

૧૨૧—વધારે દરની નોટીસ વીશે તકરાર કરવાને સને ૧૮૫૯ ના આકટ ૧૦ ની કા. ૧૪ પ્રમાણે દાવો કરવામાં આવેલો છે તો તેમાં પુરાવનો બોજો રૈયતને શીર છે. ૮ વી. રી. ૮.

## પેહડી પ્રમાણે વંશજો.

૧૨૨—વંશપરંપરાની મીલકતની વેહેંચણ કરાવવાના દાવામાં અસલ પેહેડીમાં કોને ઇનામ મળેલું અને તે ઇનામદારના વંશમાં માહારા અને પ્રતીવાદી સીવાય બીજો કોઈ હયાત નથી. એમ સાબેત કરવાને વાદીને જરૂર નથી. જે સખસના કબજામાં છેવટે તે મીલકત હતી તે સખસનો હું તથા પ્રતીવાદીઓ વંશજો છીએ એમ વાદી બતાવે તો તે બસ છે. જો બીજાઓ હીસ્સો લેવાને દાવો કરતા હોય તો વાદીનો પોતાનો અને પ્રતીવાદીઓનો સ્વતંત્ર માલકી હક્ક છે તે પ્રથમ દર્શનીક હક્કની મર્યાદા થાય એવો તે બીજા સખસોએ

પોતાનો કાંઇ બતાવવાનો છે. ૮ મુંબાઇ. ૨૦૫.

૧૨૩—વાદીએ કાકાના દીકરાના દીકરા અને ન ના ફકત વારસ તરીકે દાવો કરેલોછે, અને પુરાવ ઉપરથી એમ માલમ પડે છે કે ન નો બાપ ત્રણ ભાઇઓમાંનો એક ભાઇ હતો. પરંતુ તે ત્રણ ભાઇઓમાંનો કોણ બાપ થાય તે દાવાની અરજીમાં બતાવેલુ નથી તેમ પુરાવ ઉપરથી જણાતુ નથી. તેમાં ઠરાવેલુ છે કે તે દાવો કાહાડી નાંખવો જોઇએ કારણ કે વાદી સરખી પેહેડીના વારસ તરીકે દાવો રાખે છે માટે મુળ એક વડીલ તરફથી હક ગએલો છે એમ બતાવવાની તેની ફરજ છે. ઇ. લો. રી. ૬ કલકતા. ૬૨૬-૮ કલકતા. લો. રી. ૨૩૮.

## હીંદુશાસ્ત્ર.

### દત્તવિધાન.

૧૨૪—એક દત્તવીધાન નાબુદ છે એમ ઠરાવવાને વાદી દાવો કરે તો તે સાબેત કરવાને વાદી બંધાએલો છે. ૫ વી. રી. ૪૫૩.

૧૨૫—દત્તવીધાન લાંબી મુદત ઉપર થએલું અને તેનો અમલ કરવામાં આવેલોછે પણ તે દત્તવીધાનની રૂઇએ વાદીઓનો કબજો થએલો છે તે બરોબર નથી. કારણ કે તે દત્તવીધાન કપટ ભરેલુ અને જુઠું છે એમ ઠરાવવાને દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવેલું છે કે કેટલેક દરજ્જે જે કપટ અને જુઠ કહેવામાં આવી છે તે હતી એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે ૨૧. વી. રી. ૮૪,

૧૨૬—મરનાર હીંદુના વારસ તરીકે વાદીઓએ વગર અખત્યારે અને બીજી રીતે અઘટીત રીતે વીધવાએ કરેલુ દત્તવીધાન રદ કરાવવાને દાવો કરેલો છે તેમાં નીચેની અપીલકોર્ટે ઠરાવ્યુ છે કે તે દત્તવીધાન સબંધી વાદીઓનુ જે કહેવું છે તે સાબેત કરવાનો બોજો વાદીઓને શીર છે. ૨૪ વી. રી. ૧૦૭.

૧૨૭—જો કે વાદીએ દત્તવીધાન નાબુદ છે એવુ સાબેત કરવાને વારસ તરીકે દાવો કરીને કપટ કહેલુ છે અને તેની પુષ્ટીમાં પુરાવ ગુજારેલો છે તો પણ દત્તવીધાનનું બળવાનપણું સાબેત કરવાનો બોજો દત્તકને શીર છે. ૩ બં. લો. રી. ૧૪૫-૧૧ વી. રી. ૪૬૮.

### મીલકત બીજાને આપવી.

૧૨૮—હીંદુ વીધવા મીલકત બીજાને આપે તો તે આપવાને સારૂ જરૂર હતી એમ સાબેત કરવાનો બોજો મીલકત લેનારને શીર છે. ૧ ઇંડીયન જ્યુરીષ્ટ ૯૯-૧૦ વી. રી. ૯૪.

૧૨૯—બાપ વડીલોપાર્જીત મીલકત બીજાને આપે તો તે વેચવાની જરૂરી સાબેત કરવાનો બોજો મીલકત લેનારને શીર છે. ૨ વી. રી. ૨૯૨.

૧૩૦—કબજો લેવાના દાવામાં પ્રતીવાદી એમ તકરાર કરતો હોય કે વાદીના હક્કની ખબર શીવાય શુદ્ધ બુદ્ધીથી કીમતી અવેજ આપીને હું ખરીદદાર થએલો છું. તો તે તકરાર સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૮ વી. રી. ૧૫૧-૯ મુર ઇંડીયન અપીલ્સ. ૩૦૩.

૧૩૧—હીંદુ વીધવા પાસેથી સ્થાવર મીલકત ખરીદ કરવામાં આવે તો તે વીધવાને તે મીલકત વેચવાનો અખત્યાર મળે તેવી હકીકત છે કે નહી એવી તજવીત કરવાને ખરીદદારની ફરજ છે. કોરીટન ૧૧૯.

૧૩૨—બીન ફરજંદી હીંદુ વીધવા પાસેથી કોઈ સખસ મીલકત ખરીદ કરે તો તે વીધવાને તે મીલકત વેચવાના અખત્યાર વીશે તે ખરીદદારે ખાતરી કરી લેવી જોઇએ એમ તે બંધાએલો છે માટે જો તે યોગ સંભાળથી વર્તે નહી તો પછી તેણે બધી હકીકત બરોબર છે એમ સંપુર્ણ રીતે માનેલુ હોય અગર ધારેલુ હોય તો પણ તે કાયદેસર રીતે

શુધ્ધ બુદ્ધીથી ચાલેલો છે એમ કહી શકાતુ નથી ૨ વી. રી. ૧૨૩.

૧૩૩—હીંદુ વીધવા પાસેથી મીલકત લીધેલી હોય તેની રૂએ દાવો રાખનાર સખસોના ઉપર તે વ્યહવાર તે વીધવાના અખત્યાર પૈકીનો હતો એમ બતાવવાનો બોજો છે. ૨ વી. રી. ૬૧-૮ મુર ઇંડીયન અપીલ્સ. ૫૨૮.

૧૩૪—તેમજ સરતી અખત્યારવાળા સાથે કોઇ સખસ વ્યહવાર કરીને સ્થાવર મીલકત ખરીદ કરે તો તે ખરીદ કરનારની બાબતમાં છે. ૨ મદ્રાસ ૪૦૭.

૧૩૫—હીંદુ વીધવાએ વેચાંણ કરેલુ તે કરવાને જરૂરી હતી અને વેચાંણની કીમત વ્યાજબી છે એવું સાબેત કરવાનો બોજો ખરીદદારને શીર છે. કોરીટન ૭૦-૧ વી. રી. ૨૪૭ તથા ૩૪૭.

૧૩૬—હીંદુ વીધવાએ મીલકત ગીરો આપેલી હોય અને બીજા થનાર વારસે તે ગીરો આપવાની જરૂરી બાબત તકરાર કરી હોય તો તે જરૂરી સાબેત કરવાનો બોજો ગીરો રાખનારને સીર છે. ૧૦ બં. લો. રી. ૧-૧૪ મુર ઇંડીયન અપીલ્સ. ૧૭૬.

૧૩૭—વડીલોપાર્જીત મીલકત ખરીદ કરેલી છે તે ખરીદ કરવું વ્યાજબી છે એમ બતાવવાને કુટંબની ખરી જરૂરી હતી એમ સાબેત કરવાને ખરીદદાર બંધાએલો નથી. પણ તેણે તે બાબત શુધ્ધ બુદ્ધીથી તપાસ કરી હતી અને તે તપાસમાં જરૂરી હતી એમ વ્યાજબી રાહે તેના ધારવામાં આવ્યું હતુ એવું તે સાબેત કરે તો તે બસ છે. ૨૧ વી. રી. ૧૯૬.

૧૩૮—વડીલોપાર્જીત મીલકત વેચાણ અગર ગીરો આપવામાં આવે તો બધામાં ખરીદદારને એટલું જોવાનુ છે કે તે મીલકત આપવાને જરૂર થાય તેટલો તે મીલકત ઉપર તગાજો છે. હુકમનામુ થએલુ હોય, જપ્તી થએલી હોય, અને લીલામનાં જાહેરનામાં થએલાં હોય તો તે પુકત રીતનો તગાજો છે. ૧૪ વી. રી. ૭૨.

૧૩૯—એક હીંદુ દીકરાએ પોતાની તરફથી તથા પોતાની નાહાની વયના ત્રણ ભાઈઓ તરફથી તેની કબુલત વીના કેટલીક વડીલોપારજીત મીલકત બાપે વેચાંણ આપેલી તે વેચાંણ રદ કરાવવાને દાવો કર્યો. તેમાં ઠરાવેલુ છે કે જે દેવું આપવાને તે મીલકત વેચવામાં આવી છે. તે આપવાની કુટંબની એક સરણી જરૂરી નહી હતી એવું સાબેત કરવાનો બોજો જીલ્લા જડજે વાદીને સીર નાંખેલો છે તે બરોબર છે ૨ મુંબાઇ. ૨૩.

૧૪૦—સામાન્ય નીયમ તરીકે જો કે વડીલોપારજીત મીલકત આપવામાં આવેલી હોય તે જરૂરના કારણસર આપવામાં આવી હતી એવો દાવો રાખનારના ઉપર તે આપનારના અખત્યાર પૈકીનો તે વ્યહવાર છે એમ બતાવવાનો બોજો રહેછે તોપણ અમુક હકીકત હોય તો તે બોજો ખસી શકે છે. આવા કામોમાં કેટલો પુરાવ જોઇએ એ વીશે કાંઈ નક્કી નીયમ ઠરાવી શકાતો નથી. ૩ વાબ્યપ્રાંત. ૪ તથા ૮.

૧૪૧—કારનાવાનને નાણાં ધીર્યાની જરૂરી બાબત પુરાવનો બોજો કોને શીર રહેછે એ વીશે કાંઈ હમેશાં એક અનુમાન થઇ શકતુ નથી. ઇ. લો. રી. ૫ મદ્રાસ ૨૦૧.

૧૪૨—હીંદુ વીધવા પોતાના નાહાની વયના દીકરાના વાલી તરીકે અને તે દીકરાની ખોરાકી પોશાકી સારૂ મીલકત વેચાણ આપે તો ખદીદદારે તે વેચાણ આપવાની જરૂરી હતી એમ બતાવવું જોઈએ. પણ તે

નાણાં તેમાં વાપરવામાં આવ્યાં છે એમ જોવાની તેને જરૂર નથી. ૭ વી. રી. ૨૩—૧૦ વી. રી. ૮-૯ વી. રી. ૫૦૧.

૧૪૩—એક હીંદુ વીધવાએ પોતાના ધણીની મીલકતનો એક ભાગ બીજાને આપ્યો. તો તે વીધવાની પ્રથમની નીતી અગર સારી ચાલ સાબેત કરવાને કીમતી અવેજ આપી ખરીદ કરનાર હોય તે બંધાએલો નથી તેમ વેચાણની કીમતનો યોગ્ય ઉપયોગ કરવામાં આવેલો છે તે વીશે જવાબ દેવાને બંધાએલો નથી. પણ નાણાં કરજે લેવાને કાયદેસર જરૂરી કાંઈક હતી એમ નક્કી કરવાને તત્પરતા વાપરવાને તે બંધાએલો છે અને પોતે જે નાણાં ધીરેલાં તે બાબતમાં જે હકીકત હોય તે તેણે વ્યાજબી રાહે સાબેત કરવી જોઇએ એમ આશા રાખી શકાય છે. જરૂરીના કારણથી હીંદુ વીધવાએ કરેલા વેચાણમાં ખરીદદાર વ્યાજબી કીમત આપે અને શુદ્ધ બુદ્ધીથી વર્તે તો વેચાણની કીમતના બે ત્રતીઆઉંસ લેણદારોને આપવામાં આવે એટલી ફકત હકીકતથી તેનું વેચાણ ખત નાબુદ થતુ નથી. કારણ કે વેચાણની કીમત યોગ્ય રીતે વાપરવામાં આવી છે કે નહી તે જોવાને ખરીદદાર બંધાએલો નથી. પી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૮૫.

૧૪૪—ધણી તરફથી વારસામાં મળેલી મીલકત વીધવા બીજાને આપે અને જે મીલકત ઉપરની જવાબદારીનો અમલ કરવાને કોઈ લેણદાર માગે તો તે મીલકત આપ્યાનો વ્યહવાર કેવી રીતનોછે એમ ઓછામાં ઓછુ બતવવાને અને નાણાં કબુલ કરેલી જરૂરીઓમાંની એક જરૂરી સારૂ જોઇતા હતા એવુ કહેવામાં આવેલુ હતું તે વ્યાજબી કારણોથી નાણાં ધીરવામાં તેણે માન્યુ હતુ એમ બતાવવાને તે લેણદાર બંધાએલો છે. ઇ. લો. રી. ૬ કલકતા ૮૪૩—૮ ક. લા. રી. ૩૬૧-૮ ઇંડીયન અપીલ્સ ૮-૯૬ મું. ૨૧૧.

૧૪૫—ધણીની મીલકત વીધવાએ બીજાને આપેલી તે ઉપર વાંધો લેવાને હક્કદાર સખસે તે આપવું રદ કરવાને દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ વીધવાએ લખી આપેલાં ગીરો ખતની રૂઈએ તે મીલકત ઉપર માહારો હકક છે એમ સાબેત કર્યું છે એટલુંજ નહી પણ મેં જે કરજ ધીરેલુ છે તે પાછળથી થનાર વારસના વીરૂદ્ધ તે વીધવાનો જે કારણસર મીલકત બીજાને આપવાનો હક્ક થાય તે કારણસર ધીરેલુ છે એમ પણ તેણે સાબેત કરેલુ છે તે ઉપરથી એમ નીકળતુ નથી કે વાદીનો આ સમાન્ય નીયમ પ્રમાણે ખાસ પુરાવ માગવાનો હકક છે તે જ્યાંસુધી લેણદાર વીરૂધ બતાવે નહી ત્યાં સુધી પણ તે હકક નથી. અને જો એમ કહેવો હોય કે ગીરો ખત શુદ્ધ બુદ્ધીનું નથી તો તે સાબેત કરવાનો બોજો તેને શીર છે. ૧૦ વી. રી. ૪૭-૧૧ મુર ઇંડીયન અપીલ્સ ૧૧૯.

૧૪૬—કુટંબના મુખ્ય સખસના ઉપરના હુકમનામાની બજાવણીમાં કુટંબી મજીયારી મીલકત વેચાણ અને શુદ્ધ બુદ્ધીથી કીમતી અવેજ આપીને ખરીદ કરવામાં આવી તો કુટંબના જે અંગભુતો તે વેચાણ વીશે વાંધા લેતા હોય તે અંગભૂતોને શીર તે હુકમનાનું બરોબર નથી એમ બતાવવાનો બોજો છે, ૨૪ વી. રી. ૨૮૧.

૧૪૭—એક વીધવાએ પોતાના ધણીને મીલકતનો હીસ્સો વારસામાં મળેલો અને જે તે ધણીના ભાઇએ ગીરો આપેલો અને તે ગીરોની રૂઈએ થએલા હુકમનામાની રૂએ વેચવવામાં આવ્યો તે લેવાને દાવો કર્યો. તેમાં એવો સવાલ ઉતપન થયો કે જે નાણાં બાબત

તે બાઇએ તે મીલકત ગીરો આપેલી તે નાણાં તેના પોતાના ખાનગી ઉપયોગને સારૂ હતાં કે કુટંબના ફાયદાને સારૂ હતાં. તેમાં ઠરાવ્યુ છે કે તે નાણાંમાંથી વાદીને કાંઇ ફાયદો મળેલો છે એવું બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે ૨૨ વી. રી. ૧૭૧.

**૧૪૮**—મદ્રાસ ઈલાકામાં વીરૂદ્ધ બતાવવામાં આવે નહીં ત્યાં સુધી હીંદુ બાપે કરેલુ વેચાણ બળવાન છે એવું કાંઇ કાયદેસર અનુમાન થતુ નથી માટે તે વેચાણના કરારનો વીશેશ રીતે અમલ કરવાને બાપના ઉપર દાવો કરવામાં આવે તો તે વેચાણ બાબત દીકરો વાંધો લેઇ શકે છે. માટે તે વેચાણ કરવાની જરૂરી હતી એવો પુરાવ આપવાને વાદી બંધાએલો છે. ઇ. લો. રી. ૫ મદ્રાસ ૩૩૭.

**૧૪૯**—બાપે કસુર કરવાથી ચડેલી સાંથ બાબત મીલકત વેચવામાં આવી તે દીકરાએ ખરીદ કરી અને તે ખરીદ કરતી વખતે તે બાપ તથા દીકરો ભેગા રહેતા હતા. તેમાં ઠરાવ્યું છે કે તે મીલકત શુદ્ધ બુદ્ધીથી ખરીદ કરવામાં આવી છે એમ સાબેત કરવાનો બોજો તે દીકરાને શીર છે ૭ વી. રી. ૨૭૫.

**૧૫૦**—હીંદુશાસ્ત્ર પ્રમાણે વહીવટદાર પાસેથી શુદ્ધ બુદ્ધીથી મીલકત બચાવવાના કારણસર અગર મીલકતના ફાયદા સારૂ તે મીલકત ઉપર જવાબદારી ઉતપન કરાવી લેવામાં આવે તો તેવા કામોમાં પુરાવના બોજા વીશે જે સવાલ છે તેનો જવાબ સામાન્ય રીતનો નથી. પણ હકીકત પ્રમાણે યોગ્ય રીતનુ જુદુ જુદુ અનુમાન કરવામાં આવે છે. ૬ ઇંડીયન અપીલ્સ ૩૯૩—૧૮ વી. રી. ૮૧.

**૧૫૧**—ત્રણ ભાઈઓએ પોતાની નાની વયમાં વાલી તરીકે બીજા બે ભાઈઓએ મીલકત જરૂર રીવાય અને ખરીદદાર સાથે મળી જઈને વેચેલી તે લેવાને દાવો કરેલો છે. તેમાં ઠરાવ્યું છે કે તે વેચાણ કપટ ભરેલુ અને સાજસનું છે એ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૭.

**૧૫૨**—એકાદા સખસની નાની વયમાં તેની મીલકત તેનો વાલી વેચે અને તે પાકી વયનો થયા પછી તે વેચાણ વીશે વાંધો લેતો તેમાં જે સખસ તે વેચાણ મંજુર રખાવવાને માગતો હોય તેને શીર તે વેચાણ બરોબર છે એમ બતાવવાનો બોજો છે. ૯ વી. રી. ૨૯૭.

**૧૫૩**—સને ૧૮૫૮ ના આક્ટ ૪૦ ની ક. ૧૮ પ્રમાણે કરેલુ વેચાણ કપટ અગર કાયદા વીરૂધ થયાનુ કારણ બતાવીને રદ કરાવવાને વાદી માગતો હોય તો તે હકીકત સાબેત કરવાનો બોજો તથા વેચાણના અવેજવાળુ દેવું આપવાને સગીર જવાબદાર નહી હતો તે બતાવવાનો બોજો વાદીને શીર છે. ઇ. લો. રી. ૫ કલકતા ૩૬૩, ૫ કલકતા લો. રી. ૩૭૪.

**૧૫૪**—તારવાડની મીલકત ઉપર જવાબદારી થાય અને તારવાડના ઉપયોગને સારૂ મલબાર તારવાડના કાર્નાવાંને કરજ કાહાડેલુ છે એમ કાંઇ કાયદા પ્રમાણે અનુમાન થતુ નથી. માટે લેણુદારે પ્રથમ એમ બતાવવુ જોઈએ કે તે કરજ કાહાડનારને તે તારવાડ તરફથી એજંટ અગર વહીવટદાર તરીકે કરજ કાડવાનો અખત્યાર હતો અને તેમ મેં અમુક વખતે માનેલુ હતુ માટે જો લેણુદાર આ હકીકત સાબેત કરે તો કરજ કાહાડનારે અમુક કામમાં પોતાના અખત્યાર પર્ઈકી કામ કરેલુ નથી એમ બતાવવાનો બોજો તારવાડ-

ને શીર છે. ૪. લો. રી. ૩ મદ્રાસ ૨૮૮.

૧૫૫—મીલકત ઉપર વારસના હકક વીશે તકરાર ના હોય અને તેના કબજાને ફકત વડીલ તરફથી કરી આપેલા વેચાણ ખતથી હરકત થતી હોય તો જે પક્ષકારનો કબજો હોય અને જે હરકત કરતો હોય તેને શીર તે વેચાણ ખત સાબેત કરવાનો બોજો છે. ૧૪ વી. રી. ૨૭૫.

૧૫૬—એક બીજા સખસનો સબંધ હકક ખરીદ કરનાર તે ખરીદ કરવામાં યોગ્ય રીતે શું આવી શકે છે તે બતાવવાને બંધાએલો છે. ૩ વાબ્યપ્રાંત ૧૦૮.

## ખોરાકી પોશાકી.

૧૫૭—એકાદી વીધવાને પોતાના મરનાર ધણીની જમીન સબંધી તે જમીનમાંથી પોતાનો ફકત ખોરાકી પોશાકીનો હક્ક છે તે હકકને મળતો આવે નહી તે પ્રમાણે માલેકપણાનાં કૃત્યો કરવા દેવામાં આવેલાં હોય તો ફકત ખોરાકી પોશાકી સીવાય તે વીધવાનો કાંઇ બીજો વધારે હકક નથી એવું સાબેત કરવાનો બોજો તે કહેનારને શીર છે. ૩ વાબ્યપ્રાંત ૧૨.

## સ્રીધન.

૧૫૮—હીંદુ ઓરત ધણીના દેવાની જવાબદારીમાંથી મીલકત બચાવવાને માગતી હોય તો તેણીએ સ્પષ્ટ બતાવવુ જોઇએ કે માહારૂં સ્રીધન હતું અને તે મીલકત, શુદ્ધ બુદ્ધીથી માહારી પોતાની પુંજીથી ખરીદ કરેલી છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૯૦.

૧૫૯—અમુક મીલકત સ્રીધન છે એવું સાબેત કરવાનો બોજો જે ઓરતનુ તે સ્રીધન કહેવામાં આવતુ હોય તે ઓરત તરફથી દાવો રાખનારને શીર છે. ૧ વી. રી. ૧૦૭, ૨ વી. રી. ૩૨૬.

## ધણીધણીઆણી.

૧૬૦—જે કામમાં એમ માલમ પડતુ હોય કે ધણીયાણી સ્થાવર મીલકતનો હકક તે ધણીયાણીએ લખી આપેલા વેચાણ ખતથી ધણીને આપેલો છે તો પછી તે ધણીયાણી તે મીલકત લેવાને દાવો કરે તો તે દાવામાં પુરાવનો બોજો તેણીને શીર છે. ૮ વી. રી. ૩—૧૧ મુર ઇંડીયન અપીલ્સ. ૪૫૧.

૧૬૧—એક મુસલમાન સ્રીએ છેડો છુટકો કર્યા પછી તે કરતા પહેલાં જે પોતાની મીલકત ધણી પાસે હતી તે લેવાને દાવો કર્યો. ધણીનો કબજો તે ધણીયાણીનો કબજો છે માટે તે મીલકત ઉપર ધણીનો હક્ક છે એવું સાબેત કરવાનો બોજો ધણીને શીર છે ૯ વી. રી. ૧૫૩.

૧૬૨—વાદીના બાપને પોતાની ઓરત તરફથી બક્ષીસ મીલકત મળેલી અને તે ત્રીસ કરતાં વધારે વરસોથી બાપ દીકરાના કબજામાં તે મીલકત હતી ને લેવાના દાવામાં ઠરાવેલુ છે કે 'ધણીધણીયાણીનો એકઠો કબજો હતો માટે વાદીની' એમ સાબેત કરવાની ફરજ છે કે તે માહારો કબજો તે માહારા પોતાના હીસાબે હતો. ૧૧ વી. રી. ૫૧૩.

## વચમાં આવનારાઓ.

૧૬૩—કબુલતની રૂઇએ સાંથ લેવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી હોય કે સાંથ વાદીને આપવામાં આવી નથી. પણ વચ્ચમાં આવનાર સખસને આપેલી છે અને પ્રતીવાદીની તે તકરારને વચ્ચમાં આવનાર પક્ષકાર પુષ્ટી કરતો હોય તો પ્રથમ તે પ્રમાણે આપવામાં આવેલી છે અને ભોગવટો થએલો છે તે સાબેત કરવાનો તદન બોજો તે વચ્ચમાં આવનાર પક્ષકારના ઉપર છે અને જ્યાં સુધી તેના વચ્ચમાં આવવાનો નીકાલ કરવામાં આવે નહીં ત્યાં સુધી વાદીએ પોતાનો હક્ક અગર કબુલત સાબેત કરવાની જરૂર નથી.

૧૧ વી. રી. ૩૧૯ તથાં ૩૬૬.

૧૬૪—સને ૧૮૫૯ ના આક્ટ ૧૦ ની કા. ૭૭ પ્રમાણે એક "હુકમનામાથી રીતસર એક સખસનો કબજો" છોડાવવાને દાવો કરેલો તો તેમાં તેવો હક્ક સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૭ વી. રી. ૧૪૯.

૧૬૫—સને ૧૮૫૯ ના આક્ટ ૧૦ ની ક. ૭૭ પ્રમાણે કલેકટરના ઠરાવનો હેતુ રૂહે નહીં" એ પ્રમાણે વચ્ચમાં આવનારના લાભમાં થાય" તે સારૂ જે પક્ષકારનો હક્ક હોય તેણે પોતાને હક્ક ઠરાવવાનો દાવો કરવો જોઇએ અને તે ફક્ત મોઘમ. એમ કહે કે કબજો ગએલો છે અને તેથી હક્ક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર નાંખે તે બસ નથી. ૧૧ વી. રી. ૫૭૩.

૧૬૬—વાદીનો દાવો સાંથ લેવાનો છે તેમાં ઠરાવેલુ છે કે વાદી પોતાના દાવાની હકીકત સાબેત કરવાને બંધાએલો છે પરંતુ આ કામમાં અમુક ગામ હયાતમાં છે કે નહી એ સવાલ વીશે નીર્ણય કરાવવાને બેઉ પક્ષકારે કબુલ કરેલું છે. માટે પ્રતીવાદી સ્પેશીયલ અપીલમાં નવી હકીકત બતાવી શકતો નથી. ૧૧ વી. રી. ૨૭૭.

૧૬૭—પેટા સાંથે રાખનાર પાસેથી લાખીરાજ જમીનના ખરીદદારે સાંથ લેવાને દાવો કરેલો હતો. તે સને ૧૮૫૯ ના આક્ટ ૧૦ ની કા. ૭૭ પ્રમાણે ચડતા દરજ્જાનો જમીનનો માલેક વચ્ચમાં આવવાથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો છે. તેમાં ઠરાવ્યુ છે કે રેગ્યુલર દાવામાં વાદીએ જે કરવાનુ છે તે એટલું સાબેત કરવાનું છે કે તેનો પેટા સાંથે રાખનાર પાસેથી સાંથ લેવાનો હક્કછે. તેની પોતાની જમીન બળવાન રીતે લાખીરાજ છે એમ સાબેત કરવાને તેને જરૂર નથી. ૧૨ વી. રી. ૧૯૭.

૧૬૮—વાદીએ અમુક મીલકતનો કબજો લેવાને દાવો કરેલો છે એવું કહીને કે તે મીલકત મે ह પાસેથી ખરીદ કરીછે અને તેણે પોતાનુ લીધેલું વેચાણ સાબેત કર્યું છે પછી हની મા ब એ વચ્ચમાં આવી તકરાર કરી છે કે તે મીલકત માહારી છે અને તે માહારે પોતાના માટે ખરીદ કરવામાં આવી છે અને ह ની તરફથી ખરીદ કરવામાં આવી નથી. તેમાં ઠરાવ્યું છે કે હક્ક સાબેત કરવાનો ब ને શીર બોજો છે. ૮ બં. લો. રી. ૧૮૨—૧૦ વી. રી. ૫૨.

૧૬૯—અમુક મીલકતનો કબજો લેવાને રજીસ્ટર થએલા કબાલાની રૂહએ દાવો કરવામાં આવેલો તેમાં અપીલવાળાએ વચ્ચમાં આવીને કહ્યું કે વાદીને વેચાંણુ આપનાર પાસેથી એ પ્રથમથી તે મીલકત ખરીદ કરેલી છે તેથી તેને પ્રતીવાદી કરવામાં આવ્યો. વાદીએ અસલ પ્રતીવાદી વીરૂદ્ધ પોતાનો હક્ક સાબેત કર્યો તેથી નીચેની કોર્ટે ઠરાવ્યું છે કે જે અપીલવાળાનો કબજો ખરી રીતે છે એમ બતાવવામાં આવ્યુ નથી. તે અપીલવાળાનુ કહેવું સાબેત કરવાનો બોજો તેને શીર છે. તેમાં ઠરાવ્યું છે કે નીચેની કોર્ટોએ તે પ્રમાણે ઠરાવ કર્યો છે તે બરોબર છે. ૭ કલકતા. લો. રી. ૫૫૦.

૧૭૦—વાદીએ વારસાના હક્કથી પ્રતીવાદી પાસેથી કાયદા વીરૂદ્ધ નહી અગર જબરાઈથી નહી તેવો જમીનનો 'કબજો લેવાને દાવો 'કરેલો છે તે જમીનની સાંથ લેવાને પ્રથમ દાવો કરવામાં આવેલો તેમાં વાદી વચ્ચમાં પડેલો હતો. અને તેમાં ઠરાવેલુ છે કે તેનો ખરી રીતે ભોગવટો થએલો નથી. તો તે મીલકત અસલ મેળવનારના વારસામાં તે લેવાનો તેનો હક્ક છે એવું સાબેત કરવાને તથા તે મીલકત ઉપરનો પોતાનો હક્ક સાબેત કરવાને તે બંધાએલો છે. ૮ વી. રી. ૨૫૮.

૧૭૧—કબુલત લેવાને દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ વાદીનો હક્ક કબુલ કર્યો પણ સને ૧૮૫૯ ના આક્ટ ૧૦ ની કા. ૭૭ પ્રમાણે ત્રીજા પક્ષકારે વચ્ચમાં આવી કહ્યું કે ખરી રીતે સાંથ મને મળે છે અને હું ભોગવું છું. તેમાં ઠરાવ્યું છે કે તે હકીકત સાબેત કરવાનો બોજો તે વંચ્ચમાં આવનાર પક્ષકાર ઉપર છે. અને વાદીના ઉપર તેને પોતાનો કબજો સાબેત કરવાનો બોજો નથી. ૩ બં. લો. રી. ૬૧–૨ વી. રી. ૩૬.

૧૭૨—અમુક મીલકતનુ ગીરો સ એ ખરીદ કરેલું તે તેણે ગ ને વેચાંણ આપ્યું. અને ગ એ ગીરો છોડાવવાનો હક્ક બંધ કરાવી કબજાનુ હુકમનામુ મેળવ્યું અને તે ડબલ્યુને વેચાણ આપ્યુ. પછી એક પક્ષકારે તે ડબલ્યુ અને રૈયતની વચ્ચમાં આવીને ચડેલી સાંથ લેવાને દાવો કર્યો, તેમાં ડબલ્યુ હાર્યો. એવા કારણથી કે તે ગીરો થયા પછી ગીરો આપનાર પાસેથી મીરાસપટો કરાવી લીધો છે તેથી રૈયત પાસેથી સાંથ લેવાનો માહારો હક્ક છે એવો ડબલ્યુએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે વાદીને કબજો સાબેત કરવાની જરૂર નથી. પણ કબજાની ખામી છે એવુંજ તેણે કારણ બતાવ્યું છે અને તે વાપરવાના ભોગવટામાં તેને અટકાવ થએલો છે એવું તેનુ દાવાનુ કારણ છે. વળી ઠરાવ્યું છે કે તે બોજાથી તે મીલકતની ઉપજને હરકત થએલી નથી. એવું બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૨ વી. રી. ૧૯.

**જમીનના માલેક અને સાંથે રાખનાર.**

૧૭૩—એક જમીનદાર તરફથી એક રૈયતનો દાણી જમીનનો કબજો હતો અને તે રૈયતે કહ્યું છે કે તે જમીનના એક અગર બે કકડા મારા કબજામાં જુદા હકકથી છે. તો તેનુ તે કહેવું સાબેત કરવાનો બોજો તેને શીર છે. ૭ વી. રી. ૫૩૫.

૧૭૪—ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ જે સ્વતંત્ર હક્ક કહેલો છે તે સાબેત કરવાનો બોજો પ્રતીવાદીઓને શીર છે અને જો તે પ્રમાણે તે સાબેત કરી શકે નહી તો, વાદીએ પ્રથમ દર્શનીક રીતે જે હક્ક શાબેત કરેલોછે તે ચાલવો જોઈએ. ૧૪ વી. રી. ૨૨૬.

૧૭૫—બે સરખા સાંથે રાખનારાઓ એકજ જમીનના માલેક તરફથી હતા તેમની વચ્ચે કબજો રાખવાના દાવામાં તેમાંના એકે બીજાનો સાંથે રાખ્યાનો પટો કબુલ કરેલો છે અને એવી તકરાર કરી છે કે તે બીજાએ તે પટો છોડી દીધો છે. અને મને પટો કરી આપવામાં આવ્યો છે તો જે સખસે તે પ્રમાણે કહેલું તેને શીર પુરાવનો, બોજો છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૪૭.

૧૭૬—વાદીએ પ્રતીવાદીનો સાંથે રાખવાનો હક્ક માહારી તરફથી મળેલો છે એવુ ઠરાવવાને દાવો કર્યો. તો તેમાં પુરાવનો બોજો વાદીને શીર છે કારણ કે જે હક્કથી તે ઠરાવ કરાવવાને માગે છે. તે હક્ક તેણે સખત રીતે સાબેત કરવો જોઈએ. ૯ વી. રી. ૧૫૪.

૧૭૭—ઠરાવેલું છે કે પ્રતીવાદીએ પોતાનો પટો મુકરરી છે એવી તકરાર કરી છે તો તે સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને સીર છે. ૧૦ વી. રી. ૯

૧૭૮—ચડતા દરજ્જાના કબજેદાર અગર વહીવટદાર બક્ષીસ આપેલી મીલકતનાછે તેમની તરફથી ખાદીમો તરીકે કેટલાક સખસોનો લાંબી મુદતનો કબજો હતો અને કાયમ ખાદીગી હક્કનો કબજો રાખવાને દાવો કરવામાં આવેલો છે. એવું કહીને કે ખોટી વર્તણુંક ચલાવ્યા શીવાય અગારી પાસેથી કબજો છોડાવી શકાતો નથી. તેમાં પુરાવનો બોજો તે સખસોને શીર છે. ૬ વી. રી. ૮૯.

૧૭૯—એક હુકમનામાની બજાવણીમાં માહાલમાંનો માલકી હક વેચાવવામાં આવેલો તેમાં એક સખસે કહેલુ છે કે તે વેચાણ વખતે તે જમીન સર તરીકે માહારા કબજામાં હતી માટે તેને શીર પુરાવેનો બોજો છે. ૪. લો. રી. ૬ અલ્હાબાદ ૨૮૬.

૧૮૦—આયમાં જમીન ઉપર વડીલ તરફથી વાદી દાવો રાખે છે અને તે વડીલને તે જમીન રાખવાને કલેક્ટરે પરવાનગી આપી હતી. અને વાદીએ પોતાનો સદરહુ હક પ્રથમ દર્શનીક રીતે સાબેત કરેલો છે માટે તે જમીન પ્રતીવાદીની છે અગર વાદીના વડીલ પાસે એક વખતે આયમાં જમીન તરીકે હતો તેવી તે નથી. તે સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૫૦.

૧૮૧—અમુક જમીન બીજાને આપવા લાયક છે એવું વાદી કહેછે તો તે સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૪ કલકતા લો. રી. ૨૯૮.

૧૮૨—ખોટી ગામમાં ખેડુતોના કબજામાં જમીન છે તે ખેડુતો પાસેથી સાંથ લેવાને કબુલીયતદારે ખોટો દાવો કરેલો છે તેમાં તે જમીન ખોટી છે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીર નથી. પણ ખોટી મીલકતની જમીનના કબજેદારે એમ સાબેત કરવું જોઈએ કે દેશના રીવાજ પ્રમાણે સાંથ આપવાને મને છુટી છે. ૯ મુંબાઇ ૨૭૮.

૧૮૩—કાપી નાખેલા ઝાહાડોની કીમત લેવાને જમીનદારે દાવો કરેલો છે તો તે જમીન ઉપરનો હક ખાસ પ્રકારનો છે એમ સાબેત કરવાનો બોજો તે જમીનદારને શીર છે. ૨ વી. રી. ૧૨

૧૮૪—જમીનદારે અમુક જમીન માહારી છે અને મેં ઝાહાડ રોપવાને આપી હતી એમ સાબેત કરવાનુ છે. અને તેવો પુરાવ ના હોય તો કબજેદાર પોતાના લાંબા કબજા ઉપર આધાર રાખી શકે છે ૨ આગ્રા. ૧૬૧

૧૮૫—જમીનદારે પોતાની મીલકત અંદરની જમીનનો કબજો લેવાને દાવો કરેલો છે તો તે કબજો લેવાનો તેનો પોતાનો હક છે એમ સાબેત કરવાનો બોજો તેને શીર છે. ૮. વી. રી. ૧૯૧.

૧૮૬—ઠરાવેલુ છે કે જમીનને નીમવામાં આવેલો છે તે બરોબર નથી અને વાદીએ પોતાનો દાવો સાબેત કરવાનોછે કારણ કે તેણે કહેલુ છે કે માહારો કબજો લેઈ લેવામાં આવ્યો છે. ૧૪ વી. રી. ૧૯૦.

૧૮૭—અમુક જમીનનો કબજો લેવાના દાવામાં જમીનદારે તે જમીનનો કીયો ભાગ નીલા તરીકે પટે આપ્યો છે તે સાબેત કરવાને પુરાવ આપવાનો છે અને તેવો પુરાવ ના હોય તો તમામ જમીન સાંથે રાખનારને પટે આપી છે એમ સમજવું જોઇએ. ૨૫ વી. રી. ૩૯૮.

૧૮૮—વાદીએ જમીનના એક ભાગનો કબજો લેવાને દાવો કર્યો એવું કહીને કે તે માહારી વડીલોપાર્જીત મીલકત છે. તેમાં પ્રતીવાદીએ તે કબજો કબુલ કર્યો. પણ તકરાર કરી છે કે તે માલેક નથી પણ સાંથે રાખનાર તરીકે તેનો કબજો છે. તેમાં ઠરાવ્યું છે કે પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૫ વી. રી. ૩૨.

૧૮૯—જમીનના હક સાથે સામાન્ય રીતે કાયદેસર હક એક સખસ વાપરતો હોય તેમાં બીજો પક્ષકાર હરકત કરે તો તે પક્ષકારે તે હરકતના કારણોનો પ્રથમ દર્શનીક પુરાવ આપવાનો છે. ૧ ઈંડીયન જ્યુરીષ્ટ. ૨૨ માર્સ ૨૮—૧ હે. ૬૫.

૧૯૦—એક મંદીરના ટ્રસ્ટીએ કબજો છોડવાની નોટીસ આપીને પ્રતીવાદી પાસેથી

કબજો છોડાવવાને દાવો કર્યો તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીનો જમીન ઉપર હક્ક છે તે લગતો કબજો રાખવાનો હક્ક સાબેત કરવાનો બોજો વાદીના ઉપર છે. ઇ. લા. રી. ૫ મદ્રાસ ૩૪૫.

૧૯૧—એક જમીનદારે દાવો કરેલોછે એવું કહીને કે સાંથે રાખનાર માહારા પ્રતીવાદીએ મહારી જમીન ઉપર તળાવ ખોદ્યું છે તો તે ખોદવાનો હક્ક છે એમ બતાવવાનો બોજો પ્રતીવાદીને શીરછે. ૮ બં.લા. રી. ૬૯.

૧૯૨—એક મીલકતમાંના એક ભાગના માલેકનો કાંઈ જમીનદારી હક્કનો કબજો નહી હતો માટે જો સાધારણ રીતે સાંથે રાખનારનો જે હક્ક હોય છે તે કરતાં વધારે હક્ક રાખે તો તેને પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવ રજુ કરવો જોઈએ પરંતુ તે ભાગ જમીનદારે વાવેલો છે એમ કબુલ કરવામાં આવ્યું છે. અને જમીનદારી હક્ક વેચવામાં આવ્યો ત્યારે પણ તેણે તે કારાણે રાખેલોછે તો તે ભાગમાં તે જમીનદારનો સાંથે રાખનાર વાવે અને તેનો જે ફક્ત હક્ક થાય તે કરતાં વધારે હક્ક નથી એવું સાબેત કરવાનો બોજો ખરીદદારને શીર છે. ૩ આગ્રા ૩૬૯.

૧૯૩—ઠરાવેલુ છે કે કબુલાત આપવાથી પ્રતીવાદીએ વાદી જમીનનો માલેક છે એમ કબુલ કરેલુ છે તો પ્રતીવાદીને સીર તેની તકરાર સાબેત કરવાનો બોજો છે. માર્સ. ૫૪ ૧ હે. ૨૨૮.

૧૯૪—અમુક દર વીશે જે હું દાવો રાખુ છું તે બરોબર અને વ્યાજબી છે એવું સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૧૫ વી. રી. ૪૨૦.

૧૯૫—સાંથ લેવાના દાવામાં રૈયતે એવી તકરાર કરી કે જે જમીનની સાંથ લેવાને દાવો કરવામાં આવ્યો છે તે જમીનનો ભાગ પડતર અને લાખી રાજ છે તો તે જમીનની સાંથ પ્રથમ આપવામાં આવી હતી એવુ સાબેત કરવાનો બોજો તે જમીનના માલેકને શીર છે. ૫ વી. રી. ૪૪–૧૫ વી. રી. ૧૧૫ માર્સ ૫૨૭–૬ વી. રી. ૧૮–૭ વી. રી. ૪૪.

૧૯૬—સાંથ લેવાના દાવામાં સાંથે રાખનાર વસુલ આપી છે એવી તકરાર કરે તો, તે સાબેત કરવાનો બોજો તે સાંથે રાખનારને શીર છે. ૧ વી. રી. ૨૬૪—૧ વી. રી. ૧૫૫.

૧૯૭—સાંથ લેવાના દાવામાં પ્રતીવાદી તે જમીનના માલેક અને સાંથે રાખનારના સબંધનો ઈનકાર કરતો હોય, અને એમ કહેતો હોય કે મેં તે સાંથ વચમાં આવનારને આપેલી છે તો, તે વચમાં આવનારનું વચમાં આવવું રદ કરવામાં આવેલુ હોય તેથી બસ થતુ નથી. પરંતુ પ્રતીવાદી તે વાદીનો ખેડુત છે કે નહી તે વીશેની તપાસ કરવાનુ કોર્ટને રહેછે. ૧૩ વી. રી. ૨૫૯.

૧૯૮—સાંથે રાખનારાઓ ઉપર સાંથ લેવાને દાવો કરવામાં આવે અને તેમાં સાંથે રાખનાર એવી તકરાર કરે કે મને પટો આપનાર કરતાં વધારે હક્કવાળાએ માહારી પાસેથી કબજો છોડાવેલો છે માટે જો તેની પાસેથી કબજો ગએલો હોય તો જેટલી જમીનનો કબજો ગયો હોય તેટલી જમીનના પ્રમાણમાં તે સાંથની વહેંચણ કરવાની છે. સાંથ વ્યાજબી રાહે કેટલા દરની આપવી જોઈએ તે બતાવવાનો બોજો પટે આપનારને શીર છે. ૧૨ વી. રી. ૧૦૫.

૧૯૯—અમુક ગોઠવણ પ્રમાણે સાંથ લેહેણી થએલી તે લેવાના દાવામાં પ્રતીવાદીએ તે ગોઠવણ ના કબુલ કરી છે તો વાદીએ તે ગોઠવણ સાબેત કરવાની છે. ૮ વી. રી. ૫૦૫

૨૦૦—એક ભાગીદારે સાંથ લેવાને દાવો કરેલો તેમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી છે કે જે સખસનો તમામ સાંથ લેવાનો હકક છે તેને હું તમામ સાંથ આપવાને બંધાએલો છું અને બીજી રીતે મને કાંઈ બંધન નથી. માટે તે સાંથના ભાગ બાબત દાવો કરવાનો વાદીનો હકક છે એમ બતાવવાનો બોજો વાદીને શીર છે. ૨૦ વી. રી. ૭૬.

૨૦૧—ઠરાવેલું છે કે પ્રતીવાદીએ વસુલની તકરાર કરેલી છે અને જે વસુલ કબુલ કરવામાં આવેલું છે તે ૧૨૮૩ ની સાલની ચડેલી બાકી બાબત આપવામાં આવેલું છે એમ સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે. ઇ. લો. રી. ૭ કલકતા ૫૮૨.

૨૦૨—ઠરાવેલુ છે કે પટાની મુદત પુરી થયા પછી પ્રતીવાદીએ કબજો રાખેલો છે એમ વાદીએ સાબેત કરવાનુ છે. ૭ બં. લો. રી. ૧૧-૧૫ વી. રી. ૪૫૪.

૨૦૩—હકીકત પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે કે પ્રતીવાદીએ આઠ આનાનો વ્યાજબી દર છે એમ કહેલુ છે માટે તે સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે. ૮ ક. લો. રી. ૪૨૬.

૨૦૪—ચડેલી સાંથ લેવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી છે કે જે જમીનની સાંથ માગવામાં આવી છે તે જમીનના ફકત ભાગનો કબજો મને મળેલો છે પણ પ્રતીવાદીએ ચાર અગર પાંચ વરસ સુધી સાંથ આપી હતી. માટે ઠરાવેલુ છે કે પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૦ કલકતા લો. રી. ૫૫૫.

૨૦૫—ચડેલી સાંથ લેવાને તથા તે નહીં આપવાથી કબજો છોડાવવાને દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ દાવાવાળા દરની તથા વાદીને એકલો દાવો કરવાના હકકની તકરાર કરેલી છે તેમાં ઠરાવેલું છે કે તે દર તથા હું એકલો માલેક છું એ બતાવવાનો બોજો વાદીને શીર છે. ૨૩ વી. રી. ૨૮૯.

૨૦૬—યોગ્ય રીતે નોટીસ બજાવ્યાનો પુરાવ કર્યા પછી સાંથે રાખનાર ઉપર કબજો છોડાવવાને જમીનના માલેકે દાવો કરેલો છે. તેમાં કબજો રાખવાનું કાંઇ કારણ છે એવું બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૨૩ વી. રી. ૨૩૮.

૨૦૭—એક સો રૂપૈઆ આંકની અંદરનો કબજો છોડાવવાને દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદી વારસીક સાંથે રાખનારાઓ છે તેમાં તેમણે જવાબ આપ્યો છે કે અમારો મીરાસી કુદરતી હકક તે જમીન ઉપર છે અને તેની સાબેતીમાં તેમણે પુરાવ ગુજારેલો છે અને તે પુરાવ વાદીએ રદ કર્યો નથી. તેમાં નીચેની કોર્ટના વીચારમાં આવ્યું છે કે પ્રતીવાદીનું કહેવું સારા આધારવાળુ છે તે બરોબર છે એમ ઠરાવેલુ છે. ૭ કલકતા લો. રી. ૩૬૯.

૨૦૮—એક જમીનના માલેકે પટો પુરો થએલો છે એવા કારણથી રૈયત પાસેથી કબજો છોડાવવાને દાવો કર્યો. પણ તે પટો પુરો થાય તેવો હતો અને તે પુરો થએલો છે એ વીશે વાદીએ પ્રથમ દર્શનીક પુરાવ આપેલો ના હોય ત્યાં સુધી તે પટો કેવા પ્રકારનો છે એ વીશે સાંથે રાખનારને બોલવાની જરૂર નથી. ૩ કલકતા લો. રી. ૨૦૯.

૨૦૯—એક પટો ફકત કેટલાંક વરસને માટે હતો પણ તે મુદત પુરી થયા પછી સાંથે રાખનારે કબજો રાખેલો તે છોડાવવાને દાવો કરવામાં આવ્યો. તે દાવામાં સ્પષ્ટ રીતે વરસોની હદ બાંધેલી છે અને તે કબજાને લાગુ થાય છે અને તે પટાનો અર્થ કરતાં જ

મીનના માલેકનો ફરીથી કબજો લેવાનો હક થાય છે એવું બતાવવાનો બોજો તે જમીનના માલેકને શીર છે. ૪ વી. રી. ૧-૨ વી. રી. ૫૪.

૨૧૦—મુદત પુરી થાય તેવા પટાની રૂઈએ સાંથે રાખનારનો કબજો હતો અને તે પટામાં ફરીથી કબજો મળવાનો કાંઇ ઠરાવ નહીં હતો. અને તે સાંથે રાખનારે પ્રથમનાં કબજા વીશે કાંઇ કહ્યું નથી અને બીજી બાજુ તરફથી તે વીશે કાંઈ કબુલત આપેલી નથી. માટે તે પટાની મુદત પુરી થએ કબજો છોડાવાને સાંથે રાખનાર બંધાએલો છે અને જો તે વધારે મુદત કબજો રાખવાને દાવો રાખતો હોય તો તે હક તેને સાબેત કરવાનો છે. ૭ વી. રી. ૨૮૩.

૨૧૧—જમીનદારે રૈયત ઉપર જમીનનો કબજો લેવાને દાવો કર્યો તેમાં તે વાદીએ કહેલુ છે કે મેં પ્રતીવાદીને પટો કરી આપેલો છે અને એક કબુલત લીધી છે અને તે પટો પુરો થઇ ગએલો છે. તેમાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો છે કે માહારો કબજો વાદી પાસેથી કોઇ પટાની રૂઇએ નથી. અને તે કબુલત સાચી નથી. અને મેં કબજો રાખવાનો હક કબજો થયાથીજ મેળવ્યો છે. તેમાં ઠરાવેલુ છે કે તે કબુલત સાબેત કરવાનો બોજો વાદીને શીર છે અને પ્રતીવાદીએ કબજો રાખવાનો હક મેળવ્યો છે એમ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર નથી. સબબ તે કબુલત સાબેત કરવાને વાદી નીષ્ફળ થાય અને પ્રતીવાદી કબજો રાખવાનો કાંઇ પણ હક બતાવે નહી તોપણ આ દાવો કાહાડી નાંખવામાં આવે તે બરોબર છે. ૧૦ બં. લો. રી. ૩૨, ૧૯ વી. રી. ૨૧૫.

૨૧૨—જમીનદારે પોતાની મીલકતની અંદરની જમીનનો ખાસ કબજો લેવાને દાવો કરેલો છે તેમાં જો પ્રતીવાદી ગધ્યસ્થ હોય અને જમીનદારને બતલ કરવાનો દાવો પ્રતીવાદી સાબેત કરી શકે નહી તો અલબત વાદીનો હક થાય છે. પરંતુ જો પ્રતીવાદી રૈયત હોય તો સને ૧૮૫૯ના આકટ ૧૦ પ્રમાણે નોટીસ કર્યા પછી પ્રતીવાદીએ કબજો છોડવાની ના કહી હોય એટલીજ ફકત હકીકત ઉપરાંત વાદીએ દાવાનું કારણ બતાવવુ જોઇએ. ૧૬ વી. રી. ૧૫૮, બં. લો. રી. ૧૧૧, ૧૨ વી. રી. ૬, ૧૨ મુર ઇંડીયન અપીલ્સ ૨૮૬.

૨૧૩—સને ૧૮૫૯ ના આકટ ૧૦ ની ક. ૨૩ ની રકમ ૫ પ્રમાણેના દાવામાં કાયદા વીરૂધ કબજો છોડાવ્યાના ફકત સવાલનો નીર્ણય કરાવવાનો હતો તો તેવા કામમાં પુરાવનો બોજો વાદીને શીર છે. ૮ વી. રી. ૩૮૩.

૨૧૪—વાદીએ પટાની મુદત પુરી થયા પછી જમીન ઉપર વાવેતર કરેલુ તે નજીકના સાંથે રાખનાર પ્રતીવાદીએ ઉપયોગમાં લીધું એવા કારણથી કે તકરારી જમીન માહારી છે તેથી તે જમીનનો કબજો લેવાને વાદીએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે આ કામમાં પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે. ૨૪ વી. રી. ૧૦૮.

## ઔરસપણું.

૨૧૫—પ્રતીવાદીનો એક જમીનનો ખરી રીતે કબજો હતો તે કબજો છોડાવવાના દાવામાં વાદીઓને પોતાનુ સગપણુ સાબેત કરવાનુ હતુ એટલુજ નહી પણ પોતાના વારસાનો હક પણ સાબેત કરવાનો હતો અને તેનો આધાર પ્રતીવાદીના અનૌરસપણા ઉપર હતો માટે વાદીઓ તે પ્રતીવાદીને શીર તેનું ઔરસપણું સાબેત કરવાનો બોજો નાંખી શકે તે કારણસર પોતાના દાવાની પુષ્ટીમાં

પુક્તરીતનો સામાન્ય પુરાવ આપવાને બંધાએલા છે ૨ વી. રી. ૧૩–૯ મુર ઇંડીયન અપીલ્સ ૪૯૨ તથા. ૫૦૪.

## મુદ્દત અને વીરૂદ્ધ કબજો.

૨૧૬—જ્યારે પ્રતીવાદી મુદતની તકરાર કરે ત્યારે પુરાવનો બોજો વાદીને શીર છે. ૧ વી. રી. ૨૩૫–૫ વી. રી. ૧૧૫–૬ મુંબાઈ ૧૨૫–૭ વી. રી. ૧૩–૯ વી. રી. ૧૩૧ તથા ૨૫૧–૧૨ બં. લો. રી. ૨૧૦–૧૯ વી. રી. ૧૯૨ અને ૨૪ વી. રી. ૩૮૯.

૨૧૭—બે જમીનદારોની વચ્ચમાંના દાવામાં અપીલવાળાએ પ્રતીવાદીનો સુમારે અગીઆર વરસનો કબુલ થએલો કબજો છોડાવવાને માગ્યું. પ્રતીવાદીએ એવી તકરાર કરી કે માહારો વધારે લાંબી મુદતનો કબજો છે માટે દાવો કાયદા પ્રમાણે ચાલી શકતો નથી. તેમાં ઠરાવ્યુ છે કે અપીલવાળાને દાવો કરતા પહેલાં બાર વરસની અંદર કબજો ગયાના કારણથી દાવાનુ કારણ ઉતપન થએલુ છે અને તેનો અગર બીજા કોઇ જે સખસોની મારફતે તે દાવો રાખતો હોય તેમનો કેટલી મુદતની અંદર કબજો હતો એમ સાબેત કરવાનો બોજો તે અપીલવાળાને શીર છે. ૧ વી. રી. ૫૧–૮ મુર ઇંડીયન અપીલ્સ ૧૯૯–૨ વી. રી. ૭૫, ૮૯–૧૫૩ તથા ૨૪૬–૬ વી. રી. ૩૨૭–૭ વી. રી. ૨૧૨–૮ વી. રી. ૪૨૬–૯ વી. રી. ૧૫૫–૧૪ વી. રી. ૧૩૫–૧૫ વી. રી. ૪૩–૨૧ વી. રી. ૭૯.

૨૧૮—જે કામમાં વાદીએ જમીન ઉપરનો હક સાબેત કરેલો હોય તે કામમાં પ્રતીવાદીનો વીરૂદ્ધ કબજો થવાથી વાદીએ તે હક ખોએલો છે એવું સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. એમ પ્રીવીકોંસીલે ઠરાવ્યું છે. ૭ ક. લો. રી. ૩૬૪.

૨૧૯—ઠરાવવામાં આવેલું છે કે ગજીમારી વડીલોપાર્જીત મીલકત છે એવી કબુલત હોવાથી જે હીસ્સેદાર બીજા વારસોને કબુલ કરવાને ના કહેતો હોય તો સ્વતંત્ર અને વીરૂદ્ધ કબજો મુદત ઉપરાંતનો છે એમ સાબેત કરવાનો બોજો તે હીસ્સેદાર ઉપર છે. ૧ આગ્રા ૨૮૫.

૨૨૦—પ્રતીવાદી થોડીક એવી તકરાર કરતો હોય કે માહારો હક છે અને બીજી એવી તકરાર કરતો હોય કે મેં વેચાંણુ લીધેલુ છે અને ઘણી લાંબી મુદતથી તકરારી જમીનનો કોઇક ભાગ વાદીના બાપ અગર વડાઉઆના કબજામાં નથી અને અસલના હકોથી માહારો કબજો છે એમ કહેતો હોય તો મુદતની અંદર કબજો હતો એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૦૭–૧ વી. રી. ૬૭.

૨૨૧—કબજો લેવાના દાવામાં પ્રતીવાદીએ મુદતની તકરાર કરી અને વાદીએ એમ સાબેત કર્યું કે જે પક્ષકારની તરફથી પ્રતીવાદી દાવો રાખે છે તેનો સાંથે રાખનાર તરીકેનો કબજો શરૂ થએલો હતો માટે તે કબજાનું રૂપ કયારે ફર્યું. અને તે વીરૂદ્ધ કેવી રીતે થયો તે જે પક્ષકારો મુદતની તકરાર કરતા હોય તેમને બતાવવાની છે. ૧૨ વી. રી. ૨૫૦.

૨૨૨—સને ૧૮૫૬ માં પ્રતીવાદીનો સને ૧૮૪૫ થી એક જમીનનો કબજો હતો તે જમીન લેવાને વાદીએ દાવો કર્યો. અને તે દાવો દાખલ કરતી વખતે એવું ઠરાવવામાં આવેલુ હતુ કે વાદીનો તે દાવો અપાવતા પહેલાં વાદીએ એમ સાબેત કરી શકવું જોઇએ કે દાવો કરતા પહેલાં બાર વરસની અંદર તે કબજો હતો અને તે કબજો રાખવાનો

હક્ક હતો. ૧૩ વી. રી. ૨૩.

૨૨૩—બાર વરસ કરતાં વધારે જુના કબાલાની રૂઇએ સ્થાવર મીલકત લેવાને દાવો કરવામાં આવ્યો તેમાં પ્રતીવાદીએ તકરાર કરીછે કે વાદી ફક્ત બેનામીદાર હતો અને વાદીનો કોઇ વખત કબજો થયો નથી. માટે વાદીએ ફક્ત હક્ક સાબેત કરવાનોછે એટલુંજ નહી પણ દાવો ફાઇલ કરતા પહેલાં બાર વરસની અંદર તેનો કબજો હતો એમ સાબેત કરવું જોઇએ. ૧૦ વી. રી. ૨૩૫.

૨૨૪—અમુક જમીન વાદીના તાલુકાની છે તેથી તે જમીનનો કબજો લેવાના દાવામાં પ્રતીવાદીએ મુદતની તકરાર કરીછે તો વાદીનો દાવા પહેલાં બારવરસની અંદર કબજો હતો એમ સાબેત કરવાનો બોજો તે વાદીને સીર છે. ૧૧ વી. રી. ૨૮૩.

૨૨૫—સને ૧૭૨૨ માં પેશ્વા સરકારના હુકમનામાથી પાંડેરાયનું તમામ પટેલ કીવતન મળવાનો વાદીના વડીલોનો હક્ક છે એમ ઠરાવવામાં આવેલું. અને સને ૧૭૪૨ માં સતારાના રાજા તરફથી પ્રતીવાદીઓને પોતાના અડધા ભાગની બાબતમાં વતનપત્ર મળેલુ છે પરંતુ ત્યાર પછી ૯૬ વરસ સુધી પ્રતીવાદીના વડીલોને તે વતન સાથે કાંઇપણ નીસબત હતી એમ તે બતાવી શક્યા નથી. એમ તે મુદતની અંદર વાદીના વડીલોને માલેક તરીકે કબુલ કરવામાં આવેલા છે. તેમાં ઠરાવવામાં આવ્યુ છે કે પ્રતીવાદીનો તે મીલકત મળવાનો હક્ક થાય તે વીશે દાવા પહેલાં પ્રુકત રીતે વીરૂદ્ધ કબજો હતો એમ બતાવવાનો બોજો પ્રતીવાદીને સીરછે. ૩ મુંબાઇ ૪૫.

૨૨૬—દાવાનું કારણ ઉતપન થાય ત્યારથી બાર વરસની અંદર હદ બાંધ્યા વગરની જમીનનો કબજો લેવાનો દાવો કરવો જોઇએ અને તેનો નીર્ણય કરવામાં એવો પ્રશ્ન નથી. કે દાવો ફાઇલ કરતા પહેલાં બારવરસની અંદર તે જમીન ઉપર વાદીએ કાંઇ પણ માલકીનો હક્ક વાપરેલો છે. પરંતુ એવો પ્રશ્ન છે કે વાદીના કબજામાં પ્રતીવાદીએ હરકત કરી તે તારીખ અને વાદીએ જે તારીખે દાવો ફાઇલ કર્યો તે તારીખની વચ્ચમાં બાર વરસ વીતી ગએલાં નથી. ૯ મુંબાઇ ૬૨.

૨૨૭—કબજો લેવાના દાવામાં પ્રતીવાદીએ વાદીનો હક્ક ઈનકાર કરી મુદતની તકરાર કરી તો મુદતના સ્વાલનો આધાર પ્રતીવાદીનો કબજો હતો કે નહી તે ઉપર નથી પણ વાદીનો કબજો હતો કે નહી તે ઉપર છે. જ્યારે પ્રતીવાદીએ એમ કબુલ કર્યું છે કે કબજાવાળા પક્ષકારની સાથે કાયમ ઠરાવ કરવાનો હુકમ થએલો હતો અને દાવો કરતા પહેલાં બાર વરસની અંદર જે પક્ષકાર તરફથી વાદી દાવો રાખેછે તે પક્ષકાર સાથે તે ઠરાવ થયો હતો. તેમાં ઠરાવેલુ છે કે જ્યાં સુધી વીરૂદ્ધ બતાવવામાં આવે નહી ત્યાંસુધી તે પક્ષકારનો કબજો હતો એવુ અનુમાન કરેલું છે તે બરોબર છે. અને વાદીના દાવાને મુદતની હરકત નથી. ૨૪ વી. રી. ૩૧૫.

૨૨૮—કબજો લેવાના દાવામાં પ્રતીવાદી મુદતની તકરાર કરતો હોય તો વાદી પોતાનો હક્ક સાબેત કરવાને બંધાએલો છે એટલુંજ નહી પણ તેણે તે દાવો શરૂ થતા પહેલાં બાર વરસની અંદર દાવાનુ કારણ ઉતપન થયું છે એમ બતાવવું જોઇએ અને તેણે પોતાના હક્કના આધાર ઉપરથી જીતવુંજ જોઇએ અને સામાવાળાના નબળા હક્ક ઉપર આધાર રાખવાનો નથી. ૨૪ વી. રી. ૨૭૨.

૨૨૯—ઠરાવેલુ છે કે વાદી જમીનનો માલેક છે એમ કબુલ થએલું છે માટે પ્રતીવાદીઓનો બળવાન રીતનો ગીરાસક હતો

અથવા બાર વરસ કરતાં વધારે મુદતથી મીરાસીદાર તરીકે વાદી વીરૂદ્ધ તેઓનો કબજો હતો અને તેની વાદીને ખબર હતી એવું સાબેત કરવાનો બોજો પ્રતીવાદીઓને સીર છે. ૪ કલકત્તા. લો. રી. ૪૦.

૨૩૦—પ્રથમના મુદતના આકટ પ્રમાણે દાવાનુ કારણ અને હાલના કાયદા પ્રમાણે જે હકીકતથી મુદત શરૂ થઇ કહેવામાં આવી હોય તે હકીકત ઠરાવેલી મુદતની અંદર બનેલી છે એમ બતાવવાનો બોજો વાદીને સીર છે. ઇ. લો. રી. ૯ કલકતા. ૭૪૪-૧૨ ક. લો. રી. ૨૫૭.

૨૩૧—જમીન લેવાના દરેક દાવામાં એમ કહેવામાં આવે કે પ્રતીવાદીએ પ્રથમ કબજો લેઈ લીધો છે તો વાદીએ પ્રથમ એમ બતાવવું જોઇએ કે દાવો દાખલ કરતા પહેલાં બાર વરસની અંદર હરકોઇ વખતે દાવાવાળી જમીનનો માહારો કબજો હતો. ઇ. લો. રી. ૯ કલકતા. ૧૨૫.

૨૩૨—હકકના આધારથી જમીન લેવાના દાવામાં વાદી એમ કહે કે તે જમીન માહારા કબજામાં હતી પણ આ દાવો દાખલ કરતા પહેલાં બાર વરસની અંદર માહારો કબજો લેઇ લેવામાં આવ્યો છે તો તેવો કબજાનો ફકત પુરાવ વાદીને હુકમનામુ મળવાનો હક્ક થાય તેવો બસ થતો નથી. ઇ. લો. રી. ૯ કલકતા. ૧૩૦-૧૧ ક. લો. રી. ૩૯૩.

૨૩૩—કબજો છોડાવવાના દાવામાં દાવાવાળી જમીનનો કબજો બાર વરસની અંદર હતો એમ વાદી સાબેત કરી શકે નહી તેટલાજ કારણથી વાદી નીષ્ફળ જવો નહી જોઇએ પણ તેણે એમ બતાવવું જોઈએ કે તેટલી મુદતની અંદર મને દાવાનુ કારણ ઉતપન થએલુ છે એટલે બીજા સખસે તે જમીનનો કબજો લીધો છે. ૬ મુંબાઇ ૧૨૫.

૨૩૪—જમીનનો કબજો લેવાના દાવામાં વાદી ફકત એમ સાબેત કરે કે દાવાની અરજી ફાઈલ કરતા પહેલાં બાર વરસની અંદર કોઇક વખતે તકરારી જમીન માહારા કબજામાં હતી તો તેવો પુરાવ પ્રતીવાદીએ તે જમીન ઉપર પોતાનો હક્ક સાબેત કરવો એમ પ્રતીવાદીના ઉપર બોજો નાંખવાને બસ નથી. ઇ. લો. રી. ૯ કલકતા. ૩૯-૧૧ કલકતા લો. રી. ૩૪૨.

૨૩૫—કબજો છોડાવવાના દાવામાં વાદી કહે છે કે માહારી પાસેથી કબજો લેઈ લેવામાં આવ્યો છે તો સામાન્ય નીયમ એવો છે કે બાર વરસની અંદર કબજો હતો અને તે ગએલો છે અગર ઓછામાં ઓછુ તેટલી મુદતની અંદર દાવાનુ કારણ ઉતપન થએલુ છે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ઇ. લો. રી. ૬ મુંબાઇ ૫૦૮.

૨૩૬—જે પડતર જમીન સાર્વજનીક કારણસર વાપરવામાં આવેલી ના હોય તે પડતર જમીનનો કબજો મંજુરી વીના જે સખસ રાખે તે સખસ પાસેથી કબજો છોડાવવાનો હકક સરકારનો છે એમ ધારીએ તોપણ સરકાર હક્ક ઠરાવવાનો અગર કબજો છોડાવવાનો દાવો કરીને પ્રતીવાદીને સાઠ વરસનો કબજો સાબેત કરવાની ફરજ પાડી શકતા નથી. કારણ કે જે તારીખે દાવાનુ કારણ ઉતપન થયું તે તારીખ દાવાની અરજીમાં બતાવેલી નથી. સામાન્ય નીયમ તરીકે વાદીએ પોતાનો હક્ક બતાવવો જોઇએ એટલુંજ નહી પણ પોતાનો હકક કાયમ છે અને મુદતના આકટની ભોગવટાની કલમોના ઠરાવથી તે હકક ખોએલો નથી એમ પણ બતાવવું જોઇએ. ૭ કલકતા. લો. રી. ૩૬૪ નો રાધા ગોવીંદરાયના કામનો ઠરાવ છે તેનો સંભવીત ખુલાસો એવો છે કે જ્યારે વાદી હકક અને

કબજો સાબેત કરે ત્યારે તે કબજામાં હરકત થએલી છે એમ પ્રતીવાદી સાબેત કરે નહી ત્યાં સુધી વાદીનો કબજો છે એમ અનુમાન કરવું જોઇએ. પરંતુ જ્યારે વાદી ફક્ત હક્ક સાબેત કરી શકે અને કબજો સાબેત કરી શકે નહીં તો તેણે પ્રતીવાદીનો વીરૂદ્ધ કબજો અગર જે કૃત્યથી પોતાના હક્કને હરકત થએલી હોય તે કૃત્ય મુદતના આકટમાં ઠરાવેલી મુદતની અંદર બનેલા છે એમ વાદીએ સાબેત કરવું જોઇએ. ૪. લો. રી. ૯ મદ્રાસ ૧૭૫.

૨૩૭—સને ૧૮૭૮ ના જુન માસમાં વાદીએ અમુક જમીનનો કબજો લેવાને પ્રતીવાદી ઉપર દાવો કર્યો. તપાસમાં એમ સાબેત કરેલુ છે કે સને ૧૮૭૮ ના મે માસ સુધી તે જમીનનો સાંથ રીતે તેનો કબજો જ્યારી હતો પણ તે વખતે પ્રતીવાદીએ જબરાઈથી અને કાયદા વીરૂદ્ધ તે કબજો લેઈ લીધો છે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીનો તે જમીન ઉપર કબજો હતો એમ બતાવવાનો બોજો પ્રતીવાદી ઉપર નાંખવાને સદરહુ પુરાવ બસ છે. ૪. લો. રી. ૭ કલકતા. ૫૫૧—૮ કલકતા. લો. રી. ૧૬૪.

૨૩૮—ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ કબજો લીધો છે તે ખોટી રીતનો હોય તો વાદીને સીર પુરાવનો બોજો જતો નથી. અને હકીકત પ્રમાણે પ્રતીવાદીઓ પોતાનો હક સાબેત કરવાને બંધાએલા છે. ૧૧ ક. લો. રી. ૧૩૩.

૨૩૯—ધાટવાળાઓ ઉપર સરકારે કરેલા દાવામાં ઘણી લાંબી મુદતથી પ્રતીવાદીઓનો કબજો હતો એમ માલમ પડેલુ છે અને સાઠ વરસ કરતાં વધારે કબજો હતો એમ તેઓ સાબેત કરી શકયા નથી તોપણ સાઠ વરસની અંદર કબજો હતો એવું સાબેત કરવાનો બોજો સરકાર ઉપર છે. ૫ વી. રી. ૧૩૬.

૨૪૦—હદના સ્વાલના ઠરાવમાં દાવેદારનો હક્ક છે એવો પ્રથમ પુરાવ થએલો હોય તેથી દાવો કરતા પહેલાં બાર વરસની અંદર તેનો કબજો હતો એવું સાબેત કરવાનો બોજો જે તેના ઉપર છે તેમાંથી તે બચી શકતો નથી અગર તેના સામાવાળાને એવી ફરજ પડે કે તેણે કઇ વખતે અને કેવી રીતે કબજો ખોએલો છે એવુ બતાવવાનો બોજો તેના ઉપર જાય એમ થતુ નથી. ૨ આગ્રા. ૧૭૭.

૨૪૧—વીધવાની મીલકત ઉપરનો પાછળથી થનાર વારસનો હક્ક ખરીદ કરનારે કબજો લેવાને દાવો કરેલો અને તે દાવો વીધવાના મરણની તારીખથી બાર વરસ પુરાં થતા પહેલાં એક દીવસ પહેલાં કરવામાં આવેલો છે. તેમાં ઠરાવવામાં આવેલુ છે કે મુદતની તકરાર રદ કરવાને સારૂ જે તારીખે વીધવા મરણ પામેલી કહેવામાં આવી છે તેજ તારીખે તે મરણ પામેલી હતી એમ વાદીને ફક્ત સાબેત કરવાની જરૂર છે એટલુંજ નહી પણ તે મરણ પામી ત્યાં સુધી ખરી રીતે તેણીનો કબજો હતો એમ સાબેત કરવાનુ છે. ૧૧ વી. રી. ૧૭૩.

૨૪૨—વાવેતર જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ વીરૂદ્ધ કબજાની તકરાર કરી હોય તો સાધારણ રીતે વાદીને પ્રથમ દર્શનીક એમ બતાવવાનું છે કે જે દાવાના કારણથી તે દાવો કરે છે તે દાવાના કારણને મુદતની હરકત નથી. અને પ્રથમ પ્રતીવાદીને વીરૂદ્ધ કબજો સાબેત કરવાનો નથી પરંતુ જ્યારે જંગલી અગર પડતર જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવે તો જુદો નીયમ છે. અને તે દાવામાં પ્રતીવાદીએ બાર વરસ કરતાં વધારે મુદતનો વીરૂદ્ધ કબજો સાબેત

કરવો જોઇએ. ઇ. લા. રી. ૫ કલકતા ૩૬.

૨૪૩—ઠરાવેલુ છે કે દાવાવાળી જમીન વીશે વાદીનો હુકમનામુ કરાવવાનો હક થાય તે પ્રમાણે જમીન વધ્યાના કાયદાના નીયમ પ્રમાણે વાદીએ એવી હકીકત સાબેત કરવી જોઇએ કે તે પ્રતીવાદીનો હક બંધ કરવાને બસ થાય એટલુજ નહી પણ વાદીના લાભમાં હક ઉતપન થએલો છે એમ પણ માલમ પડી આવે માટે સને ૧૮૬૫ માં દાવાવાળી જમીન વાદીની મીલકતમાં સરવઈ તરફથી ગણેલી છે તે જે હકીકત સાબેત કરવાની છે તે માટે બસ નથી. ૨૫ વી. રી. ૧૨૯.

૨૪૪—વાદીએ પોતાના ગામની ચર જમીન લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે છે કે હુકમનામાથી માજીસ્ટ્રેટના હુકમમાં જે જમીન બતાવેલી છે તે જમીનનો વાદીનો કબજો હતો અને તે જારી રહ્યો હતો, એમ સાબેત થએલુ માનવું જોઇએ પરંતુ આ કામમાં સવાલ એ છે કે તે બતાવેલી જમીનજ આ દાવાવાળી જમીન છે કે નહી. વળી ઠરાવ્યુ છે કે તે ઇશ્યુ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે કારણ કે તેના દાવાનો આધાર એવો છે કે માહારો કબજો હતો પણ સરકારના અમલદારે માપણી કરવાથી તે ગએલો છે. ૧૯ વી. રી. ૧૧૪.

૨૪૫—ઠરાવેલુ છે કે તપાસ કરવાનો યોગ્ય ઈશ્યુ એવો હતો કે સોગાપુરના માલેકોની મીલકતમાં જે જમીન ધીમે ધીમે વધી છે તે સાથે સને ૧૮૩૭ માં જે ઠરાવ કરવામાં આવેલો છે તે સાંથે ઠરાવ કરવામાં આવી છે કે નહી અને તે ધીમે ધીમે વધી છે એવું સાબેત કરવાનો બોજો વાદીને શીર છે અને બીજો ઇશ્યુ એવો છે કે કાયમ ઠરાવ થયો છે કે નહી અને તે થયો છે એ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૨૦ વી. રી. ૪૨૭.

૨૪૬—વાદીની અગર વાદીને વેચાણ આપનારની જમીનની અસલ બાજુ ઉપર સુધારા તરીકેની ચર જમીન છે તેનો કબજો લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં પ્રતીવાદીએ વીરૂદ્ધ કબજાના કારણથી મુદતની તકરાર કરી તો તેમાં તકરારી જમીન વાદીને વેચાંણ આપનારના કબજામાં હતી એવું સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૨૩ વી. રી. ૪૪૩–૪ કલકતા લો. રી. ૩૫૦.

૨૪૭—દાવો દાખલ કરતા પહેલાં બાર વરસ કરતાં વધારે મુદત જે જમીન પાણીથી ઢંકાઈ ગએલી તે જમીનનો કબજો લેવાના દાવામાં જો વાદી એમ સાબેત કરે કે જળકર મેં ભાડે રાખનારને આપેલી હતી. અને તે પ્રમાણે માલેકપણાના કૃત્યો કરેલાં છે તો તે કબજા અને માલેકપણાનો પ્રથમ દર્શનીક પુરાવ છે અને પ્રતીવાદી જ્યાં સુધી બાર વરસનો વીરૂદ્ધ કબજો બતાવે નહી ત્યાં સુધી વાદીનો કબજો જ્યારી છે એમ અનુમાન થવું જોઇએ. માટે બાર વરસની અંદર માલેકપણાનાં કાંઇ કૃત્ય વાદીએ કરેલાં છે કે જેથી તેનો કબજો માલમ પડે એમ સાબેત કરવાની વાદીને જરૂર નથી. ઇ. લો. રી. ૯ કલકતા ૮૦૨–૧૨ કલકતા લો. રી. ૩૩૭.

૨૪૮—કેટલીક જમીન બાર વરસ કરતાં વધારે મુદતથી ઢંકાઈ ગએલી તે પાછી માલમ પડી ત્યારે તે ઉપર હક ઠરાવી તેનો કબજો લેવાને દાવો કરવામાં આવ્યો અને તે ઢંકાઇ જતાં સુધી વાદીનો હક અને કબજો હતો એમ વાદીએ સાબેત કરેલુ છે અને કહ્યું છે કે બાર વરસની અંદર તે પાછી જણાએલી છે પણ તે મુદતની અંદર કબજો ઈકાં

તેણે બતાવેલો નથી અગર સાબેત કર્યો નથી. બીજી બાજુ તરફ પ્રતીવાદીઓએ કહ્યું છે કે દાવો કરતા પહેલાં બાર વરસ કરતાં વધારે મુદતથી તે જમીન પાછી જણાએલી છે અને તેટલી મુદતના વીરૂદ્ધ કબજાથી તે જમીન ઉપર અમારો હક્ક થએલો છે. તેમાં ઠરાવ્યુ છે કે આવા કામમાં જમીન ઢંકાઈ ગયા પછી વીરૂદ્ધ બતાવવામાં આવે નહી ત્યાં સુધી તે ઢંકાઇ ગએલી હતી એમ અનુમાન કરવું જોઇએ. અને બાર વરસ પહેલાં તે પાછી જણાએલી છે અને વીરૂદ્ધ કબજો થએલો છે એ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીઓને શીર જાય છે. ઈ. લો. રી. ૭ કલકતા ૨૨૫ ૮ ક. લો. રી. ૧૨૬.

૨૪૯—ઠરાવવામાં આવેલુ છે કે વાદીના જ્યારી અને હરકત વીનાના કબજાથી જે અનુમાન થાય છે તે પ્રતીવાદીએ જે એમ કહેલુ છે કે માહારો નદીના જળકરનો હક્ક છે તેથી રદ થતુ નથી. ૧૧ વી. રી. ૫૬૬.

૨૫૦—બજાવણીમાં એકાદા પક્ષકારનો હકક સબંધ વેચવામાં આવેલો હોય પરંતુ વેચાંણુ થયા પછી પંદર વરસ કરતાં વધારે મુદતે ખરીદદારને કબજો આપવામાં આવેલો હોય તો તેવી રીતે ગેરસીરસ્તે થવાથી જે પક્ષકારનો હકક વેચવામાં આવેલો હોય તે જ્યાં સુધી એમ બતાવે નહીં કે માહારો કબજો ગયો ત્યાર પહેલાં બાર વરસ કરતાં વધારે મુદતનો કબજો છે ત્યાં સુધી તે પક્ષકારનો તે મીલકત લેવાનું હુકમનામું મેળવવાનો હક્ક થઇ શકતો નથી ૧૪ વી. રી. ૩૫૭.

૨૫૧—હીંદુ વીધવાએ પોતાના ધણીના હકકથી અમુક જમીન ઉપર પોતાનો હક્ક સાબેત કરવાને દાવો કર્યો. પ્રતીવાદીના લાભમાં સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કા. ૧૫ પ્રમાણે મીલકતનો કબજો મળવાનું હુકમનામું મેળવ્યુ હતુ અને તકરાર કરી છે કે વાદીનો કોઈ દીવસ કબજો થયો નથી. તેમાં ઠરાવ્યું છે કે મુદતની અંદર વાદીનો કબજો હતો એમ બતાવવાનો બોજો તેને શીર છે. ૭ વી. રી. ૩૪.

૨૫૨—મુકરરીદારના ઉપર માલકી હકક ઠરાવવાને વાદીએ દાવો કર્યો છે તો વાદીનો બાર વરસની અંદર ખરી રીતનો કબજો છે એમ સાબેત કરવાને વાદીને જરૂર નથી. ૧૦ વી. રી. ૧૯૨.

૨૫૩—ઠરાવેલુછે કે પાછળના હફતાઓ ભરવામાં આવ્યા નથી તે બતાવવાને પ્રતીવાદીએ પુરાવ ગુજારેલો નથી અને વાદીએ જે પુરાવ ગુજારેલો છે તે ઉપરથી એમ જણાતુ નથી કે મુદત પેહેલાની તારીખે લેહેણું થએલુ હતુ માટે મુદતની તકરાર ચાલી શકતી નથી. ઈ. લા. રી. ૭ અહ્હાબાદ ૬૭૭.

## દરમીયાન ઉપજ.

૨૫૪—પ્રતીવાદીઓનો અપકૃત્ય તરીકે મીલકતનો કબજો હતો તે વખતે દરમીયાન ઉપજ લેવાને દાવા કરવામાં આવ્યા હોય તો પ્રતીવાદીઓને પોતાના કબજાની દરમીઆનમાં કેટલી રકમ મળીછે તે બતાવવાનો બોજો તેમને સીરછે. ઈ. લા. રી. ૮ ક. ૩૪૩.

## સગીર.

૨૫૫—જ્યારે પ્રતીવાદી નાની વયની તકરાર કરે ત્યારે તે તકરાર સાબેત કરવાનો બોજો તેને સીર છે. ૮ વી. રી. ૩૭૧–૨૩ વી. રી. ૩૯૫.

## ગીરો.

૨૫૬—જે મીલકત વાદી કહેછે કે ગીરો આપેલી છે અને પ્રતીવાદી કહેછે કે તદન વેચાણ આપવામાં આવી છે તે મીલકત ગીરોથી છોડાવવાના દાવામાં ગીરો સાબેત કરવાનો બોજો વાદીને સીરછે અને જે વેચાણ

કહેવામાં આવ્યું છે તે પ્રતીવાદી સાબેત કરે નહી તો ગીરો છે એમ અનુમાન થઇ શકતુ નથી. ૫ મુંબાઈ ૧૫૯.

૨૫૭—ઠરાવેલુંછે કે પ્રતીવાદીનો કબજો તે એક સંપુર્ણ હક્કનો પ્રથમ દર્શનીક પુરાવ છે અને વાદીએ કહ્યું છે કે પ્રતીવાદી ફકત ગીરો રાખનાર છે તો તે પોતાનો ગીરો આપનાર તરીકેનો હક ૨૫૮ રીતે સાબેત કરવાને તે બંધાએલો છે. ફકત એમ કહેવામાં આવે કે તે મીલકત ગીરો આપેલી છે પરંતુ અમુક ગીરો છે એમ સાબેત થઇ શકે નહી તો તેથી તે ગીરોની કેવી સરત છે તે બતાવવાને અગર તે ગીરોની રૂઇએ કબજો રાખવાનો ગીરો રાખનારનો હકકછે તે બતાવવાનો બોજો ખસતો નથી. ઇ. લા. રી. ૮ મુંબાઈ ૧૩૭,

૨૫૮—તા. ૨૧મી જુલાઇ સને ૧૮૪૦ ના રોજનુ ગીરો ખત ગુમ થએલું અને ગીરો છોડાવવાનો દાવો કરવામાં આવ્યો. તેમાં જુડીસીયલ કમીશનરે ઠરાવ્યુ કે તે મુદત તા. ૧૩ ફેબરવારી સને ૧૮૫૬ પહેલા પુરી થઇ નથી એવું સાબેત કરવાનો બોજો ગીરો આપનાર ઉપર નથી પણ તે પુરી થઇ છે એવુ સાબેત કરવાનો બોજો ગીરો રાખનાર ઉપર છે. તેમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું છે કે કેટલોક પુરાવછે તથા દરેક પક્ષકારને પુરાવ આપવાને કેટલો લાગ સ્વભાવીક રીતે આપી શકાય એમ ધારવામાં છે એ વીશે લક્ષમાં રાખતા પ્રથમ દર્શનીક રીતે પુરાવનો બોજો ગીરો આપનાર ઉપરછે. ૩ ઇંડીયન અપીલ્સ ૮૫.

૨૫૯—ગીરો છોડાવવાના દાવામાં ગીરો રાખનારનો કબજો હતો અને તે ગીરોનો હીસાબ લેવામાં મુદ્દલ અને વ્યાજ સબંધી ગીરો આપનાર પાસે કેટલુ લેહેણુંછે તે સાબેત કરવાનો બોજો ગીરો રાખનાર ઉપર છે. ઇ. લો. રી. ૬ મુંબાઇ ૬૬૯.

૨૬૦—ગીરો છોડાવવાનો દાવો એવા કારણથી કરવામાં આવ્યો હોય કે દેવું વ્યાજ સાથે વસુલ થઈ ગએલું છે તો પુરાવનો બોજો વાદીને સીરછે. ૨ બં. લા. રી. ૪૪—૧૧ વી. રી. ૧૯—૧૨ મુર ઇંડીયન અપીલ્સ ૧૫૭.

૨૬૧—પ્રતીવાદી દરેક ગામના દશવસાનું વેચાણ થયું કહેછે તે ગીરોછે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીરછે. ઇ. લા. રી. ૧ અલ્હાબાદ ૧૮૪.

૨૬૨—ગીરો છોડાવવાને દાવો કરવામાં આવ્યો તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે વેચાણની રૂઇએ માહારો કબજો છે. તેમાં હકીકત પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે લાંબી મુદતનો બીન તકરારી કબજો છે અને માલેક તરીકેના કબજા કરતાં તે ઓછો છે અને તે ગીરો સબંધીનો છે એમ સાબેત કરવાનો બોજો જે સખસ ગીરોથી છોડાવવાને દાવો કરેછે તેના ઉપર છે. ૨ આગ્રા ૧૯૫.

૨૬૩—ઠરાવેલું છે કે જો કે અસલ ગીરો હોવાથી પ્રતીવાદીઓનો કબજો થએલો એમ કબુલ કરવામાં આવ્યું છે અને તેથી તેઓનો કબજો છે માટે દાવાની તારીખે તે ગીરો કાયમ છે એમ પ્રથમ દર્શનીક સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. પરંતુ એમ ધારીએ કે ગીરો ખત રજુ કરવાને પ્રતિવાદીઓને નોટીસ આપી છે અને તે રજુ કરવાને તેઓ કસુર કરે તો વાદીના ઉપર જે બંધન છે તે પુરૂ કરવાને જુજ પુરાવ પણ બસ થાય. ઈ. લો. રી. ૮ અલ્હાબાદ ૨૯૫.

૨૬૪—ઠરાવેલું છે કે જે સખસ એમ કહેતો હોય કે મને અમુક સખસ તરફથી કબજો મળ્યો નથી તો તે સાબેત કરવાનો બોજો તેને સીર છે. ઈ. લો. રી. ૯ મદ્રાસ ૪૬૦.

૨૬૫—વાપર સાથેના ગીરોની રૂઇએ વાદીનો કબજો હોય અને લેણી બાકી બાબત વાદી દાવો કરે તો તે વાપરથી પટાની સરત પ્રમાણે તેને લેહેણી રકમ મળી નથી એમ સાબેત કરવાને તે બંધાએલો છે. ૧ વી. રી. ૨૮.

૨૬૬—એ મીલકત એવા ઠરાવની સાથે ગીરો આપવામાં આવેલી કે ગીરો ઉપરના લેહેણાનું વ્યાજ વાપરવામાંથી કાપી લેવું અને જો નફો ઓછો થાય તો ગીરો આપનારે તે ખુટતુ વ્યાજ આપવું. કેટલીક મુદત પછી ગીરો આપનારે મુદ્દલ રકમ આપવા માંડી અને મીલકતનો જબરાઈથી કબજો લીધો. ગીરો રાખનારે કબજો લેવાને દાવો કરી વસીલાત સુધાંતનુ હુકમનામુ મેળવ્યુ. તેમાં ઠરાવ્યુ છે કે સને ૧૮૫૯ ના આક્ટ ૧૪ ની કા. ૧૫ પ્રમાણે વાદી દાવો કરી શકતો હતો પણ જેવો તેણે દાવો કર્યો છે તે મુજબ હીસાબ રજુ કરવાને તથા વ્યાજનુ તેનું કેટલુંક લેહેણું છે એમ બતાવવાનો બોજો વાદીને સીર છે. ૧૯ વી. રી. ૪૨૯.

૨૬૭—જરીપેસગી ગીરોની રૂઈએ ગીરો રાખનારાઓએ ફકત કબજા બાબત નહી પણ વળી ગીરો આપતા પહેલાં ગીરો આપનારે મુકરરી પટો કરી આપવામાં આવ્યો છે અને જેની રૂઈએ પ્રતીવાદીનો માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે કેટલીક મુદતનો કબજો છે તે પટો રદ કરાવવાના દાવામાં ઠરાવેલુ છે કે તે મુકરરીના બળવાનપણા વીશે હરકત છે એવો કેટલોક પુરાવ આપવાનો બોજો વાદીઓને સીર છે. પરંતુ આ પ્રમાણે કરવામાં આવેલુ છે અને તે હકીકત પ્રથમ દર્શનીક રીતે સાબેત કરી છે માટે જરી પેંસગી પેહેલાં તે મુકરરી પટો લખી આપવામાં આવ્યો છે. અને તે ખરા અવેજ બદલ શુદ્ધ બુદ્ધીથી આપેલો છે અને ગીરો આપનારા અને પટે રાખનારાઓની વચ્ચમાં તેનો અમલ કરવાનો ઇરાદો રાખેલો છે એવું સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર પડે છે. ૨૩ વી. રી. ૧૧૧.

૨૬૮—અમુક મીલકત વાદીને ગીરો આપવામાં આવેલી તે વેચાવવાના દાવામાં હજુ કાંઇક લેહેણું રહેલુ છે એમ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ૨૦ વી. રી. ૧૭૮.

૨૬૯—જમીના બળવાનપણા વીશે જે હરકત લેવામાં આવી છે તે અપીલમાં પેહેલવેહેલી લેઇ શકાતી નથી. પછી ગીરો રાખનાર જમી કરાવનાર લેણદારનો કબજો બાતલ કરાવવાને માગતો હોય તેને રીતસર ચાલવામાં આવ્યુ નથી એમ સાબેત કરવાનુ નથી. ઇ. લો. રી. ૬ ક. ૧૨૯-૭ ઇંડીયન અપીલ્સ. ૧૫૭.

## નોટીશ.

૨૭૦—ઠરાવેલુ છે કે રસ્તાના જકાતના આક્ટની કા. ૫૨ પ્રમાણેની નોટીસનો સમાસં પુરાવ આક્ટની કા. ૧૧૪ ની રકમ (ઇ) પ્રમાણેના અનુમાનમાં થતો નથી. માટે તે સાબેત થવી જોઈએ. ઇ. લો. રી. ૧૩ કલકત્તા. ૧૯૭.

૨૭૧—બારે વરસનુ હુકમનામું બજાવવાના કામમાં પ્રતીવાદી નોટીસની બજાવણી સાબેત કરવાને બંધાએલો નથી. પણ જ્યાં સુધી જે પક્ષકાર ગેરસીરસ્તે થયાનું કહેતો હોય તે વીરૂદ્ધ પુરાવ આપી શકે નહી ત્યાં સુધી તે નોટીસ રીતસર બજેલી છે એમ કોર્ટ અનુમાન કરી શકેછે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૩૧૪.

## વહેંચણ.

૨૭૨—મજીઆરા કુટંબની વહેંચણના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી છે કે વેહેંચણ થએલી છે તો તે કહેવું સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૫ વી. રી. ૧૨૧.

**૨૭૩**—**અ** એ **ક** ઉપર પ્રથમ વહેંચણમાં આપેલી જમીનનો કબજો લેવાને દાવો કર્યો. તેમાં વાદીએ કહ્યું છે કે **અ** તથા **ક** વચ્ચે જમીનની પ્રથમ વહેંચણી થએલી છે તે બટવારા પ્રોસીડીંગ શરૂ થયા પછી કરેલી છે અને તે થોડી મુદતને સારૂ થએલી છે. તેમાં ઠરાવ્યું છે કે તે ખાનગી વહેંચણનું છેવટ આવી ગએલુ છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ઈ. લો. રી. ૮ કલકતા. ૭૨–૧૦ કલકતા. લો. રી. ૮૧.

**૨૭૪**—જે જમીનના કડકા વાદી કહેછે કે બટવારા ચીઠ્ઠામાં અમુક ડાગની અંદર આવી ગએલા છે અને તે વાત પ્રતીવાદી ઇનકાર કરે છે તો વાદી જે કહેછે તે સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૧૧ વી. રી. ૩૩૭.

**કબજો તથા હક્કની સાબેતી.**

**૨૭૫**—જમીન કબજે લેવાના દાવામાં વાદીનો હકક અને પ્રથમનો કબજો બેઉ ઈનકાર કરવામાં આવ્યા હતા. માટે પ્રતીવાદીએ બતાવેલી હકીકત પ્રમાણે કામ કોર્ટે શરૂ કરવું એ બરોબર નથી. કારણ કે પ્રથમ પુરાવનો બોજો વાદીને સીર છે. ૧૪ વી. રી. ૪૭૮.

**૨૭૬**—અમુક મીલકત ડબલ્યુની છે એટલે તે માહારા હુકમનામા દેણદારની છે એમ ઠરાવવાને હુકમનામાવાળાએ દાવો કર્યો. કારણ કે **અ** તે મીલકત ઉપર દાવો રાખે છે. હુકમનાવાળાએ એમ સાબેત કર્યુ છે કે પાંચ વરસ અને તેથી વધારે મુદત ડબલ્યુનો દેખીતા માલેક તરીકે તે મીલકતનો કબજો હતો. તેમાં ઠરાવ્યું છે કે આ પ્રમાણે છે તો **અ** એ પોતાનો હકક સાબેત કરવો. તે **અ** નુ કામ છે. ઈ. લો. રી. ૪ અલ્હાબાદ. ૨૦૬.

**૨૭૭**—હકકનો પુરાવ કબજો છે માટે જો વાદી એમ સાબેત કરે કે માહારો કબજો હતો અને તે કબજાને જબરાઇથી હરકત કરવામાં આવી છે તો તેથી વાદી તરફનો પ્રથમ દર્શનીક હકક સાબેત થાય છે અને તે પ્રતીવાદીએ રદ કરવાનો છે. ૨૦ વી. રી. ૪૫૮.

**૨૭૮**—જમીનના માલેકે કબજો લેવાને માગેલુ છે એવું કહીને કે કબજાવાળા પક્ષકારનો તે કબજો જ્યારી રાખવાનો હક્ક નથી. અને કબજો લેવાનો પ્રથમ દર્શનીક હકક બતાવીને જ્યાં સુધી કબજાવાળો પક્ષકાર પોતાનો કબજો રાખવાનો હકક છે એમ બતાવે નહી ત્યાં સુધી તે હુકમનામુ મળવાનો દાવો રાખી શકે છે. ૨૦ વી. રી. ૩૭૪ તથા ૪૨૧–૧૨ વી. રી. ૩૬૫–૧૯ વી. રી. ૧૮૮–૨૨ વી. રી. ૪૧૭–૨૪ વી. રી. ૨૬૬–૧૧ કલકતા. લો. રી. ૪૭૬.

**૨૭૯**—જે સખસનો જબરાઈથી કબજો લેઇ લેવામાં આવ્યો હોય તે કબજો લેવાને દાવો કરે તો જે પક્ષકારે જબરાઇથી કબજો લેઇ લીધો હોય હોય તેને સીર પુરાવનો બોજો છે. ૧૨ વી. રી. ૧૬૪.

**૨૮૦**—કબજો લેવાને દાવો કરવામાં આવ્યો એવું કહીને કે પ્રથમ કબજો હતો અને તે જબરાઇથી લઈ લેવામાં આવ્યો છે. પ્રતીવાદીઓએ બેઉ બાબતો ઇનકાર કરી અને પોતાનો હકક છે એવી તકરાર કરી માટે કબજો લેઇ લેવામાં આવ્યો છે. એ હકીકત વાદીને સાબેત કરવાની છે અને જો તે કોર્ટની ખાતરી પુર્વક સાબેત કરે તો જે હકકથી પ્રતીવાદીઓએ વાદીનો કબજો છોડાવેલો છે તે હકક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીઓને શીર છે. જો પ્રતીવાદીઓ પ્રથમ દર્શનીક રીતે તે હકક સાબેત કરે તો વાદીઓએ પોતાનો હકક સાબેત કરવો એમ જડજ તેમને ફરજ પાડે એવી જડજની ફરજ છે. ૧૨ વી. રી. ૪૭૨, ૨૩ વી. રી. ૨૯૩.

**૨૮૧**—કાયદા વીરૂદ્ધ કબજો લેઇ લે-

વામાં આવ્યો છે એમ કહીને અમુક જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવે અને તેમાં પ્રતીવાદીઓ વાદીની ગાફક માલેક તરીકે ચડતા દરજ્જાનો હક્ક બતાવે તો દીવાની કોર્ટમાં વાદી પેટા સાંથે રાખનાર તરીકે જીતી શકતો નથી. ૮ વી. રી. ૩૫૪, ૧૦ વી. રી. ૧૦૨, ૯. વી. રી. ૭૧.

૨૮૨—ઠરાવેલુ છે કે કબજો લેઇ લેવામાં આવ્યો છે એ વાત સાબેત થએલી છે માટે તે લેઇ લેનાર ઉપર પ્રથમ હક્ક સાબેત કરવાનો બોજો છે. ૭ વી. રી. ૧૭૪.

૨૮૩—ઠરાવેલુ છે કે સામા પક્ષકારના હકના નબળાપણાથી કોઇ પક્ષકાર જીતી શકતો નથી. પણ તે પોતાના હકના આધારથી જીતી શકે છે માટે તે હક સાબેત કરવાનો બોજો તે પક્ષકારને શીર છે. ૧૦ મુર ઇંડીયન અપીલ્સ ૧૫૧.

૨૮૪—ઠરાવેલુ છે કે જો કે વાદીએ કબજો ગયા તારીખથી છ માસ કરતાં વધારે મુદતે દાવો કરેલો છે અને સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની ક. ૧૫ અને સને ૧૮૭૭ ના આકટ ૧ ની ક. ૯ પ્રમાણે ઇલાજ કર્યો નથી. તોપણ જે સખસનો હક્ક ના હોય તેના વીરૂધ્ધ કબજો જતાં પહેલાં જે કબજો હોય તે કબજા ઉપર વાદી આધાર રાખી શકે છે. કારણ કે પ્રતીવાદીનો હક્ક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ઇ. લો. રી. ૮ મુંબાઇ ૩૭૧.

૨૮૫—સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની ક. ૧૫ પ્રમાણે જે સખસે કબજો મેળવેલો હોય તે સખસ પાસેથી કબજો લેવાને તથા હક્ક ઠરાવવાને દાવો કરવામાં આવે અને જો વાદી વધારે સારા હકનો પુરાવ ના આપે તો પ્રતીવાદીએ પોતાનો હક સાબેત કરવાની જરૂર નથી અને તેના કબજાને હરકત થઈ શકતી નથી કારણ કે દરેક બાબત સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૭ વી. રી. ૨૩૦.

૨૮૬—કાયદા વીરૂદ્ધ કબજો લેઈ લેવાગાં આવ્યો છે એમ કહીને જમીનનો કબજો લેવાને તેના માલેકના ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે જો વાદી કાંઈ હકના સબધ સીવાય કબજો લેવા માગે ફકત એવા કારણથી કે માહારો કબજો કાયદા વીરૂદ્ધ લેઇ લેવામાં આવ્યો છે તો સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની ક. ૧૫ પ્રમાણે તેને ઇલાજ કરવાનો છે પરંતુ આ ઈલાજ તેણે કર્યો નથી માટે તેનો ફરીથી કબજો લેવાનો હક્ક છે અને જમીનના માલેકે કાંઇ પણ હક્ક સીવાય કબજો લેઇ લીધો છે. એમ સાબેત કરવાને વાદી બંધાએલો છે. ૧૧ વી. રી. ૧૬૮—૧૪ વી. રી. ૪૧—૨૩ વી. રી. ૩૮૩.

૨૮૭—છેવટના સંપુર્ણ માલેકના નજીકના નજીક વારસો તરીકે અમુક પક્ષકારો છે એમ તેગણે સાબેત કરેલુ છે અને તે પક્ષકારોએ કબજો લેવા દાવો કર્યો તેમાં દાવાવાળી મીલકતના કબજાવાળા પ્રતીવાદીએ સામી હરકત લીધી છે. તો પ્રતીવાદીનો હક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૩ ક. લા. રી. ૧૭૦.

૨૮૮—**અ** એ **બ** ઉપર વડીલોપાર્જીત જમીન લેવાને દાવો કર્યો એવું કહીને કે **બ** એ તે જમીનનો કબજો લેઇ લીધો છે તેમાં ઠરાવ્યું છે કે **અ** ના ધરહાનો હક્ક **બ** એ કબુલ કર્યો છે માટે **બ** નો હક્ક શાબેત કરવાનો બોજો **બ** ને શીર છે. ૧ બં. લો. રી. ૧૩૩—૧૦ વી. રી. ૧૯૦.

૨૮૯—એક સખસનો સંપુર્ણ માલકીના હકકથી કબજો નહી હતો પણ ગીરો

રાખનાર તરીકેનો હતો તો તેવા હકકથી તેનો કબજો છે તે સાબેત કરવાનો બોજો તે કહેનારને શીર છે. આંવા કામનો સમાસ સને ૧૮૭૨ ના ૧ લા આંકટની કા. ૧૧૦ માં થાય છે. ૬ વાબ્યપ્રાંત ૩૬.

૨૯૦—અમુક જમીનનો કબજો લેઇ લેવામાં આવ્યો છે એમ કહીને તે જમીનનો કબજો લેવાને વાદીએ દાવો કર્યો છે. તેમાં પ્રતીવાદીઓનો કબજો છે અને તેમણે કહ્યું છે કે એક લીલામમાંથી અમારી તરફથી વાદીએ તે જમીન બેનામી ખરીદ કરી છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે જમીન વાદીની છે. એમ પ્રથમ દર્શનીક રીતે સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ઈ. લો. રી. ૮ કલકતા. ૭૫૯.

૨૯૧—ઠરાવવામાં આવ્યું છે કે પ્રતીવાદીનો તાજો અને ખુલાસા વગરનો કબજો તે વાદીના પ્રથમ જ્યારી અને સલાહ શાંતી વાળા કબજાથી રદ થાય છે માટે પ્રતીવાદીએ માહારો હક બળવાન છે એમ બતાવવું જોઇએ અને વાદીને તે હક બળવાન નથી એમ બતાવવાને અટકાવ છે એવો જવાબ પ્રતીવાદી દેઈ શકતો નથી. ૨ બં. લો. રી. ૨૭૪.

૨૯૨—સને ૧૮૫૯ના આકટ ૮ની કા. ૨૨૯ પ્રમાણેના દાવામાં પ્રથમ દર્શનીક રીતે કબજો સાબેત કરવાનો પુરાવનો બોજો વાદીને શીર છે અને પછી તે વીશે જવાબ આપવાની અનેજો બનીશકે તો વધારે સારો હક બતાવવાની દાવેદારની ફરજ છે. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૫૦.

૨૯૩—એક દુકાનમાં **ગ ન** નો હકક સબંધ હતો તે કોર્ટે કરેલા લીલામમાંથી વાદીએ ખરીદ કરેલો પણ પ્રતીવાદીએ તેનો કબજો લેતાં હરકત કરેલી તેથી પ્રતીવાદી પાસેથી કબજો લેવાને વાદીએ દાવો કરેલો છે તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ **ગ** ની પાસેથી તે હક લીધેલો છે માટે પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે અને તે પોતાનુ લીધેલુ વેચાણ સાબેત કરી શકયો નથી કારણ કે તેનુ રજીસ્ટર થયા થયા વીનાનુ વેચાણ ખત પુરાવમાં લેઈ શકાતુ નથી અને તે ખતની જગોએ મુખ જુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી ૪ મુંબાઇ ૮૯.

૨૯૪—હુકમનામાના દેણદાર ઉપર હુકનામુ થએલુ તે વસુલ આપવાને અમુક મીલકત વેચાવવાના દાવામાં એમ માલમ પડેલુ છે કે તે દેણદારે તે મીલકત પોતાની ઓરતને મેહેર બદલ આપેલી છે તેમાં ઠરાવેલુ છે કે પુરાવનો બોજો વાદીને શીર છે. ૧૦ વી. રી. ૪૨૩.

૨૯૫—જે કામમાં હુકમનામાનો લેણદાર એમ કબુલ કરતો હોય કે હુકમનામાના દેણદારની તરફથી સામી હરકત સીવાય જમીનના એક ભાગનો કબજો મેળવેલો છે તો પણ બાકીની જમીનનો કબજો તે મેળવી શકતો નથી એમ બતાવવાનો બોજો તે લેણદારને શીર છે. ૨૧ વી. રી. ૨૪૧.

૨૯૬—સરકાર જમીનનો કબજો લેવાને દાવો કરે તો આ કામમાં તે દાવો સાબેત કરવાનો બોજો સરકારને શીર છે એમ ઠરાવેલુ છે. ૯ વી. રી. ૨૧–૧૧ મુર ઇંડીયન અપીલ્સ ૩૪૫.

૨૯૭—સ્પેશીયલ અપીલમાં ઠરાવ્યુ છે કે આ દાવો હકક ઠરાવવાને કબજો લેવાને કરેલો છે માટે જે હકીકત માલમ પડીછે તે પ્રમાણે તથા સને ૧૮૨૭ ના કાયદા ૧૭ ની કા. ૭ ની રકમ ૧ તથા ૨ અને મુંબાઇના સને ૧૮૬૫ ના આકટ ૧ ઉપર લક્ષ રાખતાં

વાદીનો કબજો રાખવાનો હક્ક છે તે વીરૂદ્ધ પ્રતીવાદીઓનો કબજો રાખવાનો દાવો પ્રતીવાદીઓએ સાબેત કરવો જોઇએ એવી જડજે તેમને ફરજ પાડવી જોઇએ. ૧૨ મું. ૧૪૪.

૨૯૮—જમીન કબજે લેવાના દાવામાં તે જમીન અસલ પ્રતીવાદીઓની હતી. તેમાં મુખ્ય સવાલ દસ કોઠાનો કબજો પ્રતીવાદીઓ પાસેથી સાંથ લેવામાં આવેલી તે ઉપરથી થએલો છે એ વીશેનો છે. પ્રતીવાદીઓએ કહ્યું છે કે તે દસ કોઠા વાદીના હકકમાં આવી જતા નથી. તેમાં ઠરાવ્યું છે કે વાદીના હકકમાં તે દશ કોઠા આવી જાય છે એવું સાબેત કરવાનો બોજો વાદીઓને શીર છે ૩ અં. લો. રી. ૧૬૧-૧૧ વી. રી. ૫૦૧.

૨૯૯—માર્ચ સને ૧૮૫૪ ની એક સરતથી વાદીના વડીલે પ્રતીવાદીના વડીલ ष ને અમુક ગામની જાગીર આપેલી હતી. ब સને ૧૮૭૨ માં ગુજરી ગયો તેથી વાદીએ તે ગામનો કબજો લેવાને દાવો કર્યો. એવું કહીને કે ब ને તે ગામ સાધારણ ચાકરીઆત જાગીર તરીકે આપવામાં આવેલું છે. તેમાં વાદીએ ष ની લખી આપેલી કબુલત રજુ કરેલી છે અને તે કબુલતના શબ્દો તે ઇનામના પ્રકારની બાબતમાં વાદીના કહેવાને પુષ્ટી કરેછે. પ્રતીવાદી કહે છે કે તે ઇનામ વંશપરંપરાનુછે પણ તેને સનદ રજુ કરી નથી અથવા તે નહી રજુ કરવાનો ખુલાસો બતાવ્યો નથી તેમાં ઠરાવ્યુ છે કે વાદીનો હુકમનામુ મેળવવાનો હક છે. ઈ. લો. રી. ૮ કલકતા. ૩૭૫.

૩૦૦—અમુક જમીન કબજે લેવાના દાવામાં ઠરાવ્યુ છે કે દાવાની અરજીમાં જે ઇનામ કહેવામાં આવ્યુ છે તે સાબેત કરવાને વાદીને જરૂર છે કારણ કે તે સીવાય દાવાનુ કારણ માલમ પડી શકતુ નથી. ૧૯ વી. રી. ૧૪૦.

૩૦૧—વાદીએ કબજો લેવાને દાવો કરેલો છે એવું કહીને કે પ્રતીવાદીના વહીવટમાં તે મીલકત હતી પણ તે પ્રતીવાદીએ તે વહીવટ ઇનકાર કર્યો અને મેંને મીલકત વેચાણ લીધી છે એમ તકરાર કરી અને તેણે પોતાનો કબજો ત્રીસ વરસ કરતાં વધારે મુદતનો છે છે એમ સાબેત થએલુ છે. ૧૫ વી. રી. ૧૪૦.

૩૦૨—તેમાં ઠરાવેલુ છે કે વાદીના ફાયદા સારૂ પ્રતીવાદીનો કબજો હતો એમ સાબેત કરવાનો બોજો વાદીને શીરછે. વી. રી. ૮

૩૦૩—બક્ષીસ પત્રની રૂઇએ બક્ષીસ લેનારે એક જમીનનો કબજો લેવાને દાવો કર્યો. એવું કહીને કે મને બક્ષીસ આપનારે તે જમીન પ્રતીવાદીને થોડી મુદતને સારૂ વેચેલી છે. તેમાં ઠરાવ્યુ છે કે પ્રતીવાદીએ ફકત તેઓની પરવાનગીથી કબજો મેળવેલો છે કે નહી એ વીશેની તકરાર કર્યા સીવાય વાદીને બક્ષીસ આપનારનો હક્ક સાબેત કરવાની જરૂર પાડી છે તે જડજની ચુક છે., ૪ મુંબાઇ. ૭૦.

૩૦૪—સને ૧૮૪૦ ના આકટ ४ ની ક. ૩ પ્રમાણે માજીસ્ટ્રેટે જમીન જપ્ત કરેલી તેનો કબજો લેવાના દાવામાં પુરાવનો બોજો વાદીને શીરછે ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૩૫.

૩૦૫—સને ૧૮૪૦ ના આકટ ૪ પ્રમાણે ફૈસલો કરવામાં આવેલો હોય તો જ્યારે જમીનદારે દાવો કર્યો હોય ત્યારે પક્ષકારને પોતાનો હક્ક સાબેત કરવાનુ જે બંધન છે તેમાંથી તે પક્ષકાર છુટતો નથી. ૧ વી. રી. ૨૧૧.

૩૦૬—ब પાસેથી વેચાંણખતની રૂઇએ ખરીદદાર તરીકે अ ના કબજામાં જમીન છે. જે સખસના કબજામાં છેવટ તે જમીન હતી તેની પાસેથી क ड એ જબરાઇથી કબજો લીધો અને તે જમીન ઉપર ष એ કરી આપેલા બક્ષીસ પત્રની રૂઇએ અમારો હક્ક છે એવો તેમણે તકરાર કરી. તેથી अ એ ફોજદારી કોર્ટમાં ફરીઆદ કરી અને તે કોર્ટનાહુ-

કમ પ્રમાણે તેને ફરી કબજો અપાવ્યો અને क તથા ड ને પોતાનો હક્ક ઠરાવવાને દીવાની કોર્ટમાં દાવો કરવાને ફરમાવ્યુ તેથી તેમણે પોતાના હક ઉપર આધાર રાખીને તથા સદરહુ વેચાણ ખત ઉપર વાંધો લેઈને દાવો કર્યો. તેમાં જુડીસીયલ કમેટીએ ઠરાવ્યું છે કે अ ને પોતાનો હક્ક સાબેત કરવાની જરૂર પડે તે પહેલાં તે જમીન ઉપર કાંઇક હક્ક છે એમ સાબેત કરવાની क તથા ड ની ફરજ છે. ૪ મુર ઇંડીયન અપીલ્સ ૨૩૩.

૩૦૭—કબજો ગયા તારીખથી છ માસ વીત્યા પછી કબજો લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે વાદી પોતાનો હક્ક બતાવ્યા સીવાય કબજો લેઇ શકતા નથી કારણ કે તે હક્ક સાબેત કરવાનો બોજો તેને સીર છે. ૪ મદ્રાસ. ૪૭૮—૭ વી. રી. ૨૧૨—૧૭ શ્રી. રી. ૧૮૧.

૩૦૮—સને ૧૨૭૨ ના આકટ ૧૦ પ્રમાણે ફોજદારી અધીકારીએ કરેલા ફેસલા પ્રમાણેના કબજાવાળા પક્ષકાર ઉપર કબજો લેવાને તથા હક્ક ઠરાવવાને દાવો કરવામાં આવે તો પુરાવનો બોજો વાદીને શીર છે. ૨૫ વી. રી. ૨૦ તથા ૪૬૪.

૩૦૯—એક સખસે અમુક ઝાડ ઉપરનો હક્ક ખરીદ કરેલો તેના વારસ તરીકે પ્રતીવાદી ઉપર એવો દાવો કર્યો છે કે અમુક ઝાહાડનાં ફળ લેતાં મને હરકત કરે નહી એવો પ્રતીવાદીને અટકાવ કરવો જોઈએ. તેમાં ઠરાવ્યું છે કે જીલ્લા જડજના અભીપ્રાયમાં એવું આવેલુ છે કે પ્રતીવાદીઓનો કબજો ભોગવટો છે માટે તે ઝાહાડ અગર તેની ઉપજ ઉપર વાદીનો હક છે તે સાબેત કરવાનો બોજો વાદીને શીર નાંખેલો છે તે બરોબર છે. ૪ મુંબાઈ ૬૦.

૩૧૦—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૩૦ થી જુદો દાવો કર્યા સીવાય અરજદારની પાસેથી કબજો લેઇ લેવાને હુકમનામાવાળાનો હક્ક નથી એવી તકરાર કરવાનો હક્ક ફકત અરજદારને આપેલો છે પણ તેથી તેના ઉપર પોતાનો દાવો સાબેત કરવાનો જે બોજો છે તે કાંઇ જતો નથી. ૮ વી. રી. ૮.

૩૧૧—સને ૧૮૫૯ ના આકટ ૮ની કા. ૨૩૦ પ્રમાણેના દાવામાં પુરાવનો બોજો દાવેદાર ઉપર છે. ૩ બં. લો. રી. ૯૦—૧૨ વી. રી. ૧૬.

૩૧૨—ઠરાવેલુ છે કે વાદીએ બજાવણીમાં થએલા લીલામની તારીખે પોતાનો કબજો હતો એમ સાબેત થએલુ છે માટે જે પ્રતીવાદી લીલામવાળી મીલકત ઉપર દાવો રાખે છે તેણે પોતાનો અગર હુકમનામાના દેણુદારનો હક્ક સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે અને તેણે તે પ્રમાણે કર્યું નથી માટે વાદીનો પ્રતીવાદી વીરૂદ્ધ હક્ક ઠરાવવાના દાવાનુ હુકમનામું મેળવવાનો હક્ક છે. ઇ. લો. રી. ૬ મુંબાઇ. ૨૧૫.

૩૧૩—હુકમનામાની બજાવણીમાં અમુક જમીન લાખીરાજ તરીકે વેચવામાં આવેલી તે જમીનનો કબજો કાયમ ઠરાવવાના દાવામાં જો કે પ્રતીવાદીએ એમ કબુલ કરેલુ છે કે દાંવાવાળી જમીન વાદીની જમીનદારીની હદમાં આવી ગએલી છે તોપણ વાદીનો હક્ક સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૭ વી. રી. ૧૪૮,

૩૧૪—કીમતી અવેજ આપીને શુદ્ધ બુદ્ધીથી જે ખરીદદાર થએલો હોય અને તેને જે સખસના નામ ઉપર ખરીદ કરેલી મીલકત હોય અને તે સખસ માલેકપણાના કૃત્યો કરતો હોય અને દુનીઆમાં ખરા માલેક તરીકે વર્તતો હોય તેની તરફની ખબર સીવાય તે ખરીદદાર થએલો હોય તેવા ખરીદ કરનાર-

ના ઉપર હકક મંજુર કરાવવાના દાવામાં હકકની પુષ્ટીમાં કાંઈ પુરાવ આપ્યા સીવાય કબજેમાં હારો છે એમ જે પક્ષકાર કહેતો હોય તે પક્ષકાર જ્યાં સુધીપોતાનો હકક સાબેત કરે નહી ત્યાં સુધી પ્રતીવાદીને તેનો હકક સાબેત કરવાની ફરજ પાડી શકતો નથી. ૧૪ વી. રી. ૯૫.

### અગ્રક્રીયાધીકાર.

**૩૧૫**—એક અગ્રક્રીયાધીકારના હકકનો અમલ કરવાને **અ** એ દાવો કર્યો તેમાં **બ** ને આપેલું વેચાણ કબુલ કરવામાં આવેલુછે પણ એમ કહેવામાં આવ્યું છે કે **બ** નુ વેચાણ ખત જે તારીખે થયુ તે પહેલાંની તારીખ તે ઉપર નાંખવામાં આવી છે માટે તે તારીખ પહેલાંની નાંખી છે એમ સાબેત કરવાનો બોજો **અ** નેસીરછે. ૮ વી. રી. ૩૮૩.

**૩૧૬**—માલેકપણાના કારણથી અગ્રક્રીયાધીકારનો હકક ઠરાવવાના દાવામાં માલેકપણા વીશે પ્રતીવાદીએ ગમે તેટલુ ખોટું કહ્યુ હોય પણ તેથી વાદીના ઉપર પોતાનું માલેકપણું સાબેત કરવાનો બોજો છે તે જતો નથી. ૯ વી. રી. ૪૫૫.

**૩૧૭**—અગ્રક્રીયાધીકારનો હકક ઠરાવવાના દાવામાં પ્રતીવાદીએ કીંમતની જે રકમ બતાવેલી છે તે ખોટી છે એમ કહેવામાં આવે તો તેની પુષ્ટીમાં વાદીએ કાંઈક પુરાવ ગુજારવાનો છે. ૧૩ વી. રી. ૪૩૫ વી. રી. સને ૧૮૬૪ પાનું ૩૦૪.

**૩૧૮**—અગ્રક્રીયાધીકારનો હકક ઠરાવવાના દાવામાં વેચાણ ખતમાં બતાવેલી કીંમત બરોબર નથી એમ વાદી વાંધો લેતો હોય તો જોકે તે બતાવેલી કીમત કરતાં ઓછી કીમતે તે મીલકત વેચવામાં આવી છે એવુ પ્રથમ દર્શનીક પુરાવથી બતાવવાનો બોજો વાદીને શીરછે તોપણ સાધારણ રીતે સેહેજ પુરાવ હોય તો તેને પોતાની હકીકત સાબેત કરવાને બસ થાયછે અને તે પ્રમાણે સાબેત કરવામાં આવે એટલે પ્રતીવાદીને વેચનારને અને ખરીદદારને સદરહુ ખતમાં બતાવેલી કીમત બરોબર છે એમ મજબુત પુરાવથી સાબેત કરવાનુ છે. ઈ. લો. રી. ૫ અલ્હાબાદ ૧૮૪.

**૩૧૯**—અગ્રક્રીયાધીકારના હકકનો અમલ કરવાના દાવામાં વેચાણખતમાં બતાવેલી કીમત બરોબર નથી તે વીશેનો નીર્ણય કરવામાં તે મીલકતની વ્યાજબી કીમત શું છે તેનો નીર્ણય કોર્ટને કરવાનો નથી પણ તે વેચાણના અવેજ તરીકે ખરી રીતે કેટલી રકમ આપવામાં આવી છે તે નક્કી કરવાનુ છે. ઈ. લો. રી. ૬ અલ્હાબાદ ૩૪૪.

### દાવાનો ભાગ છોડી દેવો.

**૩૨૦**—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૭ પ્રમાણે વાદી જે ભાગ બાબત હાલ દાવો કરે છે તે ભાગનો દાવો પ્રથમના દાવામાં વાદીએ કરવો છોડી દીધો હતો અને તે વખતે તેને દાવાનુ કારણ ઉતપન થયું હતુ તો તે હરકત હકીકતની છે માટે પુરાવનો બોજો તે હરકત લેનારને શીર છે. ૧૯ વી. રી. ૪૨૯.

### મીલકત પાછી લેવી તથા આકાર.

**૩૨૧**—સને ૧૭૯૩ ના કાયદા ૧૯ ની કા. ૧૦ પ્રમાણે મીલકત પાછી લેવાને દીવાની કોર્ટમાં દાવો કરવામાં આવે તો તે પ્રથમ દર્શનીક રીતે સાબેત કરવાનો બોજો વાદીને શીરછે. ૮ બં. લા. રી. ૫૬૬—૨૦ વી. રી. ૪૫૯—૧૪ મુર ઇંડીયન અપીલ્સ ૧૫૨ —૨૦ વી. રી. ૪૬૫.

**૩૨૨**—સને ૧૮૫૯નો આકટ ૧૪ અમલમાં આવ્યો તે પહેલાં સને ૧૭૯૩ ના કાયદા ૧૯ ની કા. ૧૦ પ્રમાણે હકકનો અમલ

કરવાને એટલે નામુદ લાખીરાજ ઈનામની રૂઇએ પ્રતીવાદીના કબજામાં જમીન છે તે જમીન પાછી લેવાને દીવાની કોર્ટમાં દાવો કરવામાં આવ્યો છે તેમાં ઠરાવ્યુંછે કે સદરહુ કાયદા ૧૯ ની કા. ૧૦ પ્રમાણે તે કામ છે એમ સાબેત કરવાનો બોજો વાદીનેસીર છે. ૨ વી. રી. ૧૦૫—૧ વી. રી. ૧૬૪.

૩૨૩—નામુદ હકની રૂઈએ એકસોવીઘાં જમીન મારી તરીકેની છે તે પાછી લેઇને ચાકાર ઠરાવવાને દાવો કરવામાં આવે અને તે એકસોવીઘાં કરતાં વધારે જમીન છે એવું બતાવવાને પ્રતીવાદી પોતાની સનદ ફાઈલ કરે તો વાદીએ પ્રતીવાદીનો હક બરોબર નથી એમ પ્રથમ દર્શનીક પોતાના હક બતાવવાનો છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૮.

૩૨૪—પ્રીવીકૌંસીલે ૮ બં. લા. રી. ૫૬૬ નો ઠરાવ કરેલો છે તેના આધારથી ઠરાવવામાં આવે છે કે અમુક જમીન માહાલની છે એવું બતાવવાનો બોજો વાદીને શીર છે એ નીયમ હાલના કામની ગફ્રક લીલામમાંથી ખરીદ કરનારના પ્રતીનીધી તરીકે વાદી હોય તેને લાગુ થાય છે. ઇ. લા. રી. ૨ કલકતા ૩૭૮ —૨૫ વી. રી. ૨૦૯.

૩૨૫—સને ૧૮૬૨ માં આ કામમાં તકરારી જમીન છે તે વીશે અ ઉપર તે પાછી લેવાને દાવો કરેલો હતો એવા કારણથી કે નામુદ લાખીરાજ હકથી તેનો કબજો છે તે અને તેમાં વાદીએ હુકમનામુ મેળવ્યું હતુ પછી કેટલાંક વરસોએ અ તરફથી બ ને હક મળ્યો છે અને તે બ ઉપર સાંથ ઠરાવવાને વાદીએ આ દાવો કર્યો છે. બ એ તકરાર કરી કે હકુમતની હરકત છે અને જે લાખીરાજ ઇનામની રૂઇએ અ દાવો રાખે છે તે સને ૧૭૯૦ પહેલાં આપેલુ હતુ. તેમાં ઠરાવેલું છે કે બ ની તકરાર સાબેત કરવાનો બોજો બ ઉપર છે. ઇ. લો. રી. કલકતા ૫૦૧—૧ કલકતા લો. રી. ૫૯૬

૩૨૬—જે જમીન લાખીરાજ તરીકે કબજે રાખેલી છે તે પાછી લેવાને જમીનદારે કરેલા દાવામાં લાખીરાજદાર સને ૧૭૯૦ ના ડીસેંબર માસની તારીખ પહેલીના પહેલાંની તારીખના ઇનામની રૂઇએ દાવો રાખતા હોય તો તે સાબેત કરવાનો બોજો તેને શીર છે. પણ જો પાછળની તારીખના ઇનામની રૂઇએ તે દાવો રાખતો હોય તો જમીનદાર જ્યાં સુધી પ્રથમ એમ બતાવે નહી કે દાવાવાળી જમીન માહારી જમીનદારી પૈકીની છે અને તે એક વખતે માલની જમીન હતી એમ સાબેત કરે નહી ત્યાં સુધી જમીનદારનો હુકમનામુ મેળવવાનો હક થતો નથી. ૨૪ વી. રી. ૪૪૭.

૩૨૭—અમુક જમીન ઉપર લાખીરાજ હક ઉપર દાવો કરવામાં આવ્યો છે તેમાં ઠરાવ્યું છે કે જો પુરાવનો બોજો વાદીને સીર છે તોપણ દાવાવાળી જમીન લાખીરાજ છે અને તે કાયમ ઠરાવ થતા પહેલાં માલી હતી એમ સાબેત કરવાની જરૂર નથી. ઈ. લો. રી. ૫ કલકતા ૯૪૫—૬ કલકતા લો. રી. ૨૫૦.

૩૨૮—જમીન પાછી લેવાના દાવામાં પ્રતીવાદી એમ કહેતો હોય કે તે લાખીરાજ છે તો તે માલની જમીન છે એમ પ્રથમ બતાવવાનો બોજો વાદીને શીર છે. ઇ. લૉ. રી. ૯ કલકતા ૮૧૩—૧૨ ક. લો. રી ૪૭૫ ઇ. લો. રી. ૧૨ કલકતા ૧૯૨—૧૮ વી. રી. ૧૫૧—૮ વી. રી. ૪૫૪.

૩૨૯—એક લાખીરાજદાર બીજાના ઉપર જમીન પાછી લેવાને દાવો કરી શકતો નથી અને પ્રતીવાદીને પોતાનો હક સાબેત કરવાને ફરજ પાડી શકતો નથી. પુરાવનો

બોજો વાદીને શીર છે. ૭ વી. રી. ૩૬૨.

૩૩૦—જમીનદારના એજંટ તરીકે સરકાર કામ કરતા હોય તો સરકાર નામુદ લાખીરાજ જમીન પાછી લેવાને દાવો કરી શકે છે માટે તે માહાલની જમીન છે એમ જ્યારે દાવો રાખવામાં આવે તો તે સાબેત કરવાનો બોજો જમીનદારને શીર છે ૨. વી. રી. ૨૭૯.

૩૩૧—સાધારણ જમીનદાર તરીકે વાદી જમીન ઉપર આકાર ઠરાવવાને દાવો કરતો હોય તો પુરાવનો બોજો વાદીને શીર છે. ૮ વી. રી. ૪૫૧.

૩૩૨—લીલામમાંથી ખરીદ કરનારે બળવાન લાખીરાજ તરીકેની દાવાવાળી જમીન ઉપર આકાર ઠરાવવાને દાવો કરે તો તે લાખીરાજ છે એમ સાબેત કરવાનો બોજો રૈયત ઉપર છે. ૩ વી. રી. ૧૮૨ તથા ૬૯-૨ વી. રી. ૧૩૫-૫ વી. રી. ૧૫૧.

૩૩૩—બનારસના પ્રાંતમાં માફી જમીન હતી તેની સાંથ લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં જમીનદારે એમ બતાવવું જોઈએ કે ફસલી વરસ ૧૧૯૭ માં તે લાખીરાજ હોય તો કાયદેસર રીતે પાછી લીધેલી થાયછે અને આકાર ન્યાયની રૂઇના ઠરાવથી નક્કી કરવામાં આવેલો છે. અગર જો તે માલની ફસલી વરસ ૧૧૯૭ માં હોય તો કાયદેસર તે પાછી લેવાની હકીકત તથા સાંથ ખરી રીતે વસુલ કરવામાં આવેલી તે તેણે સાબેત કરવી જોઇએ. આ હકીકત પ્રતક્ષ અને ખાસ પુરાવથી સાબેત કરવાનો બોજો જમીનદારને શીર છે. ૩ આગ્રા. ૩૬૪.

૩૩૪—વાદીની જમીનદારીમાં પ્રતીવાદીના કબજામાં અમુક જમીન છે એમ કબુલ કરવામાં આવ્યુ છે અને તેમાંની કેટલીક જમીન સાંથ આપનારી છે માટે તેમાંની કાંઇ જમીન માફી છે એમ સાબેત કરવાને પ્રતીવાદીઓ મરજી રાખતા હોય તો વાદી જમીનદારને તમામ અગર તેમાંની કાંઇ જમીન માલની છે એમ સાબેત કરવાની ફરજ પાડતા પેહેલાં તે હકીકતનો પ્રથમ દર્શનીક પુરાવ આપવાને બંધાએલો છે. ઇ. લો. રી. ૬ ક. ૬૬૬.

૩૩૫—અમુક જમીન માહાલની કહેવામાં આવી છે તે પ્રથમના જમીનદારે લાખીરાજ તરીકે કપટ ભરેલી રીતે બીજાને આપેલી છે માટે તેનો ખાસ કબજો લેવાના દાવામાં તે જમીન માહાલની છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૨ હે. ૩૬૨.

૩૩૬—વાદીની મીલકતમાંની જમીનનો કબજો લેવાને દાવો કરેલો છે તેમાં પ્રતીવાદીએ તે જમીન માફી છે એવી તકરાર બતાવેલી છે માટે તે હક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૫ વી. રી. ૨૫૯.

૩૩૭—વાદીએ એમ સાબેત કરવું જોઇએ કે પ્રથમ તેણે જમીનનો ઠરાવ કરવાને અરજી કરી હતી અને તે વીશે તેને ના કહેવામાં આવીછે એમ પાછી લીધેલી જમીનનો કબજો લેવાના દાવામાં ઠરાવેલુ છે. ૨ વી. રી. ૨૩૫૮

૩૩૮—ઠરાવેલુ છે કે હકીકત ઉપરથી પુરાવના બોજા વીશે કાયદાનો જે નીયમ છે તેથી વ્યાજબી કારણ હોય તો નીચેની કોર્ટ જુદાં ચાલી શકે છે. પણ જે રીતે જે ચાલે તે રીત ઇનસાફને ઘણું અનુસરતી હોવી જોઈએ. ૧૫ વી. રી. ૧૮૩.

૩૩૯—ઠરાવેલું છે કે પ્રતીવાદી પાસેથી કબજો છોડાવવાના દાવામાં જમીન માલની છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. અને વાદી અને તેની જગોએ આગળ થઈ

ગએલા હોય તે જમીનની સાંથ લીધી છે એમ પણ સાબેત કરવાનુ છે. ૨૩ વી. રી. ૩૮૮.

૩૪૦—લાખીરાજ હકક સાબેત કરવાને વાદી કોર્ટમાં આવે તો કેટલાક વરસ સુધી કબજાનો પુરાવ દેખીતો લાખીરાજ તરીકેનો હોય તેથી તેને હક્ક સાબેત કરવાની માફી મળતી નથી. ૭ વી. રી. ૪૫૮.

૩૪૧—વાદી પાસેથી પ્રતીવાદીએ કબજો લેઈ લીધેલો તે કબજો લેવાના દાવામાં ઠરાવ્યુ છે કે જમીનદારે અમુક તારીખ પછી લાખીરાજ હક્ક ઉતપન થએલો છે એમ સાબેત કરવાનું છે ૨ વી. રી. ૩૦૩-૨ હે. ૯૦ માર્સ ૨૧૫.

## માલનું વેચાણ.

૩૪૨—નમુનાથી માલ વેચવામાં આવે તો જે સખસ એમ કહેતો હોય કે નમુના પ્રમાણે માલ નથી તે સખસને શીર પુરાવનો બોજો છે. બર્ક ૨૭૬.

## મેહેસુલ બાકી સારૂ લીલામ.

૩૪૩—અમુક જળ કર લેવાને કાયમ ઠરાવવાળી મીલકતના લીલામમાંથી ખરીદ કરનારે દાવો કરેલો છે તે જળકર પ્રતીવાદીઓના કબજામાં સુમારે પચાસ વરસથી છે અને જે ઉપર કાયમ થતા પહેલાંની તારીખથી અમુક જમીનના હકકની સાથેના હકક તરીકે દાવો રાખેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે વાદીએ પોતાનો હકક છે એમ સાબેત કરવાનુ છે માટે પુરાવનો બોજો તેને શીર છે. ૧૨ બં. લો. રી. ૨૧૦, ૨૦ વી. રી. ૪૪.

૩૪૪—અમુક જમીન જ્યારે પડતર હોય ત્યારે તે વખતનો જમીનદાર પ્રતીવાદીને આપતો હતો તે જમીનની ચડેલા મેહેસુલની બાકી સારૂ એક મુઠો વેચાવવામાં આવેલો તે બાબત ખરીદદારે દાવો કરેલો છે. વાદીએ કહ્યું છે કે આ જમીન જે મીલકતનો કાયમ ઠરાવ કરવામાં આવેલો છે તેમાં આવી ગએલી છે પણ વાદી તે સાબેત કરી શકયો નહી તેથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો છે. ૫ વી. રી. ૮૦.

૩૪૫—અમુક મીલકત ઉપર માહારા હકકનો બોજો છે એમ જે પક્ષકાર કહેતો હોય તે પક્ષકારને શીર તે શુદ્ધ બુધ્ધીનો હકક છે એમ સાબેત કરવાનું છે. ૫ વી. રી. ૧.

૩૪૬—સને ૧૮૫૯ ના આકટ ૧૧ ની ક. ૩૭ ના વીશેશ ઠરાવ પ્રમાણે લીલામમાંથી ખરીદ કરનાર માહારી પાસેથી કબજો છોડાવી શકતો નથી એવો રૈયત દાવો રાખતી હોય તો તેનો કબજો કેવા રૂપનો છે એમ સાબેત કરવાનો બોજો તે રૈયતને શીર છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૨૫.

## ચડેલી સાંથ બાબત લીલામ.

૩૪૭—બંગાળાના સને ૧૮૬૯ ના આકટ ૮ સાંથ બાબતનો છે તેની કલમ ૫૯ અને ૬૦ પ્રમાણે પેટા હક્કદાર પાસેથી ખરીદ કરનારે પ્રતીવાદીના કબજાની જમીનનો કબજો લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે પ્રતીવાદીનો તે જમીન ઉપરનો હકક સદરહુ સાંથના આકટની ક. ૬૬ પ્રમાણે વાદીને દુર કરવાનો હકક છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ઈ. લો. રી. ૧૩ કલકતા. ૧.

૩૪૮—સને ૧૮૧૯ ના કાયદા ૮ પ્રમાણે એક પટની હકકનુ વેચાણ રદ કરવાને જમીનદારે દાવો કર્યો. એવા કારણથી કે નોટીસ બજેલી નથી. તેમાં ઠરાવ્યું છે કે પુરાવ આકટની ક. ૧૦૬ ના હેતુ પ્રમાણે નોટીસ બજાવેલી છે. એમ સાબેત કરવાનો

બોજો પ્રતીવાદીને શીર છે. ૨૧ વી. રી. ૩૯૭.

## હુકમનામાની બજાવણીમાં લીલામ.

૩૪૯—હુકમનામાનો દેણદાર ગેરશીરસ્તે થયાના કારણથી હુકમનામાની બજાવણીમાં થએલુ લીલામ રદ કરવાને દાવો કરે તો ગેરસીરસ્તે થએલુ છે એમ સાબેત કરવાનો બોજો તેને શીર છે. ૨ વી. રી. ૭૪ માર્સ ૫૯૨, ૨ ઇંડીયન જ્યુરીષ્ટ ૧, ૫ વી. રી. ૭, ૯ મુર ઇંડીયન અપીલ્સ ૩૨૪.

૩૫૦—કપટના કારણથી બજાવણીમાં થએલુ લીલામ રદ કરવાને દાવો કરવામાં આવે તો તે કપટ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ફકત પ્રોસેસ કાહાડવામાં ગેરસીરસ્તે થએલુ હોય તેથી કપટ સાબેત થતુ નથી. પછી લીલામમાં થએલી માગણીઓ એટલી બધી થોડી હોય કે જેથી અંદેશો ઉતપન થાય તોપણ ચીંતા નહી. ૨૪ વી. રી. ૩૮૮.

૩૫૧—કેટલાંક વરસો ઉપર હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકત વેચવામાં આવેલી તે પ્રતીવાદીએ ખરીદ કરેલી તેથી તે ખરીદદાર ઉપર હુકમનામાના દેણદારે તે જમીન બાબત દાવો કર્યો તેમાં કેટલાંક કારણો હતાં તેની સાથે એક એવું કારણ હતુ કે સને ૧૭૯૫ ના બંગાળાના કાયદા ૨૦ ની કા. ૧૨ પ્રમાણે જે નોટીસો કાહાડવાની જરૂર છે તે લીલામ કરતા પહેલાં ચોડવામાં આવી નહી હતી. તેમાં ઠરાવ્યુ છે કે તે નોટીસો ચોડવાની કસુર કરવામાં આવી છે એમ સાબેત કરવાનો બોજો તે વાદીને શીર છે માર્સ. ૫૯૨-૫ વી. રી. ૭-૯ મુર ઇંડીયન અપીલ્સ. ૩૨૪-૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૧

૩૫૨—કપટના કારણથી હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ રદ કરાવવાના દાવામાં વાદીએ કહેલું છે કે તે કપટ માહારા જાણવામાં અમુક વખતેજ આવેલું છે. તેમાં ઠરાવ્યુ છે કે વાદીઓએ તે કપટ જાણ્યાનો જે વખત કહ્યો છે તે વખત પેહેલાં તે જાણતાં હતાં એમ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીઓને સીર છે. ૪. લો. રી. ૬ અલહાબાદ. ૪૦૬.

૩૫૩—એક હુકમનામાની બજાવણીમાં અમુક મીલકત ઉપરનો તે હુકમનામાના દેણદારનો હકક સબંધ જપ્ત કરવામાં આવ્યો તેથી તે દેણદાર પાસેથી કરાવી લીધેલા વેચાંણ ખતોની રૂએ વાદીએ દાવો કર્યો. પણ તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો અને તે મીલકત વેચાવવામાં આવી. હુકમનામાના લેણદારે લીલામમાંથી તે મીલકત ખરીદ કરી અને પ્રતીવાદીને વેચાંણ આપી અને પ્રતીવાદીએ વાદી પાસેથી કબજો લીધો. તે ઉપરથી વાદીએ પોતાના વેચાંણ ખતની રૂએ કબજો લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે વેચાંણ શુધ્ધ બુદ્ધીનુ છે એમ સાબેત કરવાનો બોજો તદન વાદીને શીર છે એમ નથી. પણ વળી પ્રતીવાદીએ ગુજારેલો પુરાવ તપાસવો જોઇએ. ૨ બં. લૉ. રી. ૩૨૬.

૩૫૪—વડીઆઈ પાસેથી ખરીદ કરનાર દીકરી જેના હીત સખસે શુદ્ધ બુદ્ધીથી અને નોટીસ વીના મીલકત ખરીદ કરી હોય તેની પાસેથી કબજો છોડાવવાને કોર્સીસ કરે તો પછી કપટનો હેતુ સાબેત થએલો ના હોય તોપણ તે વ્યહવાર શુદ્ધ બુદ્ધીથી થએલો છે એમ સંપુર્ણ અને સંતોષકારક પુરાવથી સાબેત કરવાની જરૂર છે. વી. રી. ૭૭.

૩૫૫—બજાવણીમાં થએલુ લીલામ શુધ્ધ બુધ્ધીથીનું નથી પણ સાજસનું છે એવા કારણથી તે લીલામ રદ કરવાને દાવો કરવામાં આવ્યો. તો તેમાં પુરાવનો બોજો વાદીને સી-

ર છે અને એવી હકીકત બતાવવામાં આવે કે તે વહેવારની શુદ્ધ બુદ્ધીની બાબતમાં કેટલક અંદેશો ઉત્પન્ન થાય તો તેથી વાદીને બસ નથી. પરંતુ કબજો લેવાને તથા વેચાંણના આધારથી વાદીનો હકક ઠરાવવાને દાવો કરવામાં આવે તો હુકમનામાના દેણદારે લખી આપેલા દસ્તાવેજ તે રજુ કરે તેથી બસ પડ્તુ નથી. વાદીએ વેચાંણ આપનારની બાબતમાં પોતાની જે રચીતી હોય તે રચીતી ઉપરથી તથા એવી હકીકત હોય કે જેથી વેચાંણ લીધાનો સંભવ ના હોય તે ઉપરથી જે અંદેશો ઉતપન થાય તે અંદેશામાંથી વાદીએ છુટા થવું જોઇએ. ૨૩ વી. રી. ૧૪૧-૨૪ વી. રી. ૨૦૯.

૩૫૬—હુકમનામાનો દેણદાર એક તરફી ફેંસલો રદ કરવાને અરજ કરે એવા કારણથી કે માહારા ઉપર સમન્સની બજાવણી અસરકારક રીતે થએલી નથી તો તેણે પોતાનો પુરાવ આપવો જોઇએ અગર પ્રથમ દર્શનીક રીતે તે હકીકત બતાવવી જોઈએ. ૨૧ વી. રી. ૨૪૨-૨૨ વી. રી. ૪૨૩.

૩૫૭—સને ૧૮૧૩ માં એક દસ્તાવેજથી દેવની ધર્મ પ્રમાણે પુજા કરવાને જમીન અર્પણ કરેલી હતી અને સને ૧૮૨૦ માં એક વહેંચણનો લેખ થયો તેમાં તે અર્પણ મંજુર રાખેલું હતું. વાદીએ તે મીલકત બીજાને આપેલા તે આપવું રદ કરવાને તથા અર્પણના દસ્તાવેજોનો ટ્રસ્ટ ઠરાવવાને દાવો કર્યો. મીલકતના કબજેદારોએ કહ્યુ છે કે પાછળથી વહેંચણનો લેખ સને ૧૮૪૫ માં લખવાગાં આવ્યો હતો. અને કુટંબનોજે વ્યહવાર છે તે ઉપરથી તે ટ્રસ્ટ રદ કરવાનો ઇરાદો જણાયો હતો. તેમાં ઠરાવ્યું છે કે તે ટ્રસ્ટ કર્યો છે એવુ સાબેત કરવાનો બોજો તે કબજેદારોને શીર છે અને જો તે સાબેત ન કરે તો વાદીના દાવાના જવાબમાં તેઓ મુદતના કાયદાની તકરાર બતાવી શકતા નથી. ૧૦ બં. લો. રી. ૧૯-૧૭ વી. રી. ૪૯-૧૪ મુર ઇંડીયન અપીલ્સ. ૨૮૯.

### દાવાનો આંક.

૩૫૮—જ્યારે પ્રતીવાદી એમ કહેતો હોય કે દાવાનો આંક વધારે બાંધેલો છે તો તે કહેવાનુ સાચાપણું સાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીરછે. પબં. લા. રી. ૬-૧૩ વી. રી. ૩૨૭.

### ખોટી રીતે મીલકત વાપરવી.

૩૫૯—દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણેના દાવામાં વાદીઓએ કહ્યું છે કે પ્રતીવાદીઓએ ખોટી રીતે અને જબરાઇથી જે કાટનાં લાકડાં અર્થાત રીતે વાદીના કબજામાં હતાં અને જે ઉપર તેનો હકક હતો તે લાકડાં પ્રતીવાદીઓ લેઇ ગએલા છે તેથી તે લાકડાં દાવાના ખર્ચ સાથે અપાવો એવો દાવો કરેલો છે તેમાં જો એમ સાબેત થાય કે વાદીના ખરી રીતના અગર અર્થાર્થ રીતના કબજામાંથી જબરાઈથી અને ખોટી રીતે તે મીલકત પ્રતીવાદીઓએ લીધી છે તો પછી પ્રતીવાદીઓનો તે લાકડા ઉપર હકક છે એમ પ્રતીવાદીઓને બતાવવાનુંછે. આ કામમાં વાદીએ પોતાનો કબજો અગર જબરાઇથી કબજો ગએલો અથવા ખોટી રીતે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે એમ સાબેત કરી શકયો નથી અને પ્રતીવાદી તે લાકડા ઉપરનો પોતાનો હક્ક સાબેત કરી શકયો છે માટે પ્રતીવાદીના લાભમાં ઠરાવ થવો જોઈએ. ૭ વી. રી. ૨૮૬.

### પરચુરણ ફેંસલાઓ.

૩૬૦—સરકારે વારસીક રકમ આપવાની તે રકમ ખરીદ કરનારે તે એક હુકમના-

આની બજાવણીમાં ખરીદ કરી હતી અને તે વારસીક રકમને તો રાગરાસ હક્ક કહેવામાં આવતી હતી. તેમાં ઠરાવ્યું છે કે આ રકમ આપવાની બાબતમાં તે કોઇ બીજાને આપી શકાય નહી એવું કાંઇક રહેલુ છે એ સાબેત કરવાનો બોજો વાદીને સીર છે. ૫ વી. રી. ૫૫-૮ મુર ઇંડીયન અપીલ્સ ૧.'

૩૬૧—વાદીની જમીનમાં પઇને પ્રતીવાદીઓએ નવો રસ્તો કરેલો તે બંધ કરાવવાને અને પ્રતીવાદીઓએ જુનો જે રસ્તો બંધ કરેલો તે ખુલ્લો કરાવવાને દાવો કરેલો છે. તેમાં ઠરાવેલુ છે કે આ દાવામાં ફક્ત તપાસ કરવાનો સવાલ એટલો છે કે વાદીની જમીનમાં રસ્તો કરીને પ્રતીવાદીએ પ્રવેશ કરેલો છે કે નહી. તે જમીન વાદીની છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૩ બં. લો. રી. ૩૫૧-૧૨ વી. રી. ૨૭૫.

૩૬૨—મરનાર હુકમનામાના દેણદારનો વારસ તે દેણદારની કેટલીક મીલકતનો કબજો કબુલ કરતો હોય તો તે મીલકત કેટલી છે એમ સાબેત કરવાનો બોજો તે વારસને શીર છે અને તે હુકમનામાવાળાને શીર નથી. ૨ વી. રી. ૪૧.

૩૬૩—ઈનકમટાક્સનો હીસ્સો લેવાને એક સહહીસ્સેદારે દાવો કરેલો તેમાં નીચેની કોર્ટે ઠરાવ્યુ છે કે પ્રતીવાદી વહીવટદાર છે. તેમાં ઠરાવ્યુ છે કે પ્રતીવાદીએ પોતાના હીસ્સાની સાંથ વસુલ કરવાને બીજા સખસો નીમ્યા હતા એવું બતાવવાને દસ્તાવેજ ફક્ત રજુ કરેલો છે તે કબજો બંધ થવાના પુરાવ વીના કરેલો છે માટે વાદીનો કબજો બંધ થએલો છે એમ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે તે જતો નથી. ૫ વી. રી. ૧૬૮.

૩૬૪—વીસ વરસ કરતાં વધારે મુદતથી મુંબાઈના કાજી તરીકે વાદીએ કામ કરેલુ એમ બતાવવામાં આવેલુ છે તેથી પ્રતીવાદીએ તે કામ કરતાં વાદીને હરકત કરી. અને તેને શી મળતી હતી તેમાંથી બાતલ કર્યો. તે બાબતના પ્રતીવાદી ઉપરના દાવામાં વાદીને ગેરકાયદે નીમેલો છે એમ બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે અને તે બતાવવાને જો પ્રતીવાદી કસુર કરે તો વાદીને જીતવાનો હક્ક છે. ૧ મુંબાઇ ૧૦.

૩૬૫—એક ઇકરારનામાનો દસ્તાવેજ કરીને કુટંબની ગોઠવણ કરવામાં આવેલી તેની રૂઇએ મજીયારી મીલકતનો હીસ્સો લેવાને વાદીએ દાવો કરેલો છે તેમાં જરૂરીઆત સરતો બને ત્યારે તે મીલકત મળવાની હતી. તેમાં ઠરાવ્યું છે કે મજીયારા કુટંબની મીલકતના હીસ્સાના દાવાની બાબતમાં જે પુરાવના બોજાનો નીયમ છે તે પ્રતક્ષ રીતે લાગુ થતો નથી અને વાદી પોતાના દાવાના કારણનો કેટલો પ્રથમ દર્શનીક પુરાવ આપવાને બંધાએલી છે. ૧૦ વી. રી. ૧૯૪.

૩૬૬—પ્રતીવાદી પાસેથી સાંથનો હીસ્સો લેવાને દાવો કરવામાં આવ્યો છે તેમાં ઠરાવ્યું છે કે વાદીનો કેટલો હીસ્સો છે તે સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ૧૯ વી. રી. ૨૮૫.

૩૬૭—વાદીએ પોતાના દત્ત લેનાર બાપની મીલકતનો કબજો લેવાને દાવો કર્યો. એવું કહીને કે વીધવા રાધાબાઇને તે મીલકત ગીરો આપવાનો હક્ક નહી હતો. તેમાં ઠરાવ્યું છે કે તે ગીરો આપવાને ખરી જરૂર હતી એમ સાબેત કરવાનો બોજો નંબર. ૨ ના પ્રતીવાદી ભેરૂ ઉપર છે. ૪. લો. રી. ૧૧ મુંબાઇ ૫૦૯.

૩૬૮—હીંદુશાસ્ત્ર પ્રમાણે થતા અનુમાનો ખોજા મુસલમાનોને લાગુ થાય છે. માટે જે સખસ તે શાસ્ત્ર વીરૂદ્ધ નીયમ કહેતો

હોય તે સખસને શીર' તે નીયમ સાબેત કરવાનો બોજો છે. વળી ઠરાવેલુ છે કે મીલકત વડીલોપાર્જીત છે એ સાબેત કરવાનો બોજો વાદીને શીર છે. આવા કામોમાં પ્રતીવાદીને શીર પુરાવનો બોજો નાંખવાને કેટલોક પુરાવ જોઈએ તેનો આધાર દરેક કામની હકીકત ઉપર છે. ઇ. લો. રી. ૧૨ મુંબાઇ પાનું ૨૮૦.

૩૬૯—ઠરાવેલુ છે કે પ્રતીવાદીએ પોતાની જમીનો હુકમ કાયમ રાખવાનો હુકમ મેળવ્યો છે. અને વાદી આ દાવો કરીને તે હુકમ વીશે વાંધો લેછે માટે વાદીએ પોતાની હકીકત સાબેત કરવાની છે અને તે વેચાંણ હકકથી દાવો રાખેછે માટે વેચાંણની કીમત આપેલી છે એમ વાદીએ સાબેત કરવાની જરૂર છે. ઇ. લો. રી. ૧૨ મુંબાઇ ૨૭૦.

૩૭૦—એક હીંદુએ વુઇલ કરીને બીજાને માટે મીલકત મુકેલી હતી પછી તે મીલકત લે વસીયત કરનારના કુટંબના અંગજુતોએ વડીલોપાર્જીત છે એમ કહ્યું માટે તે મીલકત વડીલોપાર્જીત છે એમ સાબેત કરવાનો બોજો વાદીઓને શીર છે. ઈ. લો. રી. ૧૨ મુંબાઇ ૧૨૨.

૩૭૧—બાપની હયાતીમાં વહેંચણ કરાવવાના હકક બાબત દાવો રાખતો હોય અને વીશેશે કરીને જંગમ મીલકત બાબત હોય તો હમેશાં ઘણો શક પડેછે અને જુદા જુદા અભીપ્રાય થાયછે અને તેથી હીંદુશાસ્ત્રમાં તે આવી જાય છે એવું અનુમાન થતુ નથી. કારણ કે વીરૂદ્ધ રીવાજ ના હોય તો ખોજા મુસલમાનોને હીંદુશાસ્ત્ર લાગુ છે માટે તેવા મુસલમાનોને જે પક્ષકારને તેવો હક્ક કહેતો હોય તે પક્ષકારને શીર તેવો હક સાબેત કરવાનો બોજો છે. એકાદા સખસે પૈસો એકઠો કરેલો હોય અને તે પૈસો વડીલોપાર્જીત મીલકત છે એમ કહેવામાં આવતુ હોય તો જે મીલકત વારસામાં લીધેલી છે તે મીલકતથી તે પૈસો એકઠો કરવામાં અગત્યની રીતે મદદ થએલી છે એમ બતાવવું જોઈએ. ઇ. લો. રી. ૧૩ મુંબાઈ ૫૩૪.

૩૭૨—ઠરાવેલું છે કે લધા કલ્યાણજી ગુજરી ગયો તે વખતે તેણે મજીયારી મીલકત મુકી હતી એવું સાબેત કરવાને કાંઇ પુરાવ નથી. તે સખસ પોતાના ભાઇ જીવણ સાથે મજીઆરે હશે પરંતુ તેઓની પાસે મજીઆરી મીલકત હતી એમ તે ઉપરથી નીકળતુ નથી. જો કે અનુમાન પ્રમાણે દરેક હીંદુ કુટંબ જમવામાં પુજા કરવામાં અને મીલકતમાં મજીઆરૂં હોય છે પણ તેથી દરેક કુટંબ પાસે મીલકત છે એમ અનુમાન થતુ નથી. કુટંબની અસલ મીલકત હતી એમ કબુલ થએલુ ના હોય તો મજીઆરી મીલકત હતી એમ સાબેત કરવાનો બોજો દાવેદારને શીર છે. સબબ વાદી કહેછે કે મજીઆરી મીલકત હતી તો તે હકીકત પોતે સાબેત કરવાને બંધાએલોછે પણ તે સાબેત કરી શકયો નથી. ઇ. લો. રી. ૧૩ મુંબાઈ ૬૧.

૩૭૩—એક ખતના અસલ પક્ષકારોના પ્રતીનીધીઓ વચ્ચે ખતની રૂઈએ દાવો ચાલેલો તેમાં પ્રતીવાદીએ દાવાની રકમ ઓછી કરવાને કોશીસ કરી એવા કારણથી કે તે ખતની તમામ રકમ મળેલી નથી. કારણ કે તે ખતનો કેટલોક અવેજ જુના દેવાનો છે અને કેટલીક રકમો હીસાબમાં જમે માંડેલી છે તે લેવામાં આવેલી નથી. તેમાં હાયકોર્ટે અસલ કોર્ટના હુકમનામાથી તે રકમો અપાએલી નહીં તેટલુ હુકમનામુ ફેરાવેલુ છે તે સાથે જુડીશીયલ કમીટી મળતી આવી છે. કારણ કે અસલ કોર્ટે પુરાવના બોજાની વ્યવસ્થા બરોબર કરેલી નથી. અને વાદી જાણે લેહેણું સાબેત કરવાને પોતાના ચોપડા ઉપર આધાર રાખ-

તો હોય એમ ચાલેલુ છે અને વળી પુરાવનું વજન કરવામાં તેમણે ચુક કરેલી છે. ઇં. લો. રી. ૯ અલ્હાબાદ ૭૧૩.

૩૭૪—વાદીની પટની જાગીર પૈકીની કેટલીક જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવ્યો છે અને તે જમીન તેના ખેડુતના ઉપરના થએલા હુકમનામાની બજાવણીમાં વેચાવવામાં આવેલી તે પ્રતીવાદીએ ખરીદ કરેલી છે તેથી પ્રતીવાદીએ તે દાવામાં એવી તકરાર બતાવી કે તે ખેડુતનો કબજો રાખવાનો કાયમ હક છે અને તે બીજાને આપવા લાયકછે. તેમાં ઠરાવ્યું છે કે તે બીજાને આપવા લાયકછે એ સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીરછે. ઈં. લા. રી. ૧૫ કલકતા ૮૯.

૩૭૫—જે કામમાં ગીરો છોડાવીને જમીનનો કબજો લેવાને વાદી દાવો કરે તે કામમાં અને જે કામમાં જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવેલો હોય અને પ્રતીવાદીએ વીરૂદ્ધ બાર વરસના કબજાનો જવાબ આપેલો હોય તે કામોની વચ્ચે પુરાવના બોજા વીશે સ્પષ્ટ ભેદછે. દરેક કામમાં વાદીએ પોતાના હકક વીશે તકરાર કરવી જોઇએ અને જો હકક વીશે ઈસ્યુ હોય તો પ્રતીવાદીને પોતાનો જવાબ સાબેત કરવાની ફરજ પાડતાં વાદીએ ઓછામાં ઓછા પ્રથમ દર્શનીક પુરાવથી પોતાનો હકક સાબેત કરવો જોઈએ. જે કામમાં વીરૂદ્ધ બારવરસના કબજાનો જવાબ હોય તે કામમાં પ્રતીવાદીએ હકકની તકરાર કરીને તે સાબેત કરવો જોઇએ અને એમ બતાવવું જોઇએ કે વાદીએ પોતાનો જે હકક બીજી રીતે સાબેત કરેલો છે અગર તેનો તે હકક કબુલ થએલો છે તે તેણે ખોએલો છે. ગીરોથી છોડાવીને કબજો લેવાના દાવામાં તે દાવાના પ્રકાર ઉપરથી પ્રતીવાદીનો અગર તેની જગોએ આગળ થઈ ગએલા સખસનો કબજો કાયદેસર છે એમ પ્રથમથી ધારવામાં આવેછે માટે દાવાની અરજીમાં વાદીએ એમ બતાવવુ જોઈએ કે અમુક હક ઉપર હું આધાર રાખુછું અને તે હકક દાવાની તારીખે કાયમ છે માટે પોતાનો તે હકક મુદતની અંદર છે એમ બતાવવાને પ્રથમ દર્શનીક પુરાવ ના આપે તો તે દાવાવાળી મીલકત ઉપર પોતાનો હકક સાબેત કરી શકતો નથી. ઈં. લા. રી. ૧૧ અલ્હાબાદ ૪૩૮.



## મ.

## મુખજુબાનીનો પુરાવ.

### જુદાં જુદાં કામોમાં તેવા પુરાવની બુજ.

૧—હકીકત અગર હક સાબેત કરવાને જો મુખ જુબાનીનો પુરાવ માનવા લાયક હોય તો તે દસ્તાવેજી પુરાવ સીવાય બસ છે. ૮ વી. રી. ૩૬૬, ૯ વી. રી. ૧૨૫, ૧૨ વી. રી. ૩૫૪, ૧૮ વી. રી. ૩૨૩ તથા ૩૪૮.

૨—જબરાઇથી કબજો છોડાવવામાં આવેલો છે એવુ કહીને દાવો કરવામાં આવેલો હોય અને તેમાં મુખજુબાનીનો પુરાવ માનવા લાયક અને લગતો હોય તો તે કબજો સાબેત કરવાને બસ છે. ૮ વી. રી. ૩૨૮, ૯ વી. રી. ૧૫૫.

૩—કાંઇ પણ દસ્તાવેજી પુરાવ આ દેશમાં ખરી રીતના કબજાની સાથે જોડાએલો હોય (જેમ કે પટા કરારો, ઉઘરાતના કાગળો વીગરે) તો તે પુરાવ સીવાય જમીનનો કબજો સાબેત કરવાને અમુક હકીકતથી ફકત મુખજુબાનીનો પુરાવ બસ નથી એમ ઠરાવેલુ છે. ૮ વી. રી. ૩૪૧, ૧૩ બં. લો. રી. ૪૨૭, ૨૧ વી. રી. ૩૪૦. ઇંડીયન અપીલ્સ ૧૯૨.

૪—સીમાડાની તકરારમાં કબજો અગર હક સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ

બીલકુલ બસ નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું. ૧૩૫.

**૫**—જુબાનીનો પુરાવ જો માનવા લાયક હોય તો ભોગવટાનો હક્ક સાબેત કરવાને કાયદેસર રીતે બસ છે. ૭ વી. રી. ૪૬૨.

**૬**—વેચાણની કીમત લેવાના દાવામાં તે કીમત કેવી રીતે વહેંચી આપવામાં આવી છે તે બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૭ વી. રી. ૪૦૮.

**૭**—એવાં કેટલાંક કામો હોય છે કે જેમાં ખોળાધરી અને તેની રકમ વીશે કોર્ટો મુખજુબાનીના પુરાવ ઉપરથી ચાલી શકે છે પણ તેવો મુખ જુબાનીનો પુરાવ અંદેશા વીનાનો હોવો જોઈએ. ૨ વાવ્યપ્રાંત ૨૧૦.

**૮**—દેશી વંશાવળી સાબેત કરવામાં જો કાંઈ જન્મનું તથા મરણનું રજીસ્ટર ના હોય તો મરનારના સગાઓનું મુખજુબાનીનું કહેવું પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧ ઇંડીઅન જ્યુરીષ્ટ ૧૩૨–૧ મદ્રાસ ૯૨.

**૯**—હીસાબ થએલો હતો તે મુખજુબાનીના પુરાવથી સાબેત થઈ શકે છે. ૧ મદ્રાસ ૧૮૩.

**૧૦**—સામા દસ્કતની રૂઇએ જે દેવું હોય તે ફક્ત મુખજુબાનીના પુરાવથી વસુલ આપેલું છે એમ સાબેત થઇ શકે છે. ૧ મુંબાઇ ૧૧.

**૧૧**—લખેલો કરાર પુરો કરવામાં આવ્યો છે એ વીશે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે ૨ મદ્રાસ ૪૧૨.

**૧૨**—ઠરાવેલુ છે કે જો કે ગીરો ઉપરનું દેવું નાણું આપી વસુલ આપવાની સરત હોય તોપણ ગીરો રાખનાર નાણાની કીમત જેટલી ચીજ લેઈ વસુલ લેવાને મુખજુબાનીથી પોતે બંધાઇ શકે છે. પછી તે ગીરો ઉપરના દેવા વીશે લખેલો કરાર થએલો હોય તેની ચીંતા નહીં. તે કરાર પુરો કરવામાં આવે અને વસુલ આપી પતાવવામાં આવે એ હકીકત તે કરારથી તદન જુદી છે. ૨ આગ્રા. ૧૬૩.

**૧૩**—એકાદા દસ્તાવેજમાં એવો ઠરાવ હોય કે તે દસ્તાવેજ ઉપર વસુલ આપ્યાનો શેરો કર્યા સોવાયનું વસુલ કબુલ કરવામાં આવશે નહી તો તેથી વસુલ આપ્યાનો બીજો પુરાવ બાતલ થતો નથી. ૫ મદ્રાસ ૪૫૧–૧ વાવ્યપ્રાંત ૧૪૬.

**૧૪**—એક કીસ્તબંદી ખતની રૂઇએ દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી છે કે અમુક મીલકત વાપરવાને તે ખત લખી આપતી વખતે મુખજુબાનીથી કરાર કરેલો હતો અને તે પ્રમાણે તે મીલકત વાદીને અમે સોંપેલી છે અને તે મીલકત વાપરવાથી આ દેવું પતી ગએલું છે. તેમાં ઠરાવેલુ છે કે પ્રતીવાદીનું જે કહેવું છે તેથી ફક્ત વસુલ આપ્યાની તકરાર થાય છે માટે પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે આવી તકરારના આધાર વીશે તપાસ કરવાને કાંઇ હરકત થતી નથી. માટે સદરહુ રીતે આપેલી જમીનમાંથી થએલા નફામાંથી તે કીસ્તબંદીનાં તમામ નાણાં અંગર તેનો કાંઈ ભાગ વસુલ થએલો છે કે નહી તેની તપાસ કરવાને કામ પાછુ મોકલવામાં આવેલુ છે ૪ કલકતા લો. રી. ૨૭૪.

## લખેલાં દસ્તાવેજો વીશે ખુલાસો તથા પક્ષકારોનો ઇરાદો.

**૧૫**—અમુક ગીરો ખત પ્રથમ થએલુ છે કે નહી એ વીશેનો સ્વાલ (ગીરો આપનાર અને ગીરો રાખનારની વચ્ચે નહી) ઉપતન થયો હોય તો ગીરો રાખનારની મુખજુબાનીની સાહેદી એવી હોય કે તે થએલુ છે તો તે ગીરોખત રજુ કર્યા વીના તે હકીકત સા

બેત કરવાને બસ છે. ઈ. લો. રી. ૧૨ કલકતા. ૫૨.

૧૬—એક પક્ષકાર એમ બતાવે કે अ ના લાભમાં એક ખત લખી આપવામાં આવ્યું છે પણ તે ખરી રીતે ब ના લાભનુ છે અને अ તે ખતમાં ફકત ब ના ગુમાસ્તા તરીકે પક્ષકાર છે તો તે બતાવવાને તે મુખત્યાર છે. માર્સ. ૩–૧ હે. ૨૪.

૧૭—હીંદુઓની વચ્ચમાં अ ને વાસ્તે જમીનનામાની ખરીદ કરવામાં આવીછે અને अ ને જે ખત લખી આપી વેચાણ આપવામાં આવ્યું છે તે ખરી રીતે अ ब અને क એ ખરીદ કરેલી છે એવું બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૨ મદ્રાસ. ૨૬.

૧૮—એક દસ્તાવેજમાં જે પક્ષકારનુ નામ વાપરેલુ છે તે બીજા સખસ તરફથી ફકત એનામી છે એવું બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૬ વી. રી. ૧૯૧.

૧૯—દસ્તાવેજનો ખુલાસો કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકે છે પરંતુ તેમાં તે ઠરાવો હોય તે ખુલા અને અંદેશા વીનાના હોય તો તેમાં ફેરફાર કરવાને મુખજુબાનીનો પુરાવ દાખવ થઈ શકતો નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૨૨-૧ વી. રી. ૭૪-૯ વી. રી. ૫૬૬.

૨૦—લખેલા કરારમાં બતાવેલી વસ્તુઓ લખવાને સારૂ તે કરાર બાહારનો પુરાવ દાખલ થઇ શકેછે. અમુક વખતે અમુક દાણા આપવા એવો લખેલો કરાર હોય તો કેટલીક મર્યાદાની સાથે તે કરાર કરતી વખતે કેવી જાતના દાણા આપવા તે વીશે પક્ષકારોનો જે હેતુ હોય તે બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૫ મું. ૮૭.

૨૧—લખેલા કરારમાં ફેરફાર કરવાને અગર તેના શબ્દો ઉપરથી જે અર્થ નીકળતો હોય તેથી જુદો અર્થ બતાવવાને તે કરાર બાહારનો પુરાવ દાખલ કરવા લાયક નથી. પણ તે શબ્દોમાં છુપો અંદેશો હોય તો તેનો ખુલાસો કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૭ વી. રી. ૧૪૪.

૨૨—દસ્તાવેજનો ખુલાસો કરવાને એટલે એક પટની પઠામાં એક ગામ બતાવેલુ નથી તે બતાવવાનો પક્ષકારોનો ઈરાદો હતો એવું સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૮ વી. રી. ૧૫૨.

૨૩—પ્રતીવાદીને જમીન ગીરો આપવામાં આવેલી તે છોડાવવાને દાવો કરવામાં આવ્યો તેમાં વાદીઓએ એક દસ્તાવેજમાં સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કલમ ૧૫ પ્રમાણે હકકની કબુલત હતી તે ઉપર આધાર રાખેલો છે. તેમાં ઠરાવ્યું છે કે તે દસ્તાવેજ જે જમીનને લાગુ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે તે જમીનને તે લાગુ કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૫ મદ્રાસ. ૩૨૦.

૨૪—એક ખત લખી આપનારાઓએ પોતાનુ વર્ણન મોજા સના રહેવાશી જમીનદાર તથા પાટીદાર र ના અમે દીકરા છીએ એમ બતાવીને ખતનાં નાણાંની સાનમાં પોતાનો એક વસો અને પાંચ વીસવાસી હીસ્સો લખી આપેલો છે. પછી તે ખતની રૂઈએ તે હીસ્સા ઉપર અમલ કરવાને દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે સને ૧૮૭૨ ના આકટ ૧ લા ની કલમ ૯૨ નો વીશેશ ઠરાવ ૬ અને કલમ ૯૫ પ્રમાણે તે ખત લખી આપનારાઓએ મોજા स માં નો પોતાનો હીસ્સો સાનમાં લખી આપેલો છે તે બતાવવાને પુરાવ આપી શકાય છે. ઈ. લો. રી. ૨ અ-

અમદાવાદ. ૮૩૨.

૨૫--અમુક લખેલો કરાર કરવામાં આવેલો તેમાં પ્રથમ એવો ઠરાવ કરેલો છે કે અમુક સરતોની સાથે પ્રતીવાદીએ મીલકત વેચાણુ આપવાને કબુલ કરેલું છે તેથી વાદીએ તે કરારનો વીશેશ રીતે અમલ કરવાને દાવો કર્યો. પ્રતીવાદીએ કહ્યું છે કે અમો પક્ષકારોની વચ્ચે જે કરાર થએલો છે તે તમામ કરાર તે લખેલા કરારમાં નથી. તેથી તેમણે પોતાની તકરારની પુષ્ટીમાં મુખજુબાનીનો પુરાવ આપ્યો. તેમાં ઠરાવ્યું છે કે તે લખેલા કરારમાં કેટલીક સરતો પ્રમાણે એવા શબ્દો છે તેનો શો હેતુ છે તે બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૬ કલકતા. ૩૨૮-૭ કલકતા. લો. રી. ૧૨૮.

૨૬--પ્રતીવાદીએ એક પ્રોમીસરી નોટથી રૂ ૧૦૦૦) વ્યાજ સાથે વાદીને આપવાને વચન આપેલું તેથી તે પ્રોમીસરી નોટની રૂઇએ દાવો કરેલો છે. પ્રતીવાદીએ પાછળથી ડબલ્યુ ઉપર નીચે પ્રમાણે કાગળ લખેલો છે:--વળી હું તમને રૂ ૧૦૦૦) તથા રૂ ૯૦૦) એ પ્રમાણે બે રકમો આપવાને જવાબદાર થાઉંછું તેમાં પાછલી રકમ ઉપર દર વરસે દર સેંકડે ૨૪ ટકા પ્રમાણે વ્યાજ છે તેમાં ઠરાવ્યું છે કે જો તે કાગળ ડબલ્યુના નામનો છે તોપણ તે વાદી સ ને લખેલો છે અને કાગળ તેને આપવામાં આવ્યો હતો એવું બતાવવાને તથા તે કબુલતમાં તે દેવું બતાવેલું છે તથા તે પ્રામેશરી નોટ સબંધીનુ છે એવુ બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૫ બં. બો. રી. ૬૩૨-૧૨ વી. રી. ૨.

૨૭--એક જુના દસ્તાવેજનો કેટલોક લખેલો ભાગ ઉધાઇ ખાઈ ગએલો હતો તેથી તે દસ્તાવેજના શબ્દો પુરા પાડવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવામાં આવેલો છે તે બરોબર છે માર્સ ૬૨૦.

૨૮--એકાદો દસ્તાવેજ જુનો હોય અને તેનો અર્થ શક ભરેલો હોય તો તે કરી આપનારના કૃત્યો તે દસ્તાવેજના અર્થની પુષ્ટીમાં પુરાવમાં બતાવી શકાય છે. ૪ મુંબાઈ ૧૩૯.

૨૯--લખેલા કરારના પક્ષકારો વચ્ચેના વ્યહવાર સબંધી પક્ષકારોની વર્તણુંક મીલકતની કીમત અને બીજી હકીકત સાબેત કરવાને મુખ જુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૮ વી. રી. ૫૧૫.

૩૦--પક્ષકારનો ઈરાદો નકકી કરવાને સારૂ કોર્ટોએ ફકત લખત જોવું જોઇએ. અને પક્ષકારો અગર તેઓના સાક્ષીઓ કહે તે જોવાનુ નથી. આગ્રા સને ૧૮૭૪ પાનુ ૩૯.

૩૧--લખેલા કરારમાં ફેરફાર કરવાને તથા તેથી જુદુ બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી એવો જે નીયમ છે તે જે કામમાં પક્ષકારોનો ઇરાદો પોતાની વચ્ચેનો તમામ કરાર લખતમાં આવવો જોઇએ એવો ના હોય તેને લાગુ થતો નથી. અને તે પ્રતક્ષ પુરાવો અથવા લખત રીતસર ના હોય તે ઉપરથી જણાઇ શકે છે. ૧૮ વી. રી. ૩૧૫.

૩૨--એક કરારનો ખાસ રીતે અમલ કરતાં સામી હરકત લેવામાં પક્ષકારોનો ઇરાદો ખરી રીતે તે લખેલા દસ્તાવેજમાં બતાવેલો નથી એમ પ્રતીવાદી મુખજુબાનીના પુરાવથી બતાવી શકે છે. ૧ મુંબાઇ ૨૬૨.

૩૩--એક લખેલા કરારમાં કપટ અગર ભુલ ના હોય અને પક્ષકારોનો ઈરાદો પોતાનો હેતુ લખેલો બતાવવાનો હોય તો મુખજુબાનીનો પુરાવ તે લખેલા કરારમાં ફેરફાર કરવાને અગર જુદુ બતાવવાને આપી શકતો નથી. ખરી રીતે વેચાણુ આપ્યાના શબ્દો પક્ષકારે લખેલા હો

તેમ છતાં ફક્ત તે ગીરો આપવામાં આવ્યું છે એમ પક્ષકારો ફક્ત મુખજુબાનીના પુરાવથી બતાવી શકતા નથી. તોપણ પક્ષકારોનાં કૃત્ય અને વર્તણુંક ઉપર તથા વેચાણની જે કીમત કહેવામાં આવી હોય તેની રકમ ઉપર તથા વેચેલા હકની ખરી કીમત ઉપર નજર રાખીને તે લખતનો અમલ વેચાણ તરીકે છે એ વીશે તપાસ કરવી એ અગત્યની છે. ૫ વી. રી. ૯૮, ૭ વી. રી. ૩૩૪.

૩૪—એક વેચાણ ખત લખી આપીને अ એ ब ને કેટલીક મીલકત વેચાણ આપી તે ખત રજીસ્ટર થએલું હતું. क એ અગ્રક્રિયાધીકારના હકનો દાવો રાખ્યો. તેમાં ઠરાવ્યું છે કે અસલ પક્ષકારોના કૃત્ય અથવા તેઓની કહેલી હકીકત લખેલા દસ્તાવેજોમાં જે ઇરાદો બતાવેલો છે તેથી જુદો હતો એવું ત્રીજા પક્ષકાર વીરૂદ્ધ સાબેત કરવાને દાખલ કરવા લાયક છે ૫ વી. રી. ૭૬.

૩૫—વાદી તથા પ્રતીવાદીએ મજીયારા ખતથી અમુક મીલકત ખરીદ કરી તેમાં ઠરાવ્યું છે કે તેઓએ પોતાની વચ્ચમાં કેવો ઠરાવ કરેલો છે અને તે ખરીદ કરેલી જમીન કેવી રીતે વહેંચી લેવાની છે તે બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૭ વી. રી. ૩૫૩.

### લખેલા દસ્તાવેજોથી જુદું બતાવવું અથવા તેથી ઉલટું બતાવવું.

૩૬—લખેલા કરારના ઠરાવમાં ફેરફાર થાય, વધારો થાય અથવા કમી થાય તેવો તે કરાર વખતનો મુખજુબાનીનો કરાર સાબેત કરવાને પુરાવ લેઇ શકાતો નથી. ઈ. લો. રી. ૫ કલકતા ૩૦૦-૪ કલકતા લો. રી. ૪૧૯.

૩૭—લખેલા દસ્તાવેજોના શબ્દોમાં ફેરફાર થાય તેવો મુખજુબાનીનો પુરાવ જો ખાસ હકીકતનો ના હોય તો દાખલ કરવા લાયક નથી. ૮ વી. રી. ૩૩૯.

૩૮—જ્યારે કપટ 'ભુલ' અથવા અગર તેવીજ હકીકત કહેવામાં આવી ના હોય તો દસ્તાવેજ ઉલટાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકતો નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું ૫૮-૧ વી. રી. ૭૬.

૩૯—જોઇતો અવેજ ના હોય અને પક્ષકારોની વર્તણુંક ઉપરથી એમ જણાતું હોય કે દસ્તાવેજમાં અગર લખતમાં જે વ્યહવાર છે તેથી જુદો વ્યહવાર છે તોપણ લખેલા દસ્તાવેજમાં ફેરફાર કરવાને અથવા તેથી જુદી હકીકત બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ૩ બંગાળા લો. રી. ૮૩-૧૧ વી. રી. ૪૫૦.

૪૦—બચાવ તરીકે જમીનના વેચાણનો લખેલો કરાર તે ખરી રીતે પક્ષકારોએ કરેલો નથી એવું બતાવીને નક્કી જેવો કરવાનો હેતુ હોય તો ઇકવીટી પ્રમાણે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. પરંતુ જે શબ્દો બતાવેલા છે તે ખરેખરા નથી એવું માનવાને કોર્ટ લલચાય એવો પુરાવ ઘણોં મજબુત જોઇએ. ફરીથી વેચાણ કરવાનો કરાર લખી આપવામાં આવે ત્યાંસુધી લખેલા કરારનો અમલ બંધ રાખવાને એક સાથેજ મુખજુબાનીનો કરાર થએલો છે એ વીશેનો પુરાવ કાયદાની કોર્ટમાં બચાવ તરીકે દાખલ કરવા લાયક છે. ૨ મુંબાઇ. ૩૮.

૪૧—લખેલા કરારનો અમલ કરવાને સ્માલકાજ કોર્ટમાં દાવો કરેલો હોય તો પક્ષકારોની વચ્ચેની ગોઠવણના ઠરાવો તે દસ્તાવેજમાં બતાવેલા નથી એવી હકીકત સાબેત કરવાને તથા તે બતાવવાને મુખજુબાનીનો પુરાવ આપવાને પ્રતીવાદીનો હક છે. ૧૨ વી.

વી. રી. ૫૩૨.

૪૨—એક ખતની રૂઇના દાવામાં પ્રતીવાદીએ એવું બતાવવાને પુરાવ રજુ કર્યો કે તે ખત લખી આપ્યા પછી વાદીએ કહ્યું હતુ કે બારે દરના વ્યાજ બાબત જે અમુક ઠરાવ છે તે કસુર કરવામાં આવે તો તેનો ગુન્હેગારી તરીકે અમલ કરવાનો ઇરાદો રાખેલો છે અને તેમાં જે સરતો બતાવેલી છે તેનો અમલ કરવાનો નથી. તેમાં ઠરાવ્યુ છે કે તે પુરાવ દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૭૬૪.

૪૩—વારસીક રકમ આપવાના કરારમાં જે અવેજ બતાવેલો છે તેથી તે રકમ આપવાને જુદો અવેજ છે એવુ બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ૫ મુંબાઇ. ૩૭.

૪૪—મજીયારે પટે રાખવાને એક લખેલા દસ્તાવેજમાં ઠરાવ હતો અને તે લખી આપનાર તમામ પક્ષકારોએ એક ગામની તમામ સાંથ આપવાને મજીયારો કરાર કરેલો હતો પરંતુ દરેકે પોતાના કબજામાં કેટલીક જમીન રાખવી એ વીશે બતાવેલુ નહી હતું. તેમાં ઠરાવેલુ છે કે દરેક પક્ષકારે જુદા જુદા ખાસ કરાર કરેલા હતા એવું બતાવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી અને રીવાજના પુરાવ તરીકે તે પુરાવ ગુજારવામાં આવ્યો હોય તેથી કાંઈ તફાવત થતો નથી. ૫ મદ્રાસ ૧૩૫.

૪૫—એક નાણું ધીર્યાનો કરાર પ્રતીવાદીને બંધનકાર્ક હતો તે લખી આપ્યો એટલે તરત તેનો અમલ કરવાને વાદીએ કોસીશ કરી પણ તે દસ્તાવેજનો અમલ તે વખતે કરવો નહી જોઇએ એ વીશે મુખજુબાનીથી તેણે કબુલ કર્યું હતુ અને તે બાબત પ્રતિવાદીને કાંઈ અવેજ મળેલો નહી હતો તો તે મુખજુબાનીના કરાર બાબત પ્રતીવાદી પુરાવ આપી શકે છે. ૧ મદ્રાસ ૪૫૭.

૪૬—આ કામમાં અમુક રકમ જે છોડી દેવામાં આવીછે તે આપવી જોઈએ એવો મુખજુબાનીનો કરાર બતાવેલો છે. તે લખેલા કરારમાં જે હેતુ બતાવેલોછે તેના વીરૂદ્ધ વ્યવસ્થા કરવાનો છે તેથી તે કરારના શબ્દોનો જે અર્થ થાય છે તેમાં ફેરફાર કરવાનુ થાય છે એટલુંજ નહી પણ તે શબ્દોનો અર્થ કરવાનો કેવો ઇરાદો છે તે બતાવવામાં આવેછે. પાછળથી નાણાંની પોહોચ આપવામાં આવી હોય તેથી દેવુ થતુ નથી કારણ કે ફારકતી આપવાથી તે બંધ થઈ ગએલુ હતુ. ૬ મદ્રાસ. ૩૫૩.

૪૭—અમુક જે મુખજુબાનીનો કરાર કહેવામાં આવ્યો છે તે ગીરોના કરાર વીરૂદ્ધ છે માટે પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે તે દાખલ કરવા લાયક નથી. ઈ. લો. રી. ૨ કલકતા. ૫૮.

૪૮—ચાર ગામોના એક હીસ્સા સબંધી કબુલતની રૂઇએ ચડેલી સાંથ લેવાને વાદીએ દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે મને જે ચાર ગામો પટે આપવામાં આવ્યાંછે તેમાંના એક ગામનો મને ફકત કબજો આપેલો છે માટે હું તમામ દાવાનો જવાબદાર નથી. એમ બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવામાં આવ્યોછે કે વાદી તથા પ્રતીવાદીની વચ્ચમાં એવો કરાર થએલોછે કે જે કબુલત પ્રમાણે તમામ સાંથ આપવાનીછે તે પ્રતીવાદીના કબજામાં ખરી રીતે જે ગામો આવે તેજ ગામોની સાંથ આપવાની છે. તેમાં ઠરાવ્યું છે કે તે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવામાં આવ્યો છે તે બરોબર છે. ૪ કલકતા લો. રી. ૧૦૦.

૪૯—ઠરાવેલું છે કે પુરાવ આકટની

કલમ ૯૨ (૪) પ્રમાણે કરારમાં મુખજુબાનીથી ફેરફાર કરવામાં આવે તે વીશેનો પુરાવ દાખલ કરવા લાયક નથી માટે વાદીને માગેલી દાદ મળવાનો હક્ક નથી. ૭ કલકતા લો. રી. ૫૭૭.

૫૦—સને ૧૮૭૨ ના આકટ ૧ લાની કલમ ૯૨ ના ત્રીજા વીશેશ ઠરાવમાં કોઈ બંધન એવા શબ્દો છે એનો ખરો અર્થ કરાર પ્રમાણે હરકોઇ બંધન હોય તે છે અને કરારમાં અમુક બંધનો હોય તે નથી. ઇ. લો. રી. ૬ કલકતા ૪૩૩–૭ કલકતા લો. રી. ૩૪૭.

૫૧—ઠરાવેલુ છે કે પક્ષકારોની વચ્ચે કપટ ભરેલા રૂપનો વ્યહવાર થએલો છે તે સાબેત કરવાને મુખજુબાનીનો કરાર હોય તો તે વીશેનો પુરાવ દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૧૦ કલકતા ૬૪૯.

૫૨—સરકારી કાગળ ખરીદ કરવા અને વેચવા એ બાબતનો અંદેશા વીનાનો લખેલો કરાર તે કરાર છે કે શરતી કરાર છે એ સ્વાલનો નીર્ણય કરવામાં બતાવેલા શબ્દો ઉપરથી કરવો જોઈએ માટે તે શબ્દોથી જુદુ બતાવવાને અથવા ઉલટાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૯ કલકતા.૭૯૧.

૫૩—ઠરાવેલુ છે કે અમુક મુખજુબાનીની સમજુત વીશેનો પુરાવ સને ૧૮૭૨ ના ૧ લા આકટની કલમ ૯૨ ની રકમ ૩ પ્રમાણે દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૨ અલ્હાબાદ ૫૫૮.

૫૪—ઠરાવેલુ છે કે અમુક વેચાણ ખત રજીસ્ટર થએલુ છે માટે પુરાવ આકટની કલમ ૯૨ ના વીશેશ ઠરાવ પ્રમાણે તે રદ કરવાનો મુખજુબાનીનો કરાર સાબેત થઇ શકતો નથી. ઇ. લો. રી. ૨ મુંબાઈ. ૫૪૭.

૫૫—હીંદુ પડદાનશીન ઓરતના ઉપર ગીરોનો અમલ કરવાનો દાવો કરવામાં આવેલો તેમાં જે હકીકતથી ગીરો લખી આપવામાં આવેલું તે હકીકત સખતાઈથી કોર્ટે જોવી જોઈએ માટે જો એમ જણાય કે પુકત સલાહ વીના તેણીએ તે કરેલુ છે અને તેની અજ્ઞાનતાનો ફાયદો લેવામાં આવ્યો છે. અથવા તે દસ્તાવેજ લખી આપવાને તે લલચાય એવી અઘટીત સખતાઇ તેણીના ઉપર વાપરવામાં આવેલી છે તો કોર્ટ તે ગીરોનો અમલ કરવાને ના પાડે છે. ૧ બં. લો. રી. ૩૧.

૫૬—જે વેચાણ ખત ખુલ્લી રીતે થએલુ માલમ પડતુ હોય તે રદ કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. બી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૮૮, ૨૩ વી. રી. ૧૬૭.

૫૭—એકાદો દસ્તાવેજ વેચાણનો થએલો છે એમ માલમ પડતુ હોય તોપણ તે ખરી રીતે ગીરોનો છે એમ બતાવવાને મુખજુબાનીનો પુરાવ લેઇ શકાય છે. ૧ બી. રી. ૨૨–૧૨ વી. રી. ૨૬૪–૧૮ વી. રી. ૨૫૬–૧૯૦ વી. રી. ૩૩૩.

૫૮—એક પડદાનશીન ઓરતે વેચાણ ખત રદ કરાવવાને દાવો કર્યો. કારણ કે તે ખત સાજસ તથા કપટથી તેણીની પાસેથી લખાવી લીધેલું હતુ તેથી તેનો અમલ ફકત ગીરો તરીકે કરવાનો ઈરાદો છે એવું બતાવવાને તથા તેમાં ઠરાવેલા બ્યાજના દરના ફેરફાર કરવાને કોર્ટે મુખજુબાનીનો પુરાવ દાખલ કરેલો છે. ૧ બં. લો. રી. ૨૮.

૫૯—એક વેચાંણ કરારનો ખાસ રીતે અમલ કરવાને દાવો કરવામાં આવેલો હતો તે કરાર લખેલો હતો અને પક્ષકારોએ કબુલ કરેલો છે પરંતુ પ્રતીવાદીએ કહ્યું છે કે મુખજુબાનીથી એવી સમજુત થએલી છે કે જો હું અવેજનાં નાણાં બ્યાજ સાથે વાદીને બે વરસમાં આપુ તો વાદી તે મીલકત પાછી

અને વેચાંણુ લખી આપે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદી તે લખેલા કરારમાં પુરવણી કરવાને તે બીલકુલ વેચાણ નથી. પણ ગીરોનો ઇરાદો રાખેલો છે એવું બતાવવાને મુખજુબાનીનો પુરાવ આપી શકે છે. ૮ બં. લો. રી. ૮૯.

૬૦—ઠરાવેલુ છે કે વેચાંણ ખતના શબ્દોથી મુખજુબાનીનો કરાર તદન વીરૂદ્ધ છે માટે તેવો કરાર સાબેત કરવાને સને ૧૮૭૨ ના આક્ટ ૧ લા ની કલમ ૯૨ પ્રમાણે પુરાવ બાતલ કરવામાં આવે છે ઈ. લો. રી. ૧ મુંબાઇ. ૩૩૩.

૬૧—એકાદો પક્ષકાર વાદી હોય કે પ્રતીવાદી હોય પણુ જો તે દેખીતુ વેચાણુ તે ખરી રીતે ગીરો છે એમ બતાવવાને સાથે જોડેલો મુખજુબાનીનો કરાર બતાવે તો તે પક્ષકારને તેવા કરાર વીશે પ્રતક્ષ મુખજુબાનીનો પુરાવ આપવા દેઇને પોતાની તરફનુ કામ શરૂ કરવા દેવું નહી જોઈએ. પરંતુ ખુલ્લી રીતે અને વગર ભૂલે પક્ષકારોની વર્તણુક ઉપરથી એમ જણાતુ હોય કે તે વ્યહવાર તેમણે ગીરો તરીકે ગણેલો છે તો કોર્ટે તેનો ગીરો તરીકે અમલ કરવો અને જો જરૂર પડે તો ગીરોની શરતો નક્કી કરવાને અસલ મુખજુબાનીના કરારનો મુખ જુબાનીનો પુરાવ આપવાને તેને પરવાનગી આપવી. ઇ. લો. રી. ૪ મુંબાઇ ૫૯૪.

૬૨—ઠરાવેલુ છે કે સને ૧૮૭૨ ના આક્ટ ૧ લાની કલમ ૯૨ પ્રમાણે વેચાણ ખત ઉલટાવવાને મુખજુબાનીના કરારનો પુરાવ દાખલ થઇ શકતો નથી. ૩ કલકતા લો. રી. ૩૮૬.

૬૩—અમુક વેચાણુ તે ખરી રીતે ગીરો છે એમ જોતાં માલમ પડતુ હોય તો તે જાણવવાને પાછળની વર્તણુક અને આસપાસની હકીકત તે પુરાવ આક્ટની કલમ ૯૨ પ્રમાણે પુરાવમાં લાવી શકાય નહી એમ અવશ્યે કરીને નીકળતુ નથી. ઈ. લો. રી. ૯ કલકતા ૮૯૮-૧૩ કલકતા લો. રી. ૧૧.

૬૪—એક કબાલાની રૂઇએ અમુક જમીનનો કબજો લેવાને વાદીએ દાવો કર્યો. તે કબાલો વાદીને પરભારૂ વેચાણ આપ્યાનો હતો પણ તે વીશે પ્રતીવાદીએ જવાબ આપેલો છે કે તે કબાલાનો ગીરો તરીકે અમલ કરવાનો પક્ષકારોનો ઇરાદો હતો તેથી તે સાબેત કરવાને જે હકીકતથી તે કબાલો લખી આપવામાં આવેલો તથા તે દસ્તાવેજ ગીરો તરીકે હમેશાં ગણવામાં આવેલો તથા ગીરો તરીકે અમલ કરવાનો તેનો ઇરાદો રાખેલો તે વીશે સાબેત કરવાને પુરાવ રજુ કરવામાં આવેલો છે તેમાં ઠરાવ્યું છે કે આ પુરાવ દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૯ કલકતા ૫૨૮-૧૨ કલકતા લો. રી. ૨૮૭.

૬૫—એક હાથચીઠ્ઠી રીતી પુર્વક લખવામાં આવેલો નહી તેમાં કાંઇ વ્યાજ વીશે લખેલુ નહી હતુ તોપણુ તે દસ્તાવેજવાળી રકમ વ્યાજ સાથે વસુલ આપવાને મુખજુબાનીથી કરાર કરવામાં આવેલો તે વીશેનો પુરાવ ગુજારવાને પરવાનગી આપવામાં આવેલી હતી. ૯ કલકતા લો. રી. ૩૦૧.

૬૬—એક પ્રોમીસરી નોટમાં વ્યાજ વીશે કાંઇ કરાર નહી હતો પણુ તે લખી આપ્યા પછી વ્યાજ આપવાને મુખજુબાનીથી કરાર કરવામાં આવેલો તે પુરાવ આક્ટની કલમ ૯૨ ની રકમ ૨ પ્રમાણે સાબેત થઇ શકે છે. ૧૨ કલકતા લો. રી. ૧૬૩.

૬૭—એક નોટમાં ધીરેલાં નાણાં દર સેંકડે પાંચ ટકાના વ્યાજ સાથે વસુલ આપવાને વચન આપેલુ પરંતુ દરમહીને કે દર સેંકડે તે બતાવેલુ નહીં હતું. તેમાં ઠરાવ્યું છે

કે જો એવો અર્થ કરવામાં આવે કે મુદત વીશે હકીકત લક્ષમાં લીધાવીના વ્યાજ ગણવું તે તમામ રીવાજ વીરૂદ્ધ છે અને આ બાબતમાં અંદેશો એવો છે કે તેનો ખુલાસો વ્યાજબી રાહે પક્ષકારોની વચ્ચે પ્રથમ જે લેણદેણ થએલી હોય તેથી તથા રીવાજ ઉપરથી થઇ શકેછે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૩૭૯.

૬૮—ઠરાવેલું છે કે પ્રોમીસરી નોટમાં જે વ્યાજનો દર બતાવેલો હોય તે રદ થાય તે પ્રમાણે વ્યાજનો દર બતાવવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી અને પાછળથી વધારે દરનુ વ્યાજ આપવાને જે કાગળો લખેલા છે તે અવેજ વીનાના છે. ૭ મદ્રાસ ૧૮૯.

૬૯—ખતમાં તમામ અવેજ આપેલો છે એવો મચકુર લખેલો હોય તોપણ થોડો અગર તમામ અવેજ આપેલો નથી એ સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ૭ વી. રી. ૪૨૮.

૭૦—દસ્તાવેજમાં જે અવેજ બતાવેલો હોય તે આપેલો નથી એમ સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ લેઇ શકાય છે પરંતુ થોડોક અવેજ તે દસ્તાવેજ લખી આપતી વખતે આપવાનો હતો તે મળેલો છે અને બાકીનો અમુક દાવાનો પરીણામ થાય ત્યાં સુધી આપવો બંધ રાખવાનો હતો અને તે દાવો જીતે તોજ આપવાનો હતો. તો તે સાબેત કરવાનો મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકે છે. ૬ વી. રી. ૨૬૭.

૭૧—બે દેશી ખતો પ્રતીવાદીએ મુદલ તથા વ્યાજ બાબત લખી આપેલાં અને તે ખતમાં એવુ લખેલુ છે કે મુદલ નાણું કરજે રોકડાં લીધેલાં છે તેમાં ઠરાવેલુ છે કે તે મુદલ પૈકીનો એક ભાગ ફકત મને મળેલો છે એમ પ્રતીવાદી સાબેત પુરાવથી કરી શકેછે. ૨ મદ્રાસ. ૧૭૪.

૭૨—કરારના ઠરાવ ઉલટાવવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખજુબાનીનો પુરાવ પુરાવ આકટની કલમ ૯૨ પ્રમાણે આપી શકાતો નથી. પરંતુ અવેજ છે નહી અથવા કરારમાં બતાવેલો છે તેથી જુદોછે એવું બતાવવાને પુરાવ ગુજારવાને સદરહુ કલમથી હરકત થતી નથી. ઈ. લો. રી. ૩ મુંબાઇ ૧૫૯ ઈ. લો. રી. ૫ મદ્રાસ. ૬

૭૩—તમામ અવેજનાં નાણાં મળેલાં નથી એમ મુખજુબાનીના પુરાવથી પુરાવ આકટની કા. ૯૨ ના વીશેશ ઠરાવ એક પ્રમાણે સાબેત થઇ શકે છે માટે તે પ્રમાણે પ્રતીવાદી કરારનો ખરો પ્રકાર સાબેત કરવાને તથા કરારમાં જે અવેજ બતાવેલો છે તેથી જુદો છે એવું બતાવવાને પુરાવ ગુજારી શકે છે. ઇ. લો. રી. ૧૧ ક. ૪૮૬.

૭૪—એક પ્રતીવાદી હીંદુ છે તેણે દલાલની મારફતે વાદી સાથે વેચાંણનો કરાર કર્યો તે દલાલે પોતાની ચોપડીમાં તે કરારની કાંઇ નોંધ કરી નહી અને ખરીદ કરેલી તથા વેચેલી નોટોમાં અગત્યનો ફેરફાર હતો તે નોટો વાદી તથા પ્રતીવાદીએ કબુલ કરી રાખી હતી. તે કરાર પ્રમાણે નહી આપવાથી દાવો કરવામાં આવ્યો છે. તેમાં ઠરાવ્યું છે કે તે નોટો લખતાં પેહેલાં તે કરાર થએલો હતો અને તે નોટો દલાલે બાતની તરીકે પોતાના મુખ્ય તરફ મોકલી હતી. અને કપટ વીશેનો અમુક સ્ટાટયુટ છે તે લાગુ થતો નથી માટે તે કરારના ઠરાવો સાબેત કરવાને વાદી મુખજુબાનીનો પુરાવ આપી શકે છે. ૯ બં. લો. રી. ૨૪૫–૧૬ વી. રી. ૪૧૪.

૭૫—એક સગીર તરફથી તેના વાલીએ ટ ને ગીરો ખત લખી આપ્યું તેમાં એ-

વો મજકુર લખેલો છે કે તે સગીરની મીલ-કતનું જે અમુક દેવું છે તે ટ એ આપવું અને તે રકમ પાછી વસુલ આપવાને આ ગીરો લખી આપવામાં આવ્યુ છે તે લેવામાં क નું પણ દેવું હતુ પણ તે ટ એ આપ્યુ નહીં તેથી क એ હુકમનામુ મેળવ્યું અને તે સગીરના વાલીએ વસુલ આપ્યું તેથી તે વાલી તરફથી क ના હુકમનામાની વસુલ આપેલી રકમ લેવાને ટ ઉપર દાવો કરવામાં આવ્યો. તેમાં ટ એ તકરાર કરી છે કે સગીર પાકી વયનો થાય અને તે દેવું નાકબુલ કરે તો क તરફથી અગર સગીરના વાલી તરફથી મને જવાબ દેવામાં આવે એ પ્રમાણે ગીરો કરી આપતી વખતે મુખજુબાનીનો કરાર થએલો છે. જીલ્લા કોર્ટે આ તકરારની પુષ્ટીમાં જે પુરાવ હતો તે નામંજુર કર્યો, એવા કારણથી કે પુરાવ આકટની કા. ૯૨ પ્રમાણે તે દાખલ કરવા લાયક નથી. તેમાં ઠરાવ્યું છે કે આ પુરાવ દાખલ કરવા લાયક છે. ઈ. લો. રી. ૭ મદ્રાસ. ૧૯.

૭૬—સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કા. ૯૨ પ્રમાણે કરાર વીશે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી કારણ કે તે પટાની બીજી કલમના ઠરાવ વીરૂદ્ધ છે. ઇ. લો. રી. ૧૧ મુંબાઇ ૬૪૪.

૭૭—અમુક તારીખે માલ ખરીદ કરવો તથા વેચાંણુ આપવો એવો કરાર થએલો તેની રૂઇએ કરેલા દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે તે કરાર સરતી છે અને પક્ષકારોએ તે રૂ આપવાને અગર લેવાને ઇરાદો રાખ્યો નથી માટે તે રદ બાતલ છે. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીએ જે જવાબ આપેલો છે તે સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક છે. ઈ. લો. રી. ૧૨ મુંબાઇ ૫૮૫.

૭૮—ઠરાવેલુ છે કે એકઝીકયુટરોએ ભાગીદારીમાંનો એક આની હીસ્સો લેતાં જકો એવો જે પુરાવ છે તે લખેલી ફારગતીથી વીરૂદ્ધ છે માટે તે પુરાવમાં લેઈ શકાતો નથી. ઇ. લો. રી. ૧૨ મુંબાઇ ૩૩૫.

૭૯—દાવો લખેલા કરારની રૂઇએ કરવામાં આવેલો છે પરંતુ વાદી તે સાબેત કરી શક્યો નથી અને મુખજુબાનીનો જે કરાર દાવાની અરજીમાં બતાવેલો નથી તેમ પ્રતીવાદીએ કબુલ કર્યો નથી. તે મુખજુબાનીના કરાર ઉપરથી જે હુકમનામુ કરવામાં આવેલુ છે તે બરોબર નથી. ઈ. લો. રી. ૧૪ કલકતા. ૪૨૦.

૮૦—એક હફતાબંધી સાનખતની રૂઇએ દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો છે કે તે ખત લખી આપતી વખત મુખજુબાનીથી એવો કરાર થએલો છે કે તે હફતાને બદલે ખતનુ લેહેણુ સાંનવાળી મીલકતના ભાગના ભાડામાંથી વસુલ થાય ત્યાં સુધી તે ભાગવાળી મીલકત ખત લખાવી લેનારે પોતાના કબજામાં રાખવી અને આ કરાર પ્રમાણે વાદીએ તે જમીનનો કબજો લીધો અને તેણે લેહેણી તમામ રકમ વસુલ કરેલી છે. તેમાં ઠરાવેલુ છે કે સદરહુ મુખજુબાંનીના કરારથી અસલ કરારમાં કાંઇ કંપેશ થતું નથી અથવા તફાવત પડતો નથી પરંતુ તે હફતા કેવી રીતે વસુલ આપવા તેના સાધન વીશે ઠરાવ કરેલો છે માટે તે મુખજુબાનીનો કરાર પુરાવમાં દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૯ અલહાબાદ ૩૯૨ તથા ૨૪૯.

૮૧—મુખજુબાનીનો પુરાવ અનુમાન રદ કરવાને દાખલ કરવા વીશે જે નીયમ છે અને જે અનુમાન ઇગ્લાંડમાં થએલાં ઠરાવો ઉપર થાય છે તે બાબતમાં તે નીયમ

જે કામમાં આ દેશમાં મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી તે કામમાં ચાલુ નથી. ઇ. લા. રી. ૧૫ કલકતા ૮૩.

૮૨—એક લખેલો કરાર કરીને **અ** એ તેમાં એવો મચકુર લખેલો છે કે એક હુકમનામાની બજાવણીમાં મીલકત વેચાએલી તેમાં **બ** તરફથી મેં માગણી કરી હતી અને તેની તરફથી અનામત રકમ કોર્ટમાં ભરી હતી અને બાકીની રકમ **બ** એ ભરેલી છે તેથી તે મીલકત **બ** ના નામ ઉપર ચડાવી આપવાને હું કબુલ કરૂં છું. પછી **બ** એ **અ** પાસેથી તે મીલકત લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે પુરાવ આકટની કલમ ૫૨ પ્રમાણે **અ** એ તે મીલકત પોતાને માટે ખરીદ કરી છે અને **બ** ની તરફથી બેનામી ખરીદ કરી નથી. એમ સાબેત કરવાને **બ** ને હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૧ મદ્રાસ ૨૧૩.

૮૩—પુરાવ આકટની કલમ ૯૨ માં આવા દસ્તાવેજના પક્ષકારોની વચ્ચમાં એવા શબ્દો છે તે એક બાજુ તરફ અને બીજી બાજુ તરફ જે સખસો કરાર કરે અગર મીલકતની વ્યવસ્થા કરે તે સખસો સબંધી છે અને કરારની રૂઈએ પક્ષકારોનો અરસપરસ સબંધ હોય તે સબંધી દસ્તાવેજના ફક્ત એક બાજુના પક્ષકારોની વચમાં જે સવાલ ઉતપન થાય તેને લાગુ થતા નથી. તે શબ્દોથી બે સખસો કે જેના લાભમાં વેચાણ ખત લખી આપવામાં આવ્યું હોય તેમાંના એક બીજા ઉપર દાવો કરેલો હોય તો તે દાવામાં પ્રતીવાદી તે મીલકત ખરીદ કરવામાં ખરી રીતે નથી અને નામનો છે અને વાદી એકલાનો તે વેચાણ ખતવાળી મીલકત ઉપર હક્ક છે એમ મુખજુબાનીના પુરાવથી સાબેત કરવાને હરકત થતી નથી. ઇ. લા. રી. ૧૦ અલ્હાબાદ ૪૨૧.

## ૨.

## રીતી પુરાવની વ્યવસ્થા કરવાની.

૧—જે રીતીએ પુરાવની વ્યવસ્થા કરવામાં આવી છે તેનો વીચાર કરવામાં આવેલો છે. ૩ બં. લા. રી. ૧૦૮, ૧૧ વી. રી. ૪૮૨ ૩ બં. લા. રી. ૩૩૨

૨—તકરાર શીવાયની કઇ વાત છે, તેનો વીચાર કરવો અને મનુષ્યની બાબતની જે સાધારણ રીતી અને ટેવ છે તે પ્રમાણે એક બીજા વીરૂદ્ધ પુરાવમાં કીયો પુરાવ છે. તેનો તપાસ કરવો તે કરતાં વધારે નીર્ભય નીયમ જે કામમાં એક અગર બીજી બાજુ તરફ જુઠા સોગન અને કપટ હોય તે કામમાં કાંઈ પણ નથી. ૫ વી. રી. ૨૬, ૧ મુર્સ ઇંડીયન અપીલ્સ. ૧૫.

૩—પુરાવનુ યોગ્ય વજન કરવુ જોઇએ અને દેશી લોકોની સાહેદી ઉપર સામાન્ય રીતે વીશ્વાસ રેહેતો નથી તે ઉપરથી તે રદ સમજવો નહી જોઇએ, તેમ જુઠા સોગનને પુષ્ટી કરવાને કાંઈ ખરાં કારણ ના હોયતો, તે વીશેનો વધારે દોશ કાહાડવો નહી જોઇએ. ૧૭ વી. રી. ૧ ૧૪ મુર્સ ઈ. અપીલ્સ ૩૪૬.

૪—અમુક વ્યવહારના લાભમાં સંભવીતપણુ હોય ત્યારે હિંદુસ્થાનમાં પુરાવ સામાન્ય રીતે ખરો નથી હતો તે કારણથી તે વ્યવહાર વીરૂદ્ધ ધારવાને કાંઇ કારણ થતુ નથી. ૪ વી. રી. ૧૨૮–૭ મુર્સ ઈ. અપીલ્સ ૧૪૮.

૫—દેશી મુકરદમાનો આધાર જુઠા પાયા ઉપર હોય છે અને તેના એક ભાગની પુષ્ટીમાં જુઠો પુરાવ હોય છે તેથી તે અવસ્યે કરીને જુઠો અને અપ્રમાણીક થતો નથી. ૭ વી. રી. ૧૩,૧૧ મુર્સ ઇ. અ. ૧૭૭–૯ વી. રી. ૪૩૯, ૧૭ વી. રી. ૧, ૧૪ મુર્સ ઈ. અપીલ્સ. ૩૪૬.

૬—એકાદા ન્યાયાધીશના ફેંસલાઓ ઘણી સંભાળ ભરેલા જોવામાં આવેલા હોય તે પુરાવનુ વજન કરી હકીકત બાબત નીશ્ચય કરે તો તે નીશ્ચય ખુલ્લી રીતે ભુલ ભરેલો જણાતો ના હોય તો હકીકતની બાબતના ફેંસલામાં હાથ ઘાલવો નહી એવો જે પ્રીવીકોંસીલે નીયમ ઠરાવેલો છે તે નીયમ પ્રમાણે હાયકોર્ટ ચાલે નહી તો તે બરોબર નથી. આ દેશમાં દેશી પુરાવ ઘણુ કરીને જુઠો હોય છે માટે પ્રીવીકોંસીલે જે બીજો નીયમ ઠરાવ્યો છે કે કામનુ સંભવીતપણુ જોવુ તે નીયમ પ્રમાણે ચાલવુ તે બરોબર અને નીર્ભય છે. ૧૧ વી. રી. ૩૪૫.

૭—જે કામમાં હકીકતનો પુરાવ બસ હોય ત્યારે વધારે પુરાવ પણ આપી શકાતો હતો એવી તે પુરાવ વીશે કાંઇ હરકત લેઇ શકાતી નથી. ૧૯ વી. રી. ૨૫–૯ મુર ઇંડીયન અપીલ્સ. ૫૦૬.

૮—કામમાં પુરાવ બસ ના હોય તો પણ જો પ્રતીવાદી તે બસ છે એમ કબુલ કરતો હોય તો જડજ તે પુરાવ ઉપરથી યોગ્ય રીતે તે કામનો ફેસલો કરી શકે છે. ૧૨ વી. રી. ૨૪૪–૧૯ વી. રી. ૨૪૮.

૯—જે કામમાં જડજે પુરાવની યાદદાસ્ત કરેલી હોય તેમાં અને સાક્ષીઓની લીધેલી જુબાનીઓમાં તફાવત હોય તો તે જુબાનીઓ પ્રમાણે કોર્ટે ચાલવું જોઇએ. ૧૫ વી. રી. ૩૭૫–૯ બં. લો. રી. ૨૭૪.

૧૦—જ્યારે પુરાવમાં દસ્તાવેજ રજુ કરવામાં આવે ત્યારે તે દાખલ કરવા લાયક છે કે નહી એ વીશે કોર્ટે પ્રથમ ખાતરી કરવી જોઇએ. જો તે ઉપરથી પક્ષકારોની વચ્ચે કાંઇ પુરાવ થતો ના હોય તો તે એકદમ રદ કરવો જોઇએ. દાખલ કરવાલાયક એકાદો દસ્તાવેજ હોય અને તે વીશે પુરાવની જરૂર હોય તો કામમાં તે વીશે પુરાવ લેવાની સરત સાથે દાખલ કરવામાં આવ્યો છે એમ લખવું જોઇએ કારણ કે તે પુરાવ આપવામાં ના આવે તો કામમાંથી તે દસ્તાવેજ દુર કરવાને સામો પક્ષકાર કોર્ટને અરજ કરી શકે છે. ૧૫ વી. રી. ૪૯૦.

૧૧—વાદીએ દસ્તાવેજી પુરાવ આપેલો હોય તે પ્રથમના દાવામાં વાદી પક્ષકાર હતો પણ તેમાં રજુ કરેલો નથી તેટલાજ કારણથી તે નામંજુર થઇ શકતો નથી. ૯ વી. રી. ૩૮૦.

૧૨—જુઠો બનાવેલો દસ્તાવેજ એક દાવાનો પક્ષકાર રજુ કરે તેથી બેઉ બાજુ તરફથી જે પુરાવ ગુજારવામાં આવેલો હોય તે તમામની તપાસ કરીને ઇસ્યુવાળી બાબતના સાચાપણા વીશે નીર્ણય કરવો એવી જે કોર્ટની ફરજ છે તે દૂર થતી નથી. ૨ વી. રી. ૧૩, ૩ વી. રી. ૫૭, ૧૯ વી. રી. ૧૦૭, ૨ વી. રી. ૯૯, ૩ વી. રી. ૧૪૯.

૧૩—એકાદા દસ્તાવેજના ઉપર કામનો આધાર હોય અને તે દસ્તાવેજમાં ફેરફાર થએલો જણાતો હોય તો તે દસ્તાવેજ ઉપરના સાક્ષીઓથી તથા બીજા પુરાવથી એમ સાબેત થાય કે તે ફેરફાર સહી કરતા પહેલાં થએલો છે ત્યાંસુધી તે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવો નહીં જોઇએ અથવા તે ઉપરથી વર્તવુ નહીં જોઇએ. ૫ વી. રી. ૫૩, ૧ મુર ઇંડીયન અપીલ્સ ૪૨૦.

૧૪—લેખી દસ્તાવેજોનો ફકત કબજો થએલો હોય પણ તે કબજો કેવી રીતે મેળવેલો એ વીશે ઘણો સંતોષકારક પુરાવ ના હોય તો કામમાં તેથી બીજી વીરૂદ્ધ હકીકત હોય તે ઉપર વધારે વજન રાખવાનું છે એમ પ્રીવીકોંસીલે ઠરાવ્યું છે. ૨ વી. રી. ૧.

૧૫—નીચેની અપીલકોર્ટને દાવો કર-

તા પહેલાં બાર વરસની અંદર ખરી રીતનો કબજો હતો એવું વાદીએ સાબેત કરેલું છે. કે નહીં એ મુદ્દા વીશે તપાસ કરવાને હાયકોર્ટે ફરમાવ્યું હોય અને કોર્ટે તે પુરાવની વ્યવસ્થા કરતાં એવું અવલોકન કર્યું હોય કે ખાનગી દસ્તાવેજો તથા સાક્ષીઓ અગત્યના નથી અને સેહેલાઇથી મેળવેલા છે. માટે અમે તે ઉપર આધારરાખતા નથી માટે યોગ્ય કબજામાંથી જરીફના કાગળો આવેલા છે તેમાં સેહેલાઇથી ફેરફાર થાય તેવું છે માટે તે ભરૂસો રાખવા લાયક નથી એમ કરી તે રદ કર્યો હોય તો હાયકોર્ટે એક કામમાં કામ પાછુ મોકલીને ઠરાવ કર્યો છે કે પુરાવની વ્યવસ્થા કરવાની આ ઘણી અઘટીત રીતી છે. જો કોર્ટે અમુક સાક્ષીઓ ઉપર ભરૂસો રાખ્યો ના હોય અથવા અમુક દસ્તાવેજો દાખલ કરવાને ના કહી હોય તો તે દસ્તાવેજો વીશે ના કહેવાના કારણો તથા અમુક સાક્ષીઓને નહી માનવાના કારણો કોર્ટે બતાવવા જોઇએ અને મોઘમ રીતે સાક્ષીઓ તથા દસ્તાવેજો બાબતના કારણો બતાવવા નહીં જોઇએ. ૧ બંગાળા લો. રી. ૧૯ તથા ૨૫, ૧૦ વી. રી. ૨૫૬.

૧૬—પ્રતીવાદીઓએ વાદીનું ઘર લુટેલું તેથી જે નુકશાન થએલું તે લેવાને દાવો કરવામાં આવ્યો. અસલકોર્ટે બે સાક્ષીઓની સાહેદી ઉપરથી વાદીના લાભમાં હુકમનામુ કર્યું. તેમાંના કેટલાક પ્રતીવાદીઓએ અપીલ કરવાથી આગ્રાની સદર દીવાની અદાલતના જડજોએ ઠરાવ્યું છે કે તે લુટચાની હકીકત સાબેત થઇ નથી માટે તમામ પ્રતીવાદીઓ ઉપરથી દાવો કાહાડી નાંખવામાં આવે છે. તેમાં પ્રીવીકોંસીલે ઠરાવ્યું છે કે પ્રતીવાદીઓએ પોતાના પુરાવથી ગુન્હામાંથી નીકળી જવાને કોસીસ કરી નથી અને તોહોમતની પુષ્ટીમાં જે પુરાવ છે તે વીરૂદ્ધ કાંઇ પુરાવ નથી. માટે અસલ કોર્ટનું હુકમનામુ રદ થઇ શકતુ નથી. ૩ બંગાળા લો. રી. ૬૪.

## રીપોર્ટો અમીનો તથા બીજા અમલદારોના.

૧૭—સ્થાનીક તપાસના વજન બાબત યોગ્ય અમલદારે રીપોર્ટ કરેલો હોય તે પુરાવ છે. બં. લો. રી. ૬૭૭–૧૫ વી. રી. ૨૦–૧૩ મુર ઇંડીયન અપીલ્સ. ૬૭૭–૧૭વી. રી. ૪૭૨–૧૯ વી. રી. ૨૧૩.

૧૮—સ્થાનીક તપાસ વીશે કરેલા રીપોર્ટોથી વીરૂદ્ધ પડવાને ઘણું સારાં કારણો ના હોય તો હીંદુસ્તાન માંહેના કોર્ટે અને ઇંગ્લાંડમાં પ્રીવીકોંસીલ પણ હદના સવાલોની વ્યવસ્થા કરવામાં તે રીપોર્ટો ઉપર ઘણું વજન આપે છે અને તે પ્રમાણે તેમને ચાલવાનુછે. ૧૪ મુર ઇંડીયન અપીલ્સ ૪૫૩–૧૭વી. રી. ૨૮૫, ૧૯ વી. રી. ૩૬૧.

૧૯—જે કામમાં નીચેની કોર્ટે સ્થાનીક તપાસ કરવાનો હુકમ કરેલો હોય અને તેથી અમીને પુરાવ લીધો હોય અને રીપોર્ટ કર્યો હોય તો અમીને કરેલુ રીટર્ણ સને ૧૮૫૯ના આકટ ૮ ની કા. ૧૮૦ પ્રમાણે કાયદેસર પુરાવ થાયછે માટે તે પીચારમાં લેવાને અપીલકોર્ટ ના કહે તો તે વ્યાજબી નથી. ૧૨વી. રી. ૧૩૬–૨૪ વી. રી. ૩૪૨.

૨૦—કોર્ટના અમીનને દીવાની કાયદા પ્રમાણે કમીશનર નીમવામાં આવેલો હોય તો જે બાબતમાં નીમેલો હોય તે બાબતમાં તેનો રીપોર્ટ ફકત પુરાવ થાય છે માટે કોઇ બીજી બાબત ઉપર રીપોર્ટ કરવાને તે પસંદ કરે તો તે કાંઇ કાયદેસર પુરાવ નથી. ૧૪ વી. રી. ૪૯૩–૨૪ વી. રી. ૨૦૮.

૨૧—દિવાની કાયદાની કા. ૧૮૦ પ્રમાણે સ્થાનીક તપાસ કરવાનો હુકમ કરવામાં

આવેલો હોય અને તે કરતી વખતે સામા પક્ષકારે હરકત લીધી ના હોય તો કમીશનરનો રીપોર્ટ પુરાવ તરીકે કોર્ટ વ્યાજબી રાહે ગણી શકે છે અને તેમણે લીધેલી જુબાનીયો તે કામના કાગળોનો ભાગ છે. ૧૫ વી. રી. ૨૯૧.

૨૨—સને ૧૮૫૯ ના આક્ટ ૧૦ ની કા. ૭૩ પ્રમાણે અમીનનો રીપોર્ટ તે પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે માટે કાયદેસર રીતે તેની રૂઇએ ફેંસલો થઇ શકેછે. ૧ વાબપ્રાંત ૧૬૫.

૨૩—સ્થાનીક તપાસ વીશે અમીને રીપોર્ટ કરેલો હોય તે ઉપર કોર્ટે ભરસો રાખ્યો હોય અને બીજા પ્રત્યંતરી પુરાવ સીવાય તે પુકત ગણવામાં આવ્યો હોય તો તેના આધારથી હુકમનામુ કરવાને તે બસ પુરાવ છે. ૬ વી. રી. ૫૧.

૨૪—અમીનના રીપોર્ટને મદદ કરવાને કાંઇ ખાસ દસ્તાવેજો ના હોય તોપણ તે રીપોર્ટ પુરાવ છે. ૨ વી. રી. ૨૭૮.

૨૫—માપણી કરવાને સારૂ મુખજુબાનીનો પુરાવ લેવો જોઇએ અગર અમીનનો રીપોર્ટ કાયદેસર પુરાવ થવાને તે રીપોર્ટ સાથે જુબાનીયો જોડવી જોઇએ એવી જરૂર છે. ૭ વી. રી. ૪૩.

૨૬—સીવીલ અમીનનો રીપોર્ટ તથા તેમણે લીધેલી જુબાનીયો સને ૧૮૫૯ના આ. ૮ ની કા. ૧૮૦ પ્રમાણે પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે. ૮ વી. રી. ૨૬૭—૨૨ વી. રી. ૩૫૦-૯ વી. રી. ૬૦૧.

૨૭—સીવીલ અમીનનો રીપોર્ટ તથા તેમણે લીધેલી પક્ષકારો તથા સાક્ષીઓની જુબાનીયો વીચારમાં લેવી જોઇએ. પછી કોર્ટે ખોટી રીતે પોતાનો કુલ અખત્યાર વાપરી તે અમીનને વધારે અખત્યાર આપ્યો હોય તેની ચીંતા નહી. ૯ વી. રી. ૫૯૬.

૨૮—એક અમીનને સ્થાનીક તપાસ કરવાને નીમવામાં આવેલો તેથી તેમણે કેટલાક સાક્ષીઓ તપાસેલા પણ તે બાકીના સાક્ષીઓ તપાસી શકાય નહીં અથવા તપાસ પુરો કરીને રીપોર્ટ વાદીએ જરૂરીઆત ખર્ચ નહી આપવાથી લખી શક્યા નહી. તેમાં ઠરાવ્યું છે કે અમીનના રીપોર્ટ સીવાયની સાક્ષીઓની જુબાનીયો પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૬ બં. લો. રી. ૭૦—૧૪ વી. રી. ૩૯૭—૧૩ વી. રી. ૪૧૨.

૨૯—એક અમીનને સ્થાનીક તપાસ કરવાને નીમેલા તેથી તેમણે બેઉ બાજુના કેટલાક સાક્ષીઓની જુબાનીયો સોગન ઉપર લીધી અને તે પછી વધારે ખાતરી કરવાને જે સખસોને સોગન ઉપર જુબાની આપવાને ધર્મ પ્રમાણે હરકત હતી તેઓનું કહેવું લખી લીધું. તેમાં ઠરાવ્યું છે કે તેમનો રીપોર્ટ તથા અસલ સોગન ઉપર લીધેલી જુબાનીયો દીવાની કાયદાની કા. ૨૮૦ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧૦ વી. રી. ૩૧૨.

૩૦—અમીનનો રીપોર્ટ તથા તેમણે લીધેલો પુરાવ તે કામમાં પુરાવ છે માટે અમીનની રૂબરૂ પુરાવ લેવો જોઇએ અને તકરારી બાબતની તજવીજ કરવાને તે બાબત અમીન તરફ મોકલવી જોઇએ એમ પક્ષકારો કરાર કરે તો તેમાં કાંઇ કાયદેસર હરકત નથી. ૨ બં. લો. રી. ૩.

૩૧—કામમાં લીધેલો પુરાવ બીલકુલ નહીં ગણગારતાં ફક્ત અમીનના રીપોર્ટ તથા નકશા ઉપર કોર્ટે પોતાના ફેંસલાનો આધાર રાખે તો તે કાયદાની ચુક છે. ૨૪ વી. રી. ૩૩૮.

૩૨—સાંથ વધારે લેવાના દાવામાં પ્રતીવાદીએ પોતાની અપીલના કારણોમાં એવી

હરકત લીધી કે જે ગામમાં માહારી જમીન છે તે ગામનો દર પરગણાના દર કરતાં કમી છે તેમાં ઠરાવ્યું છે કે જે અમીને નજરમાં કાંઇ સાંભળવાને લીધે પ્રતીવાદીઓના સાક્ષીઓને માનેલા નથી તે અમીનનો રીપોર્ટ જરૂર લે તે લેવાનો હક્ક નથી. ૧૨ વી. રી. ૧૩૮.

૩૩—કબુલતથી અમીનનો નકશો પુરાવમાં દાખલ કરવામાં આવ્યો હોય અને તે સાચો છે એમ બેઉ પક્ષકારોએ કબુલ કર્યું હોય તો તે નકશાના ખુલાસા તરીકે અમીનનો રીપોર્ટ જોવાને કોર્ટનો હક્ક છે ૧૭ વી. રી. ૫૨૨.

૩૪—જમીન ઓળખવાને તથા તેની સ્થીતી બાબતનો ખુલાસો કરવાને અમીનનો રીપોર્ટ ગમે તેટલો કીમતી હોય તોપણ તકરારી જમીનનો કબજો આગળ કોનો હતો તે સબંધી સવાલોનો નીર્ણય કરવાને તે રીપોર્ટ તે કાંઈ કામનો નથી. વી. રી. ૩૯.

૩૫—સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૧૮૦ પ્રમાણે કબજા બાબત અમીને લીધેલો પુરાવ લક્ષમાં લેવાને તથા તે ઉપર અભીપ્રાય બતાવવાને જડજ બંધાયા છે ૮ વી. રી. ૨૮૭.

૩૬—અમીનનો રીપોર્ટ કબજો સાબેત કરવાને બસ નથી એમ ઠરાવેલું છે. ૮ વી. રી. ૪૬૪.

૩૭—એક જંગલબરી પટામાં એવો ઠરાવ હતો કે જંગલની જમીનનું માપ કેટલું વાવેતર થએલું છે તે માપીને નક્કી કરવું જોઇએ અને તે પેટાની રૂએ ૧૨૮૩–૧૨૮૪–૧૨૮૫ અને ૧૨૮૬ ની સાલની સાંથ લેવાને દાવો કરવામાં આવેલો તેમાં તે માપણીના ફક્ત પુરાવમાં પ્રથમ સને ૧૮૫૯ માં થએલા દાવામાં અમીને કરેલો રીપોર્ટ છે પણ તેનું ખરાપણું આ દાવામાં સાબેત થએલુ નથી. તેમાં ઠરાવેલું છે કે તે રીપોર્ટ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૧૨ કલકતા લો. રી. ૫૦.

૩૮—વહેંચણ કરવાના પ્રોસીડીંગમાં અમીનનો રીપોર્ટ તે સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૧૮૦ પ્રમાણે ન્યાયની રૂઇનું પ્રોસીડીંગ છે માટે સાધારણ દાવામાં અમીનનો રીપોર્ટ જેવો ગણવામાં આવે છે તેવો તે ગણવો જોઇએ. તે રીપોર્ટ અને જુબાનીયોમાં દાવામાં પુરાવ તરીકે માનવી જોઇએ. તે રીપોર્ટથી કોર્ટ બંધાએલી નથી. પણ જો જરૂર હોય તો વધારે તપાસ કરવી જોઇએ અને શુદ્ધ બુદ્ધીથી બોલાવેલા સાક્ષીઓને તપાસવા જોઇએ. ૧૭ વી. રી. ૨૭૦.

૩૯—એક પેટા હુકડીના દીવાની અમીનને હકુમત ના હોય તો તેમનું પ્રોસીડીંગ કાયદેસર પ્રોસીડીંગ અથવા કાયદેસર પુરાવ થઇ શકતો નથી. ૧૦ વી. રી. ૧૫૩.

૪૦—સને ૧૮૧૪ ના કાયદા ૧ પ્રમાણે નીમેલા અમલદારોના રીપોર્ટો જો અસલ કોર્ટમાં પુરાવ લીધેલા હોય અને અપીલ કોર્ટમાં તે વીશે હરકત લીધી ના હોય તો અમુક હકીકતથી તે કબુલ થઇ શકે છે. ૯ વી. રી. ૮૬.

૪૧—સને ૧૮૧૭ ના મદ્રાસ ના કાયદા ૭ પ્રમાણે કામ ચલાવતાં કલેકટરે કરેલા રીપોર્ટોમાં પક્ષકારોના ખાનગી હક્ક બાબત અભીપ્રાય બતાવેલા હોય તો તે ન્યાયની રૂઇના આધાર તરીકે ગણવાના નથી. પરંતુ તે સરકારી અમલદારના રીપોર્ટો તેમણે પોતાનું કામ કરવાની દરમીઆનમાં કાયદાના આધારથી કરેલા હોય છે માટે તે ઉપરથી સરકારી પ્રોસીડીંગની તથા ઇતિહાસીક હકીકતની બાબતમાં ઘણા વીચારમાં લેવા લાયક છે. અને

વળી તે બાબતમાં પક્ષકારોની વર્તણુંક અને કૃત્યનો ખુલાસો કરવામાં અને તેની રૂઈએ સરકારનુ પ્રોસીડીંગ થએલુ હોયછે તે બાબતમાં તે લગતા છે. ૧ ઇંડીયન અપીલ્સ. ૨૦૯.

૪૨—સ્પેશીયલ કમીશનરનો રીપોર્ટ પુરાવમાં દાખલ કરવા લાયક નથી એમ ઠરાવેલુ છે કારણ કે પુરાવ આકટના જે કોઇ ઠરાવથી તે દાખલ કરવા લાયક થાય તેવા કોઇ ઠરાવમાં તેનો સમાસ થતો નથી. ૨૨ વી. રી. ૨૩૧.

૪૩—ન્યાયની રૂઇના ફૈસલાની બાબતમાં રીપોર્ટ કરવાને સારૂ સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૧૮૦ ના હેતુ પ્રમાણે મોજેદારનો રીપોર્ટ તે યોગ્ય અમલદારનો રીપોર્ટ નથી તે દીવાની કોર્ટ લક્ષમાં લેઇ શકે નહીં. ૧૩ વી. રી. ૧૧૩.

૪૪—મુનસફે સ્થાનીક તપાસ કરી રીપોર્ટ કરેલો હોય તેમાં લખેલી હકીકત અથવા વીચારની બાબતમાં તે વાસ્તવીક રીતે ભુલ ભરેલો છે એમ બતાવવામાં ના આવે તો તે રીપોર્ટમાં લખેલી હકીકત બાબત પુરાવ તરીકે ઘણુંજ વજન રાખવું જોઈએ. ૩ વી. રી. ૨૧૯

૪૫—ઠરાવેલું છે કે મુનસફે કરેલી તપાસનો પરીણામ પુરાવ આકટની વાખ્યા પ્રમાણે પુરાવ નથી તોપણ તે બાબત કોર્ટની રૂબરૂ હતી માટે તે વીચારમાં લીધેલી હોવી જોઇએ. વળી ઠરાવેલુ છે કે મુનસફે પોતાની તપાસનો પરીણામ લખવો જોઈએ. ઇ. લો. રી. ૯ કલકતા. ૬૬૩-૧૨ કલકતા લો. રી. ૪૯૧.

૪૬—સને ૧૮૫૯ ના આકટ ૮ નીકા. ૧૮૦ પ્રમાણે તકરારી મીલકતની સ્થીતી તપાસવાને નાજરને નીમેલા. તેથી જો કે સને ૧૮૫૬ના આકટ ૧૨ પ્રમાણે નીમાએલા તે અમીન નથી. તોપણુ તે નાજરનો રીપોર્ટ પુરાવમાં દાખલ કરવા લાયક છે. વી. રી. સને ૧૮૬૪ પાનું ૧૭૧.

૪૭—દિવાની કાયદાની કા. ૧૮૦ પ્રમાણે સીરસ્તેદારનો રીપોર્ટ તે કોર્ટમાં કમીશનર નીમેલો છે એ હકીકત ધ્યાનમાં રાખતાં કાયદેસર પુરાવ નથી. ૮ વી. રી. ૩૩૧.

૪૮—જ્યાં સુધી એમ બતાવવામાં આવે નહી કે સ્થાનીક તપાસ કરવાને સીવીલ કોર્ટનો અગીન આવી શકે તેવુ નહી હતુ. ત્યાં સુધી સ્થાનીક તપાસ કરીને સીરસ્તદારે રીપોર્ટ કરેલો હોય તે કાયદેસર પુરાવ થઇ શકતો નથી. ૧૨ વી. રી. ૨૦૯.

### રીવાજ કુટંબનો

૪૯—કુટંબનો રીવાજ સાબેત કરવાને એક દાવો કરવામાં આવેલો તેમાં વાદીઓએ દાવાની અરજીમાં બતાવ્યા પ્રમાણે કુટંબનો રીવાજ છે એવા મચકુરનો એક દસ્તાવેજ તથા વિરૂધ્ધ ચાલવુ નહી એવો કરાર પુરાવમાં રજુ કર્યો. તે દસ્તાવેજ વાદીઓએ આ દાવો કરતા પહેલાં લખી આપવામાં આવ્યો હતો અને વળી આ દાવો દાખલ કર્યા પછી એક વાદી મરણ પામેલો છે. તેણે તથા દાવાની અરજીમાં કહ્યા પ્રમાણે કુટંબના ઘણા માણસોએ લખી આપેલાં છે પરંતુ તેમાં પ્રતીવાદી પક્ષકાર નથી તેમાં ઠરાવેલુ છે કે જો કે વાદીઓને સાક્ષી તરીકે બોલાવી શકાય છે તો પણ વાદીઓની તરફથી પુરાવ તરીકે તે દસ્તાવેજ દાખલ કરવા લાયક છે પરંતુ પ્રતીવાદીના વીરૂધ્ધ જેવો રીવાજ કહેવામાં આવેલો છે તેવો સાબેત થવો જોઇએ. ૧૦ બંગાળા લો. રી. ૨૬૩.

## સ.

## સાક્ષી.

૧—એક રાજા પાસેથી સનદ મળેલી તેની રૂઇએ જમીનનો કબજો લેવાને દાવો કરવામાં આવ્યો તેમાં વાદીએ તે સનદના સાચાપણુ

બાબત પ્રથમ દર્શનીક પુરાવ આવ્યો અને તે રાજાને તે સાબેત કરવાને સમન્સ કરી બોલાવ્યા. તેમાં ઠરાવ્યુ છે કે પ્રતીવાદી રાજાએ પોતાની હકીકત સાથે કોર્ટમાં આવવાની ના કહી તેથી વાદીનો પુરાવ મજબુત થએલો છે એમ નીચેની કોર્ટે વીચારેલુ છે તે બરોબર છે અને વાદીનો પુરાવ રદ કરવાનો તે'રાજા ઉપર બોજો છે. ૮ વી. રી. ૪૫૩

## સાક્ષી દીવાની કામમાં.

### સાક્ષીઓને સોગન અગર પ્રતીજ્ઞા આપવી તે.

૧—ઇંગ્લાંડના દેવળનો કોઇ અંગભુત બાયબલ ઉપર સોગન લેવા વીરૂદ્ધ ખરા દીલથી હરકત લેતો હોય અને પ્રતીજ્ઞા આપવામાં આવે તો તેગને બંધનકાર્ક છે એમ કરવાને ખુશી હોય તો પણ હીંદુસ્તાનની ન્યાયની કોર્ટોમાં તેને સોગન આપવાને કાયદાએ મારી કરી નથી. ૨ મદ્રાસ ૨૪૬.

૨—એકાદો મુસલમાન સાક્ષી એમ કહે કે સામાન્ય રીતે સોગન લેવાને મને હરકત નથી. પરંતુ મને અમુક રોગ થએલો છે અને તેથી છુટો થઈને હું ચોખ્ખો થઉ ત્યાં સુધી કારાનના સોગન ખાવાને હું લાયક નથી. તો તેમાં ઠરાવેલુ છે કે તે સાક્ષીને રીતસર સોગન આપવા જોઈએ અગર બીલકુલ નહી આપવા જોઇએ. ૧ મદ્રાસ. ૯૯.

૩—સને ૧૮૭૩ ના સોગનના આક્ટ ૧૦ ની કા. ૬ પ્રમાણે કોઈ સખસે સોગન અગર પ્રતીજ્ઞા સીવાય સાક્ષી આપવાની નથી. અને જો કે તે આકટની કલમ ૧૩ નો ઠરાવ છે તો પણ આઠ અગર નવ વરસના છોકરાની સાહેદી સોગન અગર પ્રતીજ્ઞા સીવાય સલાહકાર્ક રીતે લખી લીધેલી હોય તો પણ તે દાખલ કરવા લાયક નથી. ઈ. લા. રી, ૧૦ અલ્હાબાદ ૨૦૭

૪—સાક્ષી આપવાને લાયક છે કે કેમ તે સ્વાલનો નીર્ણય કરવામાં પુરાવ આકટની કલમ ૧૧૮ પ્રમાણે કોર્ટે એવી તપાસ કરવાની નથી કે તે સાક્ષીનો ભરૂસો ધર્મ ઉપર કેવો છે અગર આ દુનીઆમાં અગર આવતી દુનીઆમાં જુઠાપણાના પરીણામ વીશે તેની કેવી માહેતી છે. કોર્ટે એટલુ નક્કી કરવાનુ છે કે તે પોતાની અકલની તથા સમજની લાયકાતથી અમુક પ્રસંગે જે તેણે જોએલુ અગર સાંભળેલુ હોય તેનો બરોબર હેવાલ તે આપી શકે તેવો છે કે નહી અને તે વીશે જેમ બને તેમ સરસમાં સરસ રીતે કોર્ટે નક્કી કરવાનું છે. જો નાહાની વયનો અગર ઘણી ઉમરે પોહોચેલો માણસ આ વીશે ખાતરી કરી શકે તો તે સાક્ષી તરીકે લાયક છે એમ સાબેત થાય છે. ઈ લો. રી. ૧૧ અલ્હાબાદ ૧૮૩.

### સાક્ષી તપાસવા.

૫—કીયા સાક્ષીઓ તપાસવા એ વીશે નક્કી કરવાનું કામ કોર્ટનું નથી. પક્ષકારોએ પોતપોતાના સાક્ષીઓ પસંદ કરવાના છે અને પક્ષકારો જે સાક્ષીઓ આપે તે કોર્ટે તપાસવાના છે માટે સાક્ષીઓ તપાસવાને અથવા યોગ્ય વખતે સાક્ષીઓની તપાસ થાય તે સારૂ સાક્ષીઓ હાજર રહે તે બાબત જરૂરીઆત ઈલાજ લેવાને તેઓ કસુર કરે તો તે પક્ષકારનો વાંક છે. ૬ બ્રી. રી. ૨૩૧–૧૩ વી. રી. ૧૯૫.

૬—દાવાના દરેક પક્ષકારના જે સાક્ષીને બોલાવવાની મરજી હોય અને તપાસ વખતે રજુ કરવાને તે તૈયાર હોય તો તે કોર્ટે સાંભળવા જોઇએ. ૮ વી. રી. ૩૬૪ તથા ૫૦૫–૧૭ વી. રી. ૧૭૨.

૭—સામાન્ય નીયમ પ્રમાણે પક્ષકાર જે સાક્ષીઓ લાવ્યો હોય તે તમામ તપાસવા જોઈએ. પરંતુ જ્યારે સ્પેશીયલ અપીલમાં એવી હરકત લેવામાં આવે કે નીચેની કોર્ટે અમુક સાક્ષીઓ તપાસવા છોડી દીધા છે તો

એમ બતાવવું જોઇએ કે તે સાક્ષીઓની સાહેદી કામને અગત્યની છે. ૬ વી. રી. ૩૨૪.

૮—અમુક પુરાવૂ ગુજારવાને મને લાગ આપ્યો નહી હતો એવી તકરાર કોઈ પક્ષકાર કરે તો તે સાબેત કરવાને તે પક્ષકારે એમ બતાવવું જોઇએ કે તેણે સાક્ષીઓ અગર બીજો પુરાવ ગુજારવા માંડયો હતો પણ તે નામંજુર કરવામાં આવ્યો છે. ૧૧ વી. રી. ૨૪૮ તથા ૨૮૯.

૯—સાક્ષીઓની ઇયાદમાં એક સાક્ષીનુ નામ વાદીએ બતાવેલુ ના હોય અને તે સાક્ષીને યોગ્ય વખતે રજુ કરવામાં આવે અને તેને તપાસવાને કહેવામાં આવે તો તે બરોબર નથી. ૧૨ વી. રી. ૪૫૫.

૧૦—હુમલો કરવાથી નુકશાન લેવાના દાવામાં સાક્ષીઓ તપાસવાને નીચેની અપીલકોર્ટે ના કહેલી એવું સ્પેશીયલ અપીલમાં કારણ બતાવ્યું હોય તો તે કારણ સાબેત કરવાને એવી મતલબના આફીડેવીટ રજુ કરેલાં છે કે વકીલે મુખજુબાનીથી સાક્ષીઓ તપાસવાને અરજ કરી હતી પણ જડજે ના કહી હતી તે બસ નથી. ૧૪ વી. રી. ૧૯.

૧૧—અપીલમાં જુડીસીયલ કમીટીએ ઠરાવ્યું છે કે જે સાક્ષીઓ આપવા માંડેલા તે કોર્ટે તપાસેલા નથી તે ગેરસીરસ્તે છે માટે આ હકીકતથી કામના ગુણદોશ ઉપર ફેંસલો થઇ શકતો નથી. ૨ મુર ઇંડીયન અપીલ્સ. ૪૨૪–૬ વી. રી. ૪૬.

૧૨—વાદીના કેટલાક સાક્ષીઓ લીધા વીના તે સાક્ષીઓને જવાને નીચેની કોર્ટે પરવાનગી આપી તેથી વાદીએ એવી હરકત લીધી કે માહારા જેટલા સાક્ષીઓ લેવામાં આવ્યા છે તેટલા સાક્ષીઓ કરતાં પ્રતીવાદીના વધારે સાક્ષીઓ લેવા નહી જોઈએ તે ઉપરથી પ્રતીવાદીના કેટલાક સાક્ષીઓ નહી લેતાં તેમને કોર્ટમાંથી જવાને પરવાનગી આપી. આ કામ હાઇકોર્ટની રૂબરૂ આવતાં તમામ સાક્ષીઓ લેઇને નવો ફેંસલો કરવાને કામ પાછું મોકલવામાં આવ્યું. ૧૨ વી. રી. ૨૨૯.

૧૩—પ્રતીવાદીઓ એક વેપારના ભાગીયાઓ છે તેથી તેમની પાસેથી હીસાબના લેહેણી બાકી લેવાને પાંચ દાવા કરવામાં આવ્યા હતા. તેમાં ચાર કામોમાં કેટલાક સાક્ષીઓ તપાસવામાં આવ્યા પણ તેમાંના એક કામમાં વાદી પક્ષકાર નહી હતો. પણ વાદીની અરજ ઉપરથી તે કામમાં લીધેલો પુરાવ આ કામમાં દાખલ કરવામાં આવ્યો. પછી સાક્ષીઓને રજા આપી. ત્યાર પછી બે દીવસ પછી વાદીએ કાંઈ કારણ નહી બતાવતાં તે સાક્ષીઓ ફરી તપાસવાને અરજ કરી તે નામંજુર કરવામાં આવી. તેમાં ઠરાવ્યુ છે કે તે સાક્ષીઓ તપાસવાને કાંઈ નવું કારણ બતાવ્યું નથી માટે તે અરજ નામંજુર કરી છે તે વ્યાજબી છે. ૧૫ વી. રી. ૩૪૮.

૧૪—એક ડીપોટી કલેકટરે દાવો કાહાડી નાંખેલો પરંતુ કાયદેસર ફેંસલો લખતા પહેલાં તે મરણ પામ્યો તેથી તે મરનારની જગોએ થએલા અધીકારીને તે કામની તપાસ કરવાને નીચેની અપીલકોર્ટે સોંપ્યુ તેથી તે અધીકારીએ કામમાં જે પુરાવ દાખલ હતો તે ઉપરથી એકે પક્ષકારની હરકત વીના ફેંસલો આપ્યો. તેમાં ઠરાવ્યું છે કે પક્ષકારોએ અરજ કરેલી ના હોય તો સાક્ષીઓ લેવાને અગર વધારે પુરાવ લેવાને તે બીજા ડીપોટી કલેકટરની ફરજ નથી. ૧૩ વી. રી. ૭૬.

૧૫—વાદીની તરફથી એકાદો સાક્ષી તપાસવામાં આવેલો હોય તો તે સાક્ષીની તપાસ પુરી થતી વખતે પ્રતીવાદીએ કોર્ટની પરવાનગી લીધી ના હોય તો પ્રતીવાદી તે

સાક્ષીને પોતાના સાક્ષી તરીકે ફરીથી બોલાવી શકતો નથી. ૨ ઇંડીયન જ્યુરીષ્ટ ૧૫૦.

૧૬—દાવા ચલાવાને જે સખસો હોય. તે સખસોની કમહુશીયારીને લીધે કોર્ટની નજરમાં એમ આવે કે સાક્ષી યોગ્ય રીતે તપાસવામાં આવ્યા નથી તો સાક્ષીઓ તપાસવાને કાયદા પ્રમાણે જે કોર્ટને અખત્યાર છે તે કોર્ટે વાપરવો જોઈએ. ૧ બં. લો. રી. ૨૦–૧૦ વી. રી. ૨૮૦.

૧૭—તાબાની કોર્ટોમાં અઘટીત રીતે પુરાવ લેવામાં આવે છે અને તે રીતે આ કામમાં લેવામાં આવ્યો છે એ વીશે વીચાર બતાવવામાં આવેલો છે. ઇ. લો. રી. ૪ અલ્હાબાદ. ૨૪૯.

૧૮—પ્રતીવાદીનો વકીલ ગએલો હોય અને તેની તરફથી બીજો કોઇ વકીલ કામ કરતો ના હોય અને પ્રતીવાદીની ગેરહાજરીમાં વાદીનો અગત્યનો સાક્ષી તપાસવામાં આવે તો તે એવું ગેરસીરસ્તે છે કે જો તે વીશે યોગ્ય વખતે હરકત લેવામાં આવે તો તે પુરાવ દાખલ થઈ શકતો નથી. પરંતુ તપાસમાં હરકત લેવામાં આવી ના હોય તો જુડીસીયલ કમીટીએ ઠરાવ્યુ છે કે તે હરકત ઘણી મોડી છે માટે તે ચાલી શકતી નથી. ૬ મુર ઇંડીયન અપીલ્સ. ૨૩૨.

૧૯—પક્ષકારને સાક્ષી તપાસવાને તથા તેની ઉલટ તપાસ કરવાને લાગ આપવામાં આવ્યો ના હોય અગર તે લીધેલા સાક્ષીઓની સાહેદી નવા પુરાવથી રદ કરવાને લાગ આપવામાં આવ્યો ના હોય તો જ્યાંસુધી તે લીધેલા સાક્ષીની સાહેદીનો ઉપયોગ કરવાને તે પક્ષકાર કબુલ કરે નહી ત્યાંસુધી તે કાયદેસર રીતે દાખલ કરવા લાયક નથી. ૯ વી. રી. ૫૮૭.

૨૦—એક સરખા લગતા સ્વાલોના સાક્ષીઓને ઉલટાવવા બાબત પુરાવ મંગાવવાના હકની જે નીયમથી હદ બાંધવામાં આવેલી છે તે નીયમથી મુખ્ય તકરારી બાબત વીશે જે હકીકતના પુરાવથી યોગ્ય અનુમાન થઇ શકે તેવું ના હોય તેવો પુરાવ બાતલ થાયછે. ૬ મુંબાઇ ૯૩.

૨૧—કારણ ઉપર સોગનખાઈ પ્રતીવાદી જુબાની આપે તો તેમનો બંધનકાર્ક છે એવો વાદીએ આધાર રાખેલો હોય અને પ્રતીવાદીને તે પ્રમાણે નહી તપાસતાં હમેશની રીતી પ્રમાણે તપાસવામાં આવે તો તેથી દાવો સાબેત થતો નથી. તેમાં ઠરાવ્યુંછે કે બીજા સાક્ષીઓ તપાસવાને વાદીને પરવાનગી આપવામાં આવી છે તે બરોબર નથી. ૧૦ વી. રી. ૨૮૪.

૨૨—પ્રતીવાદીને જે તપાસતાં પ્રતીવાદી જે હકીકત કહે તે નહી જેવી હોય અને દેખીતી જુઠી હોય તો પછી પ્રતીવાદી જે કહે તેથી વાદીબંધાએલો છે એમ વાદીએ કબુલ કરેલુ હોય તો પણ વાદી તેથી બંધાઇ શકતો નથી. ૧૧ વી. રી. ૧૧૦.

૨૩—પ્રતીવાદીએ વાદીના ઉપર સાક્ષી તરીકે સમન્સ કરવાને નીચલી અપીલકોર્ટ પાસે માગ્યુ હોય અને તે જુબાની આપે તે પ્રમાણે ચાલવાને કબુલ કર્યું હોય તેમ છતાં વાદીને તપાસવો નહી જોઇએ એવી તે અરજ કરે તો વાદીની ફકત જુબાની ઉપરથી પ્રતીવાદી બંધનમાં આવવો નહી જોઇએ પણ કામમાં જે બીજો પુરાવ હોય તે પણ વીચારમાં લેવો જોઈએ. ૧૩ વી. રી. ૧૦૮.

## ઉલટ તપાસ.

૨૪—કોર્ટે જે સાક્ષીને બોલાવેલો હોય તેની ઉલટ તપાસ દાવાનો હરકોઇ પક્ષકાર કરી શકે છે અને દાવાના પક્ષકારને ઉલટ તપાસ કરવાનો લાગ આપેલો ના હોય તો તે સાક્ષીની સાહેદી દાખલ કરવા લાયક નથી. ૩

બં. લો. રી. ૧૪૫-૧૧ વી. રી. ૪૬૮-૧૧ વી. રી. ૧૧૦-૧૬ વી. રી. ૨૫૭.

૨૫—એક સહપ્રતીવાદીનું હીત જુદુ બતાવવામાં આવ્યુ હોય તો તે પ્રતીવાદી બીજા પ્રતીવાદીની ઉલટ તપાસ કરી શકે છે. ૧ મદ્રાસ. ૪૫૬.

૨૬—અસલ કોર્ટે વાદીના લાભમાં એક તરફી હુકમનામું કરેલું પણ તે કામની ફરી સુનાવણી કરવામાં આવી ત્યારે વાદીના સાક્ષીઓને બોલાવવામાં આવ્યા નહીં તેથા તેમની ઉલટ તપાસ કરવાને પ્રતીવાદીને લાગ મળ્યો નહી હતો. તેમાં ઠરાવ્યું છે કે અસલ કોર્ટે વાદીના સાક્ષીઓને પાછા બોલાવવા જોઇતા હતા અને પ્રતીવાદીને તેઓની ઉલટ તપાસ કરવાને લાગ આપવો જોઇતો હતો. ૩ બં. લો. રી. ૨૭૩-૧૨ વી. રી. ૧૩૦.

૨૭—સને ૧૮૫૯ ના આક્ટ ૮ ની કા. ૧૭૦ પ્રમાણે પ્રતીવાદીને હાજર થવાને હુકમ કરવામાં આવેલો પણ તે હાજર થયો નહી તોપણ જડજે તેના વીરૂદ્ધ એકદમ ફેંસલો નહીં આપતાં વાદીના સાક્ષીઓને બોલાવ્યા અને તેમની ઉલટ તપાસ કરવાને પ્રતીવાદીના વકીલને પરવાનગી આપી નહી. તેમાં ઠરાવ્યુ છે કે પ્રતીવાદીના વકીલને વાદીના સાક્ષીઓને ઉલટ તપાસ કરવાને જડજે પરવાનગી આપવી જોઇતી હતી. ૨ બં. લો. રી. ૧૨.

૨૮—દાવાનો એકાદો પક્ષકાર પોતાની મેળે સાહેદી આપવાને તૈયાર થાય તેમ છતાં ઉલટ તપાસમાં જે સ્વાલો પુછવામાં આવે તેના જવાબો કાયદેસર કારણ વીના દેવાને ના કહે તો તેની વ્યવસ્થા દીવાની કાયદાની કલમ ૧૬૯ પ્રમાણે ચાલવી જોઇએ. કાયદેસર કારણ વીના એવા શબ્દો છે તેનો હેતુ સાહેદી આપવાની ના કહેવાને વ્યાજબી રાહે કાયદા પ્રમાણે જે કારણ હોય તે છે. ૧ વાવ્યપ્રાંત.૧૬૨.

## પુરાવનો વીચાર તથા વજન.

૨૯—સાક્ષીઓ ઉપર ભરૂસો રાખવાની જે બાબત તે તદન અસલ કોર્ટને માટે અને રેગ્યુલર અપીલ સાંભળનારી કોર્ટને માટે છે. જો તે કોર્ટોની એવી ખાતરી થાય કે સાક્ષીઓ માનવા લાયક નથી તો તેઓએ કરેલો ઠરાવ સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટ રદ કરી શકતી નથી. પછી કામનો સામાન્ય રીતે વીચાર કરતાં હાયકોર્ટની નજરમાં એમ આવે કે જો અમે તે કામ અસલ તપાસેલુ હોત તો જુદો નીશ્ચે થાત તેની ચીંતા નહી. ૧૦ વી. રી. ૩૬૫.

૩૦—એકજ હકીકત બાબત કેટલાક સાક્ષીઓની સાહેદી માનવા લાયક છે કે નહી તે તપાસવાના હેતુથી પુરાવ તપાસવામાં એમ જોવાની જરૂર છે કે તેઓ તેના તે શબ્દો બોલેલા છે કે નહી અગર વાસ્તવીક રીતે તેઓ મળતા આવે છે કે નહી અને ઝીણી ઝીણી બાબતોમાં તેઓ મળતા આવે છે કે નહી તે જોવાનુ નથી. પણ વાસ્તવીક રીતે તેઓ મળતા આવે છે અને જરૂર વીનાની વીગતમાં તફાવત પડેલો છે એમ જે સાક્ષીઓ સાચુ બોલવાને ઈરાદો રાખે છે અને અમુક વાત કહેવાને શીખવેલા નથી હોતા એમ હમેશાં તેઓના બોલવામાં માલમ પડે છે તે જોવાનુ છે. માર્સ ૪૩૬-૯ મુર ઇંડીયન અપીલ્સ. ૯૬.

૩૧—એકાદો પક્ષકાર પોતાની તરફથી સાક્ષી આપે તો સાક્ષીની સાહેદીથી તે બંધાએલો નથી પણ તે પક્ષકારની સાથી હકીકતથી તે જુદી સાહેદી આપે તો કામમાં અંદેશો ઉતપન થાય છે માટે તે હકીકત સાબેત કરવાને ઘણોજ સ્પષ્ટ પુરાવ હોવાની જરૂર છે. ૧૦ વી. રી. ૪૬૯.

૩૨—એકાદા કામમાં હકીકત બાબત

એક સાક્ષી સાહેદી આપે અને તે હકીકત તેની સાહેદી વીરૂદ્ધ માલમ પડે તો તેથી અવશ્યે કરીને એમ થતુ નથી કે કામના બીજા ભાગ બાબત તે સાક્ષીએ જે કહ્યુ હોય તે તદન નહી માનવું જોઈએ. પણ કામની જુદી જુદી હકીકત બાબત જે સાક્ષીઓ ફકત અભીપ્રાય આપતા ના હોય પરંતુ વાદીએ બતાવેલી હકીકત સાબેત કરવાને કોર્ટમાં તે આવેલા હોય અને તે કામ મુદ્દાની બાબતમાં જુઠું છે એમ બતાવવામાં આવે તો કામના હરકોઇ અમુક સ્વાલ વીશે તેઓની સાહેદી ઉપર વધારે ભરૂંસો રાખી શકાતો નથી. ૧૮ વી. રી. ૫૨૩.

૩૩—જે એવો નીયમ છે કે વાદીએ સરસમાં સરસ પુરાવ આપવો જોઇએ તેમ છતાં વાદી ઘણા અગત્યના સાક્ષીઓ રજુ કરવાને કસુર કરે તો બાકીના સાક્ષીઓની સાહેદીનું વજન અને કાયદેસર અસર તે નીયમના કારણથી જડજે વ્યાજબી રાહે છોડી દેવું નહી જોઈએ. ૧૪ વી. રી. ૪૮૨.

૩૪—એકાદા કામની પુષ્ટીમાં આવેલા પુરાવનું વજન કરવામાં જો તે પુરાવ શક ભરેલો હોય તો વાદી શા હેતુથી દાવો કરવાને લલચાએલો છે તે હેતુ યોગ્ય રીતે વીચારમાં લેવો જોઈએ. ૩ વાવ્યપ્રાંત. ૩૦૩.

૩૫—પુરાવની બુજ કરવામાં જે સખસ સોગન ઉપર એવી સાહેદી આપતો હોય કે અમુક વાતચીત થએલી છે તો તેની સાહેદી ઉપર તે વાતચીત થએલી નથી એવું કહેનારની સાક્ષી કરતાં વધારે વજન રાખવું જોઇએ. ૬ વી. રી. ૫૫-૩ મુર ઇંડીયન અપીલ્સ. ૩૪૭.

૩૬—કોઇ સાક્ષી વાદીનો નોકર હોય અગર વાદી ઉપર આધાર રાખનાર હોય તો તેથીજ તેની સાહેદી માનવા લાયક થતી નથી એમ બનતુ નથી. ૧૪ વી. રી. ૨૩.

૩૭—તેના તેજ પ્રતીવાદી ઉપર ફોજદારી કામમાં સાપરાધ વીશ્વાસઘાત બાબત અમુક સાક્ષીઓને તપાસવામાં આવેલા પણ તેઓના ઉપર ભરૂંસો રાખવામાં આવ્યો નહી હતો. એટલાજ કારણથી પ્રતીવાદીએ તે સાક્ષીઓની સાહેદી દીવાની દાવામાં આપેલી તે સાહેદી ઉપર જડજે શક રાખેલો છે તે બરોબર નથી. ૧૩ વી. રી. ૨૨૬.

૩૮—એકાદા સખસને જુઠા સોગન બાબત સજા થએલી હોય અગર ફોજદારી ગુન્હાનો ગુન્હેગાર ઠરેલો હોય તેવા સખસની સાહેદી ઉપર જેમ બીજા સખસોની સાહેદી ઉપર ભરસો રહે તેવો ભરૂંસો રહી શકતો નથી. ૨ વાવ્યપ્રાંત ૯૭.

૩૯—વાતચીતમાં શી હકીકત બનેલી તે વીશે તફાવત પડે તો તેથી જુદા જુદા સાક્ષીઓનું કહેવું નહી માનવાને કારણ થતુ નથી. ૩ બં. લો. રી. ૩૩૨.

૪૦—લખેલી હકીકતમાં જે બીના બતાવેલી હોય એવી રીતે કે અમુક સખસ માહારો કટ્ટો દુસ્મન છે પણ તે વીશે કાંઇ પુરાવ ના હોય તો તે બતાવવું તે સખસની સાક્ષી નહી માનવાને બસ થતુ નથી. ૯ બં. લો. રી. ૨૧૫-૧૭ વી. રી. ૫૫૦.

૪૧—પદવીવાળા દેશીઓને ન્યાયની કોર્ટમાં સાક્ષી તરીકે હાજર થવાને જે હરકત છે તેથી કામમાં સરસમાં સરસ પુરાવ ગુજારવો જોઇએ એ નીયમ નરમ પડવા દેવો નહી જોઈએ. ૧ ઇંડીયન જ્યુરીષ્ટ. ૬૩ માર્સ ૧૭૬, ૧ હે. ૩૭૯-૨ વી. રી. ૬૩-૮ વી. રી. ૪૫૩-૧૮ વી. રી. ૪૫.

૪૨—ન્યાયની રૂઇના કામમાં સાક્ષીઓએ જે સાહેદી આપી હોય તે બાબતના નુકશાન વીશે તે સાક્ષીઓ ઉપર દાવો ચાલી શકતો

નથી. જો તેઓએ જુદી સાહેદી આપી હોય તો જુઠા સોગન બાબત તેમના ઉપર કામ ચલાવવું જોઇએ. ૧૧ બું. લો. રી. ૩૨૧–૧૭ વી. રી. ૨૮૩.

૪૩—એકાદા મુકરદમામાં એકાદો સખસ પક્ષકાર ના હોય પણ તેમાં તેણે જુબાની આપેલી હોય તો પાછળથી કરેલા દાવામાં જો તે પ્રતીવાદી હોય તો તેના વીરૂદ્ધ તથા તેની તરફથી દાવો રાખનારાઓ વીરૂદ્ધ અથવા તેની પાસેથી ખરીદ કરનાર વીરૂદ્ધ તે જુબાની પુરાવ થાય છે. પછી તે હયાત હોય અને તેને સાક્ષી તરીકે બોલાવેલો ના હોય તેની ચીંત્તા નહીં. પુરાવ આકટની કલમ ૩૩ (સને ૧૮૭૨ નો આકટ ૧ લો) આની જુબાનીને લાગુ થતી નથી. પરંતુ કબુલતો બાબતની કલમો પ્રમાણે તે દાખલ કરવા લાયક છે. પછી પ્રથમના કામમાં જે હકીકત હોય તેથી હાલની હકીકત જુદી છે એમ બતાવવામાં આવે તોપણ તેની ચીંત્તા નહીં. વેચાણના બીલમાં કહેલી હકીકત તે બીલના પક્ષકારો વીરૂદ્ધ પુરાવ થાય છે. ૧૪ બંગાળા લો. રી. ૩–૨૧ વી. રી. ૪૧૪.

૪૪—**હ ન** તા૦ ૧૬ મે સને ૧૮૫૪ ને રોજ ફરજન મુક્યા વગર પણ વિધવા **બ** ને મુકીને મરણ પામ્યો. તા૦ ૧૯ મે સને ૧૮૫૬ ને રોજ **હ ન** એ લખી આપેલુ અનુમતી પત્ર કહેવામાં આવેલુ છે તે પ્રમાણે **સ** ને દત્ત લીધો. **ર ન** કે જે **હ ન** નો કાકો થતો હતો તે તા૦ ૬ જુલાઇ સન ૧૮૫૫ ના રોજ એક વીધવા **મ** ને મુકી મરણ પામ્યો અને તેણે તે વીધવાને એક અનુમતી પત્ર લખી આપેલું હતું. અને તે દસ્તાવેજના ઠરાવ પ્રમાણે દત્ત લીધેલા દીકરાની નાહાની વયમાં મીલકતનો વહીવટ કરવાની હતી **સ** ને દત્ત લીધા પછી **મ** એ **ડ** ને દત્ત લીધો. **ર ન** ના મરણ પછી **હ ન** ની વીધવા તથા **સ** ની દત્ત લેનાર મા તરીકે **બ** એ **ડ** છે નહી એમ ગણીને **ર ન** ની વીધવા તરીકે **મ** ઉપર દાવો કર્યો. **ડ** મરણ પામ્યો. તેથી **મ** એ **ન** ને તા૦ ૪ અપ્રેલ સને ૧૮૬૪ ના રોજ દત્ત લીધો. તેથી **ન** ની મા અને વાલી તરીકે **મ** એ **સ** નું દત્તવીધાન રદ કરાવવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે અમુક સાક્ષીઓની સાહેદી **સ** નુ દત્તવીધાન સાબેત કરવાના પ્રથમના **બ** ના દાવામાં તપાસવામાં આવેલા છે તેમની જુબાનીઓ સને ૧૮૭૨ ના આકટ ૧ લા ની કલમ ૩૩ પ્રમાણે દાખલ કરવા લાયક નથી. ૧૨ બંગાળા લો. રી. ૧–૨૩ વી. રી. ૪૨.

૪૫—ઇનસાફની રૂઇએ નહીં એવું જે કામ ચાલેલુ હોય તેમાં લીધેલા સાક્ષીની સાહેદી જો તે સાક્ષી મરણ પામેલો હોય તો પણ પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે યોગ્ય કોર્ટની રૂબરૂ ફરી તપાસમાં ઉપયોગમાં લેઇ શકાતી નથી. ૭. લો. રી. ૩ મદ્રાસ ૪૮.

૪૬—માહાવ્યથાના કામમાં માજીસ્ટ્રેટની રૂબરૂ સાક્ષીઓ લેવામાં આવેલા તેમાં બે સાક્ષીઓ હતા તેમાંના એકની સાક્ષી ફરીઆદી તરફથી લેવામાં આવેલી હતી અને તે સાક્ષી જેના ઉપર હુમલો કરવામાં આવેલો હતો તેજ હતો. કેદીઓને તપાસ થવા સારૂ કમીટ કરવામાં આવ્યા. પછી સદરહુ સખસ થએલી ઇજાથી મરણ પામ્યો. સેશન જડજની રૂબરૂ તપાસ ચાલતાં માહાવ્યથાના આરોપની સાથે ખુન અને શીક્ષણ્ય મનુષ્ય વધની સાથે આરોપો વધારવામાં આવ્યા. તેમાં ઠરાવેલુ છે કે તે મરનારની સાક્ષી સેશનની તપાસમાં સદરહુ આરોપો વધારેલા છે તોપણ પુરાવ આકટની કલમ ૩૨ ની રકમ ૧ અથવા કલમ ૩૩ પ્રમાણે દાખલ કરવા લાયક છે. ૭.

લો. રી. ૭ કલકતા ૪૨.

૪૭—એક કેદીના ઉપર જંઝીબારમાં ખુન કર્યાનો આરોપ રાખવામાં આવેલો હતો. તેથી ઇંગ્રેજ સરકારના કૌનસલે મુંબાઇની હાઇકોર્ટમાં તપાસ થવા સારૂ તે કેદીને મોકલ્યો હતો. મુંબાઇમાં સાક્ષીઓને હાજર રાખવાને તે કૌનસલ ફરજ પાડી શકતા નહીં હતા. પરંતુ તેમણે જે તપાસ કરેલી તેમાં જે જુબાનીઓ લીધેલી તે જુબાનીઓ હાઇકોર્ટ તરફ મોકલેલી હતી. આ સાક્ષીઓની ગેરહાજરીમાં મુંબાઇમાં તપાસમાં પુરાવમાં તે જુબાનીઓ રજુ કરવામાં આવી. તેમાં ઠરાવેલું છે કે જંઝીબારમાં ઇંગ્રેજ સરકાર કૌનશલને તે જુબાનીઓ લેવાનો અખત્યાર હતો. સબબ પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે તે તપાસમાં તે જુબાનીઓ દાખલ કરવા લાયક છે. ઈ. લો. રી. ૩ મુંબાઈ ૩૩૪.

૪૮—એક સખસે જુબાની આપેલી તેમાં કોર્ટમાં અમુક અરજી આપેલીછે તે વાત સોગન ઉપર ઇનકાર કરી હતી પણ તે જુબાની પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી કારણ કે તે સાક્ષીને કોર્ટમાં રજુ કરી શકાતો હતો. પરંતુ જે પક્ષકારોએ સદરહુ જુબાની બાબત તકરાર કરેલી છે તે પક્ષકારોએ તેને રજુ કર્યો નથી. ૨૩ વી. રી. ૩૪૩.

૪૯—ગેરહાજર સાક્ષીની જુબાની જ્યારે કેદીને ઉલટ તપાસ કરવાનો લાગ મળેલો હોય ત્યારેજ ફકત પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે દાખલ કરવા લાયકછે. ૨૧ વી. રી. ૧૨.

૫૦—પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે ગેરહાજર સાક્ષીની જુબાની દાખલ કરવામાં આવે ત્યારે તે દાખલ કરવાનુ કારણ સંપુર્ણ અને સ્પષ્ટ રીતે એવી રીતે બતાવવું જોઇએ કે જેથી તે દાખલ કરવાને યોગ્યતા બાબત હાઇકોર્ટ સમજી શકે. આ કામમાં એક ગેરહાજર સાક્ષીની જુબાની અઘટીત રીતે દાખલ કરવામાં આવેલી એવુ હાઈકોર્ટના વિચારમાં આવેલુ કારણ કે, સાધારણ સંભાળ તથા સાધારણ રીતે ઇલાજ કર્યા છતાં તે સાક્ષી રજુ થઇ શકયો નથી એવુ બતાવવાને કાંઈ નથી. કલમ ૩૩ પ્રમાણે જુબાની દાખલ કરવાને સારૂ તોહોમતવાળાને ખરી રીતે તે સખસની ઉલટ તપાસ કરવાને લાગ હતો એમ હોવું જોઈએ. ૨૦ વી. રી. ૬૯.

૫૧—પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે પ્રથમના કામમાં સાક્ષીઓએ આપેલી જુબાનીઓ સેસન જડજ દાખલ કરી શકે તે પેહેલાં એમ જણાવવું જોઇએ કે કોર્ટની નજરમાં ગેરવ્યાજબી વાર, અથવા ફરજ થયા વીના તે સાક્ષીઓથી હાજર થઇ શકાય તેવું નથી.માટે તે પ્રમાંણે કાંઇ ખાસ હકીકત ના હોય તો તે સાક્ષીઓને હાજર કરવાને સારૂ આવતાં સેસન સુધી તે કામ બંધ રાખવું જોઇએ. ૨૧ વી. રી. ૫૬.

૫૨—પીનલકોડની કલમ ૪૧૧ પ્રમાણેના ગુન્હાના કામમાં પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે જે મીલકત બાબત તોહોમતવાળા ઉપર આરોપ રાખવામાં આવેલો તે મીલકતના માલેકની તથા તેની ઓરતની તજવીજ ચાલતાની દરમીઆનમાં કમીશનથી સાક્ષી લેવાએલી તે તોહોમતવાળા વિરૂદ્ધ સેસન કોર્ટે ઉપયોગમાં લીધી અને વળી તે સખસોના નોકરની સાક્ષી જે તજવીજમાં લેવામાં આવેલી તથા ફો. કા. ચ. રી. ના. કાયદાની કલમ ૫૦૩ પ્રમાણે સેસન જડજે કાહાડેલા કમીશનથી તપાસ ચાલતાની દરમીઆનમાં તે મીલકતના માલેકની જુબાની લીધેલી તે પુ-

રાવમાં દાખલ કરવામાં આવી શેશન જડજે તે પુરાવ એવા કારણથી દાખલ કર્યો હતો કે ૨૫૦૦) ખરચ થયા સીવાય તે સાક્ષીઓ હાજર થઇ શકે તેવું નથી. અને તે રકમ ગેરવ્યાજબી છે અને તેઓની સાહેદી તોહોમતવાળાની જાત સબંધી નથી. પરંતુ જે મીલકત બાબત તેહોમતવાળા ઉપર આરોપ રાખવામાં આવેલો છે તે મીલકત ઓળખવાની બાબતનો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સેસન જડજે તે પુરાવ અઘટીત રીતે દાખલ કરેલો છે. સાક્ષીઓને અગવડ હોય તો તે પુરાવ આકટની કલમ ૩૩ પ્રમાણે કાંઇ કારણ નથી, અને ઓળખવા વીશેનો સવાલ ઘણોજ અગત્યનો છે, અને જે સાક્ષીઓની સાહેદીઓ બાબતનો સ્વાલ છે તે પણ ઘણો અગત્યનો છે, કારણ કે તે ઉપર તમામ કામનો આધારછે અને ખરચના સ્વાલ બાબતમાં તે રકમ ગેરવ્યાજબી છે એમ ગણી શકાતુ નથી. કારણ કે તમામ કામનો આધાર તે સાક્ષીઓના પુરાવ ઉપરછે અને કમીશનથી જે સાક્ષીઓ લેવાયા છે તેમને તોહોમતવાળાએ ઉલટ તપાસ કરેલી નથી, તેમ તોહોવાળાની સ્થીતી જોતાં તે તેઓની ઉલટ તપાસ કરવાને ગોઠવણ કરી શકે તેવુ નથી. ઇ. લા. રી. ૬ અલ્હાબાદ ૨૨૪.

### સાક્ષીઓની જુબાની.

૫૩—સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની ક. ૧૩૨ તે સને ૧૮૭૩ ના સોગનના આકટ ૧૦ ની ક. ૧૪ સાથે વાંચતાં ગુન્હો થાય તેવા જવાબ દેવાને સાક્ષીને ફરજ પડે છે પણ તે જવાબથી જુઠી સાહેદી આપ્યા બાબતની ફરીઆદ શીવાય સીધી અગર આડી રીતે તેના જવાબથી તે ગુન્હેગાર થતો હોય તો તે ગુન્હાની ફોજદારી ફરીઆદમાંથી સદરહુ કલમ ૧૩૨ ના વીશેશ ઠરાવ પ્રમાણે તેનુ રક્ષણ થાય છે. જ્યારે ગુન્હો બને તેવા સ્વાલનો જવાબ દેવાને તે સાક્ષી માફ માગે અને તેની અરજ નામંજુર કરવામાં આવે ત્યારેજ તેનું રક્ષણ થાયછે એમ નથી. પણ સદરહુ વીશેશ ઠરાવના હેતુ પ્રમાણે જવાબ દેવાને તેને ફરજ પાડવામાં આવે ત્યારે પણ રક્ષણ થાયછે. ઇં. લો. રી. ૧૨ મુંબાઇ ૪૪૦.

### સાક્ષીનું કહેવુ.

૫૪—બચાવ તરફના એક સાક્ષીએ એવું કહેલું કે ફરીઆદ તરફનો અમુક એક સાક્ષી અમુક વખતે અમુક જગોએ હતો અને તેથી તે સાક્ષી જે કહેછે કે હું તે વખતે બીજી જગોએ હતો અને મેં તોહોમતવાળાને જોયા હતા તે બની શકે તેવું નથી તો તે કહેવુ યોગ્ય રીતે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. પછી તે ફરીઆદ તરફના સાક્ષીને તે બાબત ઉલટ તપાસ કરેલી ના હોય તેની ચીંતા નહીં. ૧૧ મુંબાઇ ૧૬૬.

### સાક્ષી આપવાને નાલાયકાઇ.

૫૫—પુરાવ આકટની કલમ ૩૩ માં સાક્ષી આપવાને નાલાયકાઇ બતાવેલી છે તે કાયમ નાલાયકાઇ હોવાની જરૂર નથી. ઇં. લો. રી. ૬ કલકતા ૭૭૪–૮ કલકતા લો. રી. ૧૨૪.

૫૬—સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કા. ૫૩ માં સાક્ષી આપવાની લાયકાઇ એવા શબ્દો છે તે કાયમ નાલાયકાઇ છે અને થોડી મુદતને માટે નથી. માટે જ્યારે સાક્ષી આપવાને એકાદો સાક્ષી નાલાયક છે એવુ સાબેત થાય ત્યારે તેની જુબાની દાખલ કરવા વીશે કોર્ટનો કુલ અખત્યાર નથી. પરંતુ સાક્ષી અકસ્માત રીતે અથવા થોડી મુદતના કારણને માટે જો તે ગેરહાજર હોય તો હકીકત પ્રમાણે વધારે વાર અગર ખર્ચ સીવાય તે હાજર થઈ શકતો નથી એવુ કોર્ટને ગેર-

વ્યાજબી માલમ પડે તો કોર્ટનો તે કુલ અખત્યાર છે. ૪ કલકતા લો. રી. ૫૦૪.

## સગપણ બાબતનો પુરાવ.

૫૭—એક કુટુંબના મરનાર ગોરે તે કુટંબના અંગભુતોના સગપણ બાબત હકીકત કહેલી તે પુરાવ આકટની કલમ ૩૨ ની રકમ ૫ પ્રમાણે પુરાવમાં દાખલ થઇ શકે છે. ૪ કલકતા. લો. રી. ૧૭૩.

૫૮—સગપણના સ્વાલ બાબત અસલ કોર્ટે ફેંસલો કરેલો તે અપીલ કોર્ટે ફેરવેલો અને તે અપીલકોર્ટના ફેંસલાનો આધાર તે કુટંબના અમુક અંગભુતોનો રાખેલો એક મુખત્યાર હતો તે મરણ પામેલો છે. પણ તેણે પોતાની હયાતીમાં પ્રથમ સેટલમેન્ટનું કામ ચલાવેલુ તેમાં કહેલી હકીકત ઉપર છે. આ ફેંસલો ઉપરી કોર્ટે બીજી અપીલમાં ફેરવેલો એવા કારણથી કે સને ૧૮૭૨ ના આકટ ૧ લા ની કલમ ૩૨ ની રકમ ૫ પ્રમાણે તે સખસને તે સ્વાલ બાબત ખાસ માહેતી હતી તે પ્રમાણે તેનો સમારા થતો નથી. માટે સદરહુ તેની કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કહેવુ દાખલ કરવા લાયક નથી. કારણ કે તે મુખત્યાર તરીકે હતો એટલુજ ફકત તેને તે વીશે જાણવાને સાધન હતુ અને તે કાંઈ કુટંબનો અંગભુત નહી હતો તેમ તે કુટંબ સાથે તેને કાંઈ ધાડો સબંધ નહી હતો તેમ તે કુટંબની હકીકત વીશે જાણવાને કાંઈ ખાસ સાધન તેને નહી હતુ. વળી ઠરાવેલું છે કે તે સખસને તે જાણવાને બીજું સાધન હતુ કે નહી એ વીશેનો પુરાવ લેવાને કામ પાછુ મોકલવાની બીજી અપીલકોર્ટે ના કહી છે તે બરોબર છે. ઈ. લા. રી. ૧૨ કલકતા. ૨૧૯-૧૨ ઇંડીયન અપીલ્સ. ૧૮૩.

૫૯—એક પ્રામીસરીનોટની રૂઈના દાવામાં પ્રતીવાદીનો જવાબ "ફકત નાહાની વય બાબતનો હતો. તેમાં ઠરાવેલુ છે કે તે પ્રતીવાદીનો બાપ આ દાવાનું કામ ચાલતા પહેલાં મરણ પામેલો છે' તેણે પોતાના દીકરાની ઉમર એક સાક્ષીને કહેલી તો તે કહેવું તે પ્રતીવાદીના જવાબની પુષ્ટીમાં તેના ઉમરના પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી." ઈ. લો. રી. ૧૩ કલકતા ૪૨.

૬૦—સ્થાવર મીલકતનો કબજો લેવાને દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદીએ પુરાવમાં જન્મઅક્ષર રજુ કર્યા એવુ કહીને કે તે મને મારી માએ આપેલા છે અને મારા કુટંબના અંગભુતોએ તે જોએલા છે અને મારા લગ્ન વખતે તેનો ઉપયોગ કરવામાં આવેલો છે પરંતુ તે જન્મઅક્ષર અથવા તેમાં તેનું નામ લખ્યા બાબતનુ લખાણુ કોણે લખેલુ છે તે કહી શકયો નહી. તેમાં ઠરાવેલુ છે કે પુરાવ આકટની કલમ ૩૨ ની રકમ ૬ પ્રમાણે તે જન્મઅક્ષર પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૯ કલકતા ૬૧૩.

૬૧—પક્ષકારોના કુટંબની જુદી થએલી શાખામાં કોઇ નહી રહેવાથી તે શાખાની મીલકતની વહેંચણ કરાવવાને દાવો કરવામાં આવેલો હતો. આ પક્ષકારોને આલય સંતાનના નીયમ લાગુ હતા. કોર્ટે પ્રતીવાદીઓ વીરૂદ્ધ એક લખેલો કરાર રદ કરેલો તે પક્ષકારો એક સરખી પાયરીના સગપણવાળા છે તે સાબેત કરવાને વાદીએ પુરાવમાં આપ્યો. અને તેમાં વેહેંચણનો અમલ કરવા લાયક છે એમ કબુલ કરવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે વંશાવળીના પુરાવ તરીકે તે લખેલો પુરાવ દાખલ કરવા લાયક છે. સબબ વાદીનો હુકમનામુ મેળવવાનો હક છે. ઇ. લો. રી. ૧૦ મદ્રાસ ૩૬૨.

૬૨—સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧

લાની કલમ ૩૨ ની રકમ જે પક્ષકારોએ દાવો ચાલતાની દરમીયાનમાં સાગાવાળાઓએ બતાવેલાં પેહેડીનાગાં રજુ કરેલાં તે ઈનકાર કરેલાં તેવા ઈનકાર કરનાર જીતવાળા પક્ષકારોને લાગુ-થતી નથી. ઇ. લો. રી. ૯ અલ્હાબાદ ૪૬૭.

### સાર્વજનીક હક્ક.

૬૩—પુરાવ આકટની કલગ ૧૩ માં જે હક્ક બતાવેલો છે તે ફકત સાર્વજનીક હક્ક નથી. ૨૩ વી. રી. ૩૧૧.

### સાક્ષીનો હક્ક.

૬૪—દિવાની કાયદાના બાગ ૩૯ પ્રગાણે એક પ્રોમીસરી નોટની રૂઈએ સ્માલકાજ કોર્ટ બાબત દાવો કરવામાં આવેલો હતો તે નોટ ग તથા તેના દીકરા ब એ લખી આપેલી છે એમ કહેવામાં આવેલું છે. તે દાવામાં બચાવ કરવાની પરવાનગી ગળવાને ब એ આફીડેવીટ ફાઇલ કરેલાછે અને તે રજા લેઈને પોતાની તરફથી તપાસમાં પુરાવ આપેલો છે. પછી ब એ પોતાના બાપની તે પ્રોમીસરીનોટ ઉપર સહી જુઠી બનાવેલી તે વીશે તપાસ ચાલી તેમાં ब ની આફીડેવીટ તથા જુબાની જે સ્માલકાજકોર્ટ લાયક દાવામાં લેવામાં આવેલી તે ब વીરૂદ્ધ પુરાવમાં દાખલ કરવામાં આવી. તેમાં ચીફજસ્ટીસ ટરનર સાહેબે તથા જસ્ટીસ ઈન્સ અને જસ્ટીશ કીડસલી સાહેબોએ ઠરાવેલુ છે કે તે ઓફીડેવીટ અને જુબાની યોગ્ય રીતે દાખલ કરેલી છે. જે કાગમાં તોહોમતવાળાએ સોગન ઉપર પોતાની ખુશીથી કોર્ટ તરફથી કાંઈ ફરજ પાડયા વીના કોર્ટની રૂબરૂ હકીકત કહેલી હોય અને જો તે લગતી હકીકત હોય તો ફોજદારી આરોપના તપાસમાં તેના વીરૂદ્ધ ઉપયોગમાં લેઈ શકાય છે. જો સાક્ષીની મરજી પોતાના જવાબ પાછળથી ફોજદારી આરોપમાં પોતાના વીરૂદ્ધ ઉપયોગમાં લેવાય નહીં એમ રાખતો હોય તો તે જવાબ દેવાને તેને હરકત લેવી જોઈએ તોપણ જો તે જવાબ લગતો હોય અને તે હરકત તદન ઉપયોગી નથી એમ તે પ્રથગથી જાણતો હોય તો તેને તે જવાબ દેવાની ફરજ છે માટે તે રદ કરવી જોઈએ. ઈ. લા. રી. ૩ મંદ્રાસ ૨૭૧.

૬૫—સાક્ષીએ પોતાની યાદદાસ્ત તાજી કરવી. વાદીએ જુદા જુદા સખસો ઉપર કેટલાક દાવા ખતોની રૂઇએ કરેલા તે કામો દાવાની અરજીઓ તથા કાગળો આગથી નાશ થએલા હતા તે દાવા ફરી દાખલ કરવામાં આવ્યા અને દાવાની અરજીઓની ડુપ્લીકેટ નકલો ફાઇલ કરવામાં આવી તેમાં ખતોનો મચકુર કે જે ઉપરથી દાવો કરવામાં આવેલો તે વાદીના ગુમાસ્તાઓએ ખત લખી આપનારના નામોનુ તથા શી બાબત ખત લખી આપવામાં આવેલુ તથા કેટલી રકમ લેહેણી છે તથા તે ઉપર સાક્ષીઓ કરનારના નામોનું રજીસ્ટર રાખેલુ તે ઉપરથી બતાવવામાં આવેલો હતો. આ રજીસ્ટર ઉપરથી ડુપ્લીકેટ દાવાની અરજીઓ તૈયાર કરવામાં આવેલી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે તે રજીસ્ટર ખતોના મચકુરનો બીજા દરજ્જાનો પુરાવ નથી તોપણ પુરાવ આકટની કલમ ૧૫૯ પ્રગાણે સાક્ષી પોતાની યાદદાસ્ત તાજી કરવાને તે જોઇ શકે છે. ઇ. લો. રી. ૫ કલકતા ૬૫૩ ઇ. લો. રી. ૧૦ મું. ૧૮૫.

## ઉ.

## હક્કનો પુરાવ.

૧—કેટલાંક વરસોના કબજા તથા ભોગવટાનો પુરાવ હોય અને તે બાબત જવાબ દેવામાં ના આવે તો તે પુરાવ હક્કનો મજબુત પુરાવ છે વી. રી. સને ૧૮૬૪ પાનુ ૨૪૩–૧ આગ્રા ૨૬૦, ૧ આગ્રા ૪૭–૯ વી. રી.

૧૬૯–૧૧ વી. રી. ૩૪૭–૧૭ વી. રી. ૮.

૨—હક્કનો કાંઇક પુરાવ થવાને લાંબી મુદતના કબજાની જરૂર નથી. ૯ વી. રી. ૧૨૦.

૩—કબજો એ હક્કનો પુરાવ છે. માટે જો વાદી એમ સાબેત કરે કે મારો કબજો હતો અને તેમાં પ્રતીવાદીએ જબરાઇથી હરકત કરી છે તો તેથી પ્રથમ દર્શનીક રીતે વાદીનો હક્ક થાય છે. માટે તે પ્રતીવાદીએ રદ કરવાનો છે. ૧૨ વી. રી. ૧૪૬.

૪—જે કામમાં કબજો લાંબી મુદતનો હોય અને તેના રૂપ ઉપરથી હક્ક થતો હોય તે સીવાયના કામમાં તે ફક્ત હક્કનો પુરાવ છે તે ફક્ત એટલાજ કારણથી કે તે કબજાને હરકત થએલી નથી. અને તેથી ખરા હક્ક અને સ્વતંત્ર માલેકપણા વીશે જે અનુમાન થાય તે કરતાં કાંઈ વધારે નથી. માટે આ નીયમ જે કામમાં વાદી વેચાંણખતની રૂઈએ પોતાનો હક્ક બતાવતો હોય અને કબજા ઉપર પણ આધાર રાખતો હોય પણ તે કબજો સાબેત કરી શક્યો ના હોય તોપણ કબજો સાબેત છે એમ ઠરાવેલું હોય તે કામને લાગુ થાય છે. ઇ. લો. રી. ૬ મુંબાઇ ૨૧૫ ઈ. લો. રી. ૮ મુંબાઇ ૩૭૧.

૫—જે કામમાં બીન હરકતે કબજો હોય અને તે જ્યારી હોય તો ખરા માલેક વીરૂદ્ધ કબજા અને ભોગવટાનો પુરાવ એ હક્કનો પુરાવ છે. ૬ વી. રી. ૮૨–૨ આગ્રા. ૩૦૯.

૬—લાંબી મુદતનો કબજો હોય પણ તે રજા આપવાથી થએલો હોય તો તે કબજેદારને તેથી કાંઇ હક્ક મળતો નથી. ૩ આગ્રા ૨૬૧ તથા ૨૭૧–૨ વાવ્યપ્રાંત ૧૦૮.

૭—તકરારી જમીન ઉપર કોઇ રહેતુ નહી હતુ અને તે પડતર હતી અને તેના ઉપર કોઈ સખસે માલેકપણાનાં કૃત્યો કરેલાં હોય એમ સાબેત થઇ શકતુ ના હોય તો મુદતના સવાલનો નીર્ણય કરવાને વારંવાર એવી જરૂર છે કે કબજાનો કાંઈક પુરાવ હોય અને તેની સાથે નજીકની જમીન પણ કોઇ કોઇ વખત કબજામાં હતી એ બાબતના પુરાવ સાથે હક્ક બાબતનો પુરાવ હોય તે ઉપર આધાર રાખવાનો છે. અને આવી હકીકતથી જે પક્ષકારનો હક્ક હોય તેનો કબજો પણ છે એમ કોર્ટને વ્યાજબી રાહે અનુમાન કરવાનુ છે. પરંતુ જ્યારે જમીનનું રોકાણ કરવામાં આવેલુ હોય ત્યારે મુદતના કારણસર હક્કના સવાલથી કબજાના સવાલની જુદી વ્યવસ્થા કરવાની છે કારણ કે એકાદા સખસનો હક્ક હોય તોપણ તે હક્કને બાર વરસના કબજાથી હરકત થએલી હોય છે. ઇ. લો. રી. ૩ કલકતા ૭૬૮–૨ ક. લો. રી. ૩૬૪.

૮—બે એકબીજા વીરૂદ્ધ પક્ષકારો બાર વરસનો કબજો સાબેત કરવાને મેહેનત કરતા હતા અને તેઓનો પુરાવ એક બીજા વીરૂદ્ધ હતો. અને તે એક બાજુનો નીશ્ચેકારક નહી હતો. તેમાં ઠરાવ્યું છે કે હક્કવાળાનો કબજો છે એમ અનુમાન થવું જોઇએ. ઈ. લો. રી. ૧૨ કલકતા ૩૮.

૯—બીન હરકતે લાંબી મુદતનો કબજો હોય તો તે હક્ક વીશે પ્રથમ દર્શનીક રીતે પુરતો પુરાવ છે અને કબજાથી જે નીર્ભયતા થાય છે તે નબળી પડવી નહી જોઇએ. ૨ આગ્રા ૧૯૫.

૧૦—બાર વરસ કરતાં વધારે મુદતનો ફક્ત કબજો હોય તો તેથી મુકરરી હક્કનો પુરાવ થતો નથી. ૨ બં. લો. રી. ૮.

૧૧—જો પક્ષકારો સેટલમેંટ કરાવવાને માગતા હોય અને તેઓ કાયદા પ્રમાણે ચાલેલા ના હોય તો લાંબી મુદતનો કબજો હોવાથી સેંટલમેંટ કરાવવાનો હક્ક થતો નથી. ૧૨

વી. રી. ૩૭૮.

૧૨—મીલકતના કબજાના દાવામાં વાદીએ પ્રથમના બાર વરસના કબજા ઉપર આધાર રાખ્યો અને પોતાના હક્ક વીશે કાંઈ પુરાવ આપ્યો નહી. તેમાં ઠરાવ્યું છે કે જે મીલકતનો કબજો લેવાને માગેલું છે તે મીલકત પ્રથમ બાર વરસ સુધી વાદીના કબજામાં હતી. તેથી તેને શીર તેને પોતાનો હક્ક સાબેત કરવાનો બોજો છે તે ખસતો નથી. ૩ બં. લા. રી. ૪૪-૧૧ વી. રી. ૪૪૭.

૧૩—ઠરાવેલુ છે કે સને ૧૮૫૯ ના આ. ૧૦ પ્રમાણે અમુક જમીનની ચડેલી સાંથ લેવાના દાવામાં કલમ ૭૭ પ્રમાણે બ ને પક્ષકાર કરવામાં આવેલો પરંતુ દાવો કરનાર અ નુ હુકમનામુ થયું હતુ અને બ પાસેથી કબજો છોડાવેલો હતો તેથી બ એ તે જમીન ઉપર પોતાનો હક્ક ઠરાવવાને તથા કબજો લેવાને દીવાની કોર્ટમાં. બ એ અ ઉપર દાવો કર્યો. એવું કહીને કે તેમાં મારી લાખીરાજ અને દેવત્ર જમીન છે તેથી બ ના બાર વરસના કબજાનો પુરાવ છે તે બસછે માટે તેનુ હુકમનામુ કરવામાં આવેલુ છે. ૧ બં. લા. રી. ૧-૧૦ વી. રી. ૬૧.

૧૪—થોડી મુદત ઉપર વાદીએ હક્ક મેળવેલો તેની રૂઇએ વાદી કબજો લેવાને માગેછે તો તેને વેચનારનો હક્ક અસલ કેવો હતો તે સાબેત કરવાની હમેશાં જરૂર નથી. જ્યારે હક્ક બાબતનો નીશ્ચયકારક પૂરાવ મળી શકતો ના હોય ત્યારે વેચનારની તરફનો બીન હરકતે કબજો હતો એ હકીકત ઘણા કામોમાં હક્કનો પુરાવ થાયછે. પ્રતીવાદીના કબજાની સ્થાવર મીલકત લેવાના દાવામાં વાદી ફક્ત એમ બતાવે કે મારો હક્ક થએલોછે તો તેથી સાધારણ રીતે વાદી જીતી શકતો નથી. ૧૨ વી. રી. ૩૧૫.

૧૫—સને ૧૮૫૯ ના આક્ટ ૧૪ ની કા. ૧૫ સીવાય કબજાથી હક્ક ઉતપન થયો છે એવો વીચાર કરવામાં ઠરાવેલુ છે કે સાઠ વરસ કે તેથી વધારે મુદતનો કબજો હોવાથી તે કબજેદારનો હક્ક ઉતપન થાયછે. અને તે હક્ક વીશે દુનીઆમાં કોઇ સખસ હરકત લેઇ શકતો નથી અગર રદ કરી શકતો નથી અને મુદતના આકટ પ્રમાણે જોઇતી હરકોઇ મુદતનો કબજો તે હક્ક માટે બસ છે અને તે ખરા માલેક વીરૂદ્ધ પણ બસ થાયછે અને પ્રથમ ગમે તેટલી ટુંકી મુદતનો કબજો હોય તોપણ તેથી ફક્ત અપકૃત્ય કરનાર વીરૂદ્ધ હક્ક પાય છે. ૮ વી રી. ૩૮૬.

૧૬—માલેક તરીકેનો લાંબી મુદતનો કબજો હોય તો તે બસ છે એમ હાઇકોર્ટે ઠરાવેલુ છે. ૪ બં. લો. રી. ૨૧.

૧૭—કામમાં જે પુરાવ છે તે ઉપરથી ઠરાવ્યું છે કે પ્રતીવાદીઓનો આગળની જુની તારીખના ગીરોખતની રૂઇએ જે હક્ક છે તે પ્રતીવાદીના લાંબી મુદતના કબજાથી મંજુર થાય છે. માટે કબજા બાબતનો વાદીનો દાવો કાહાડી નાંખેલો છે તે બરોબરછે. ૨ બં. લા. રી. ૮૫-૧૧ વી રી. ૩૫

૧૮—ઠરાવેલુંછે કે જો કે વાદીઓ પોતાના હક્કના દસ્તાવેજો સાબેત કરી શક્યા નથી તોપણ દાવો કરતા પહેલાં બે ત્રણવરસ ઉપર તેઓનો કબજો ગએલો તે પહેલાં લાંબી મુદતનો તેઓનો કબજો હતો એ બાબત મુખજુબાનીના પુરાવથી સાબેત થવાથી તેઓનો હક્ક સાબેત થાય છે. ૩ બં. લા. રી. ૧૦૯.

૧૯—ઠરાવેલુછે કે વાદીનો કબજો ત્રીસ વરસ કરતાં વધારે મુદતનો નથી તો તેથી સને ૧૮૨૭ ના કાયદા ૫ ની કલમ ૧ પ્રમાણે માલકીનો હક્ક થતો નથી અને તે કાયદો નક્કી ભોગવટાનો છે તે સને ૧૮૫૯ ના આ. ૧૪ થી રદ થએલો નથી. પ્રથમના મુદતના

આંકટ પ્રમાણે વીરૂદ્ધ બાર વરસનો કબજો થવાથી હક્ક બંધ થયા સીવાય દાવો ચાલી શકતો નથી. માટે એકાદા માલેકનો બાર વરસ કરતાં વધારે મુદત સુધી કબજો ગએલો હોય અને તેને તે કબજો વખતે પાછો મળે તો પછી પીરૂધ્ધ જે સખસનો કબજો થએલો હોય તે સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કા. ૧૫ પ્રમાણે છ માસની અંદર દાવો કરે નહી તો માલેકનો કબજો છોડાવવાના દાવામાં તે નીષ્ફળ થવો જોઈએ. તો પણ સને ૧૮૭૧ ના આકટ ૯ ની ક. ૨૯ નો હેતુ ફકત ઇલાજ બંધ કરવાનો છે એટલુંજ નહી પણ અસલ માલેક વીરૂધ્ધ બાર વરસનો કબજો થાય તો તે માલેકનો હક્ક પણ બંધ થાય છે. ઇ. લો. રી. ૧ મુંબાઇ ૫૯૨.

૨૦—કબજાનો સ્વાલ હક્કના માલના કામોમાં હક્કના સ્વાલ ઉપર આધાર રાખેછે. ૧૪ વી. રી. ૧૦૮.

૨૧—ઇનામ આપ્યાનો કાંઇ પુરાવ નથી અને જે જમીન ઉપર ઈમારતો છે તે જમીનનો જમીનદારનો હક્ક કબુલ કર્યા શીવાય અગર તેને કાંઇ ભાડુ આપ્યા શીવાય બાર વરસ કરતાં વધારે મુદત સુધી કબજામાં હોય તો તે ઇમારતોનો માલેક પ્રથમ દર્શનીક રીતે તે જમીન ઉપર હક્કદારછે અને તે ઈમારતવાળી જમીન કાયમ ઠરાવવામાં હાલની જમીનની અંદર છે તેથી વ્યાજબી રાહે જમીનદારે તે જમીન પાછી લેવાનો હક્ક રાખેલો છે એમ અનુમાન થતુ નથી. ૭ વાચ્યપ્રાંત ૨૧૮.

૨૨—એક પ્રીનસીપલ સદરઅમીને મુનસફનો ઠરાવ ફેરવીને અમુક જમીન ઉપરનો દાવો કાહાડી નાંખ્યો. એવા કારણથી કે ફકત મુખજુબાનીનો પુરાવ છે અને તેની પુષ્ટીમાં કાંઈ દસ્તાવેજી પુરાવ નથી માટે તે જમીન પઉર એકાદા સખસનો હક્ક ઠરાવવાને તે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક નથી. અપીલમાં હાયકોર્ટે પ્રીનસીપલ સદરઅમીનનો ઠરાવ ફેરવ્યો અને ઠરાવ્યુ છે કે જો મુખજુબાનીનો પુરાવ માનવામાં આવતો હોય તો હક્ક સાબેત કરવાને તેનો દસ્તાવેજીપુરાવ છે તેવોજ તે મુખજુબાનીનો પુરાવ છે. ૧ બં. લો. રી. ૧૬-૧૦ વી. રી. ૨૧૭.

૨૩—દસ્તાવેજોના સાચાપણાના બાબમાં હીંદુસ્તાનમાં પુરાવ તરીકે જે અનુમાન થાય છે તે ઘણું નબળુ થાય છે પરંતુ એમ ઠરાવવું નહીં જોઇએ કે તે દસ્તાવેજ જુદા બનાવેલા છે એવું અનુમાન થાય માટે જ્યારે સુમારે સેંકડો વરસ ઉપરના મુળ વ્યાજબી હક્કના ઘણા દસ્તાવેજો રજુ કરવામાં આવે તો હક્ક અને તે અનુસરતો કબજો અપીલના પ્રતીવાદીનો શરૂ હક્ક થયો તે વખતે સને ૧૮૩૩ માં વેચાંણ લેવાયો હતો. એ હકીકતથી કાયમ થાયછે. સબબ આવા પુરાવના વજનના વીરૂદ્ધ ઘણો મજબુત બાહારનો અસંભવીત પુરાવ હોવો જોઈએ. ૩ વી. રી. ૫-૧૦ મુર ઇંડીયન અપીલ્સ ૩૦૫.

૨૪—કલેકટરે કલકતામાં જમીનનો પટો આપેલો તેથી હક્ક થતો નથી. પરંતુ સ્થાનીક ઉપજના કાયદા પ્રમાણે ફકત કબજાનો પુરાવ છે. ૧ મુર ઇંડીયન અપીલ્સ ૩૦૫.

૨૫—એક પક્ષકાર પોતાના હક્કની પુષ્ટીમાં જે દસ્તાવેજો જુદા બનાવેલા એમ સાબેત થએલા તે પુરાવમાં રજુ કરે પણ તેની સાથે બીજો પુરાવ તેણે ગુજારેલો હોય અને તે વીશે કાંઈ વાંધો લેવામાં આવ્યો ના હોય અને તે જુદા બનાવેલા દસ્તાવેજો કોર્ટ ના મંજુર કરે તો તે વખતે વાંધા વગરનો બીજો પુરાવ વીચારમાં લેવો જોઇએ અને જો તે વીશે ખાતરી થાય તો તે ઉપરથી નીર્ણય કરવો જોઇએ. ૧૦ મુર ઇંડીયન અપીલ્સ. ૧૫૧.

૨૬—વાદી અને પ્રતીવાદી અમુક જમીન એક જંગલમાંથી સુધારીને ઘણા વરસથી અમારા કબજામાં છે અને તે જમીન બાબત દરેક સરકાર પાસેથી પટો કરાવી લીધો છે એવો તેઓ દાવો રાખે છે તે જમીનનો કબજો લેવાના દાવામાં કબજો નકકી કરવાની હકીકતમાં પેઠા સીવાય વાદીને હુકમનામુ કરાવવાનો હકક થવાને વાદીના પટામાં તે જમીન આવેલી છે એવી ફકત હકીકત બસ નથી. ૧૫ વી. રી ૪૫

૨૭—સાધારણ રીતે હકકની સાથે કબજો રહેછે એવુ જે અનુમાન થાય છે તે જો વીરૂદ્ધ સ્પષ્ટ પુરાવ હોય તો કામનું નથી. પરંતુ જે કામમાં એક બાજુ તરફ કબજાનો મજબુત પુરાવ હોય પણ તે પુરાવ વીરૂદ્ધ બીજી બાજુ તરફથી દેખીતો મજબુત પુરાવ હોય તો પ્રીવીકૌંસીલે ઠરાવ્યુ છે કે બેઉ બાજુના પુરાવની વજન કરવાને કામની હકીકત ઉપરથી તે અનુમાન ઉપર લક્ષ રાખી શકાય છે માટે તે અનુમાનની મદદથી જે બાજુનો કબજો હોય તે બાજુની હકીકત સાચી છે ને કબજા વગરના પક્ષકારની હકીકત સાચી નથી એવું વધારે મજબુત સંભવીતપણું છે. ૨૦ વી. રી. ૨૫

૨૮—જંગલની જમીનના કબજાના હકક બાબત જે કામમાં તકરાર હોય અને એમાંથી એકે પક્ષકાર તકરારી જમીન ઉપર માલેકપણાનાં કૃત્ય કર્યાનો કાંઇ પુરાવ આપેલો ના હોય તો કોર્ટ હકકના પુરાવની મદદ લેઈ શકે છે અને એવું અનુમાન કરી શકે છે કે જે પક્ષકારનો હક્ક સાબેત થએલો છે તે પક્ષકારનો કબજો પણ છે. ૫ ક. લો. રી. ૪૮૧.

૨૯—ઠરાવ્યું છે કે જે સખસના કબજામાં હકકના દસ્તાવેજો અને ભાડાની પોહોચ્યો હોય તે સખસના તેવા મજબુત પુરાવ વીરૂધ્ધ કાંઇ પણ ના હોય તો તે સખસ જીતનો જોઇએ. ૧૯ વી. રી. ૧૬૨.

૩૦—વાદી પોતાનો હકક ઠરાવવાને દાવો કરે તો અને તે દાવાવાળી મીલકત પ્રતીવાદીના કબજામાં હોય પણ વાદીએ પોતાના લાભના હક્કના દસ્તાવેજો રજુ કર્યા હોય તો વાદીનો હકક સાબેત કરવાને પ્રતીવાદીને શીર બોજો છે ૬ બં. લો. રી. ૧૪૪.

૩૧—બીન હરકતે અને બીન તકરારે લાંબી મુદતનો કબજો હોય તો તે હક્કનો પ્રથમ દર્શનીક જોઇતો પુરાવ થાય છે પણ તે કબજો દત્તવીધાનની રૂઇએ છે એમ કબુલ કરવામાં આવ્યું હોય અને દત્તવીધાન નીષ્ફળ ગએલુ હોય તો તે કબજો કાંઇ કામનો નથી. ૫ વી. રી. ૬૯.

૩૨—સો વરસ સુધી જ્યારી ભાડુ આપવામાં આવેલુ હોય તો તે ભાડુઆતનો ગીરાસી હક્ક છે એવું અનુમાન થાય છે. ૭ બં. લો. રી. ૨૧૧.

૩૩—માલકી હકક હુકમનામાથી કાયમ થએલો હોય તો પાછળથી તે મીલકતનો કબજો જે થાય તે એકલા હુકમનામાથી નથી. પણ અસલ હકકથી પણ છે. ૨ વાવ્યપ્રાંત ૪૫૯.

૩૪—જમીનના કબજેદાર તરીકે એકાદા સખસનું નામ કલેકટરના દફતરમાં દાખલ કરેલું હોય તેથી અવશ્યે કરીને તે સખસનો હકક સાબેત થતો નથી. અગર કોઈ બીજા સખસનો હકક નીષ્ફળ થતો નથી. કલેકટરનું દફતર મેહેસુલના કારણસર રાખવામાં આવે છે અને હકકના કારણસર રાખવામાં આવતુ નથી.ઇ. લો. રી. વાલ્યુમ ૧૩ પાનું. ૭૫.

૩૫—ઠરાવેલુ છે કે જરીફનો નકસો કે જે વખતે જરીફ થએલી હોય છે તે વખતે કબજાનો પુરાવ થઈ શકે છે અને તે હકકનો પુરાવ પણ થઈ શકે છે પણ તે ફકત પુરાવછે કે નહી એ વીશે દરેક કામની હકીકત ઉપરથી નીર્ણય કરવાનુ છે. વળી ઠરાવેલુ છે કે બે ન-

કંશા ઉપરથી એમ જણાય છે કે જે જમીનના ભાગ વીશે વાદીનુ હુકમનામુ કરી આપવામાં આવ્યુ છે તે વાદીની જગોએ આગળ થઇ ગએલા સખસના કબજામાં બેઉ જરીફો વખતે હતી એટલે સુમારે વીસ વરસને અંતરે તે બે જરીફો થએલી છે માટે તે હકકનો પુકત પુરાવ થઇ શકે છે. સબબ નીચેની કોર્ટનુ હુકમનામુ બરોબર છે. ઈ. લો. રી. ૧૫ કલકતા. ૩૫૩.

## હુકમનામાં ફેંસલાઓ અને પ્રોસીડીંગો પ્રથમના દાવાઓમાં થએલાં તે.

૧—મુખત્યાર કોર્ટનુ કરેલુ હુકમનામુ જ્યાંસુધી તે હુકમનામા વીરૂદ્ધ એમ બતાવવામાં આવે નહી કે તે કપટથી અગર જડજને ખોટુ સમજાવીને મેળવવામાં આવેલુ છે ત્યાંસુધી તે બળવાન છે અને પક્ષકારોને બંધનકારક છે. ૬ વી. રી. ૨૧૫.

૨—પ્રથમના દાવામાં વાદી તથા પ્રતીવાદીએ ચાલેલા પ્રોસીડીંગના જુદા જુદા ભાગો રજુ કરેલા છે અને તેની રૂઈએ તકરારો કરેલી છે તો તે તમામ પ્રોસીડીંગ પુરાવતરીકે ગણવાને કોર્ટ બંધાએલીછે. અમુક વુઈલ લખી આપ્યાનો સવાલ દાવામાં ઈસ્યુને લગતો ના હોય તો તે લખી આપ્યા વીશે દીવાની કોર્ટે ઠરાવ કર્યો હોય તો તે બાબત નીશ્ચેકારક પુરાવ નથી. ૧૨ વી. રી. ૮૭.

૩—પ્રથમ હુકમનામુ થએલુ તેનો પાછળના દાવામાં પુરાવ તરીકે કેવો અસર થાય છે તે બતાવવામાં આવેલું છે. ઇ. લા. રી. ૧૦ કલકતા ૮૯.

૪—અમુક દસ્તાવેજ લાંબી મુદતની તારીખનો છે અને તેથી તે ઉપરના સાક્ષીઓ અથવા હમેશની રીતી પ્રમાણે પુરાવ મળવો અશકય છે એવું બતાવવાને જડજ પ્રથમનો ઠરાવ ઉપયોગમાં લેઈ શકે છે. ૧૧ વી. રી. ૩૦૯.

૫—એક ચરની સ્થીતી બાબત આઠ આની ભાગની તકરાર હતી તે વખતે પ્રથમ ઠરાવ થએલો તો તે ઠરાવ તે જો કે બીજા નીમેં ભાગ બાબતની તકરારના દાવામાં મજબુત પુરાવ થાય છે. તોપણ તેથી કાંઇ પ્રતીબંધ થતો નથી. ૫ વી. રી. ૨૮૨.

૬—સને ૧૮૫૯ ના આ. ૧૪ ની કા. ૧૫ પ્રમાણે કબજા બાબતનું હુકમનામુ તે જેટલી મુદત કબજે ગએલો હોય તેટલી મુદતની દરમીઆન ઉપજ પ્રતીવાદી પાસેથી લેવાનો વાદીનો હક છે એ વીશે પ્રથમ દર્શનીક પુરાવ થાય છે. ૨ બં. લા. રી. ૬૭–૧૧ વી. રી. ૮૩.

૭—ચડેલી સાંથની બાકી લેવાના દાવામાં દાવાવાળી સાંથની મુદત પછીના વરસોની સાંથ લેવાને પ્રતીવાદી ઉપર સંક્ષેપ રીતે દાવા કરેલા તેમાં થએલાં હુકમનામાં તે લેહેણી સાંથ બાબતનો કાંઇ પુરાવ નથી. પરંતુ ત્યાર પછીના વરસોની સાંથના દાવાની પુષ્ટીમાં તે હુકમનામું પ્રથમ દર્શનીક પુરાવ છે. માર્સ. ૫૫૮—૨ હે. ૬૬૪.

૮—એક પ્રથમના દાવામાં ખેડુતે સાંથ આપવાનીછે એવું હુકમનામુ થએલુ માટે જ્યાં સુધી તે સાંથમાં ફેરફાર થયો છે એ વીશેના પુરાવથી તે રદ થાય નહીં ત્યાંસુધી તે સાંથનો પુરાવછે. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૯૫-૨૫ વી. રી. ૧૦.

૯—નીચેની બેઉ કોર્ટોમાં વાદી જીતેલો હતો અને વાદીએ જે હુકમનામુ મેળવેલુ હતુ તે હાઇકોર્ટે ફેરવેલું છે. ફકત એટલા કારણથી કે નીચેની અપીલકોર્ટે અમુક બાબત પક્ષકારોની તકરાર રદ કરી ઠરાવ કર્યાવીના જે દાદ અપવવામાં આવીછે તે મળવાનો તેનો હક થતો નથી. પછી તેજ પ્રતીવાદી ઉપર પાછળથી દાવો કરવામાં આવ્યો તે જુદી રીતે ઘડવામાં

આવેલો હતો. તેમાં ઠરાવ્યું છે કે પ્રથમના દાવામાં જે પ્રોસીડીંગ ચાલેલું તેજ ઉપયોગમાં આવે તે સારૂ વાદી પુરાવામાં દાખલ કરી શકે છે. ૨૪ વી. રી. ૨૬૫ ”

૧૦—પ્રથમના દાવામાં હાલના દાવાના તમામ પક્ષકારોની વચમાં એક સવાલની તપાસ કરવામાં આવેલી હતી અને તેમાં જે ઠરાવ કરવામાં આવેલો હતો તે જો કે હાલના દાવાના વાદી તથા પ્રતીવાદીઓ 'તે પ્રથમના દાવામાં સહપ્રતીવાદીઓ હતા તો પણ પુરાવ આકટની કા. ૧૩ પ્રમાણે આ દાવામાં પુરાવમાં દાખલ કરવા લાયક છે.' ૨૨ વી. રી. ૪૫૭.

૧૧—હાઇકોર્ટનો જે એવો ઠરાવ છે કે અમુક હુકમનામું ફકત પૈસા બાબતનું હુકમનામું છે અને તેમાં કાંઇ હકકસબંધ નથી. તે ઠરાવ નીચેની અપીલકોર્ટનો જે ઠરાવ તેજ હુકમનામાથી બીજી જમીન વેચાવવામાં આવેલી તે જમીન બાબત જુદા પક્ષકારોની વચ્ચેના બીજા દાવામાં થએલો અને તે અપીલકોર્ટનો ઠરાવ સંપુર્ણ અમલમાં ગણી શકાતો હોય તેને બંધનકારક થતો નથી. પછી તે હાઇકોર્ટનો ઠરાવ પાછળથી થએલો હોય તેની ચીંતાનહી. ૨૫ વી.રી. ૧૧૧

૧૨—એક કુટંબના અંગભુતોની વચમાં મીલકતની વહેંચણ તે મીલકત ઘણું કરીને તેઓની છે એ વીશેનો જો કે પુરાવ થાય છે તોપણ વહેંચણ પ્રમાણે કોઇ ત્રીજા પક્ષકારનો કબજો થએલો ના હોય તો, તે ત્રીજા પક્ષકારની વીરૂધ કાંઇ પુરાવ નથી. ૨૧ વી. રી. ૧૪૫.

૧૩—ઠરાવેલું છે કે પક્ષકારોની વચ્ચે જમીનના માલેક અને સાંથે રાખનારનો હક છે કે નહીં એ વીશેનો નીર્ણય કરવામાં કલેકટરની કોર્ટમાં પ્રથમ અસલ તપાસ કરવામાં આવેલો તેમાં જે સાક્ષીઓને તપાસીને ઉલટ તપાસ હાલના પ્રતીવાદીની તરફથી કરેલી તે સાક્ષીઓની સાહેદી જોવાને દીવાની કોર્ટનો હક છે. ૨૩ વી. રી. ૪૨૬.

૧૪—જે દાવામાં પ્રતીવાદી પક્ષકાર ના હોય તે દાવામાં આપેલી જુબાનીઓની નકલો જે કામમાં પ્રતીવાદી પક્ષકાર હોય તે કામમાં પુરાવ તરીકે ગણી શકાતી નથી. ૮ વી. રી. ૫૦૯.

૧૫—સાંથની ચડેલી બાકીની કબુલત બાબતનું હુકમનામુ બજાવવાને હુકમનામાના દેણદારને બોલાવેલો હોય તો તે સાંથ બાબતનુ હુકમનામુ તે સાંથ બાબત પુરાવ છે. ૨૦ વી. રી. ૨૭૩ તથા ૪૬૬-૨૪ વી. રી. ૪૪૭-૨૧ વી. રી. ૩૩.

૧૬—પ્રતીવાદીના કબજામાં લાખીરાજ તરીકેની જમીન હોય તો તે જમીન ઉપર આકાર ઠરાવવાનો વાદીનો હક હાઈકોર્ટના હુકમનામાથી ઠરાવેલો હોય અને તે હાયકોર્ટનુ હુકમનામુ મુદત ગયાના કારણથી બજાવવા લાયક ના હોય તોપણ તે હુકમનામું હકકના સવાલ બાબત પક્ષકારોની વચ્ચે બંધનકારક ઠરાવ છે. ૮ વી. રી. ૨૮૮.

૧૭—પ્રતીવાદીના ઉપર કરેલા દાવામાં અમુક દરની સાંથ આપવાને તે જવાબદાર છે એમ સાબેત કરવાને સાંથ બાબતનુ હુકમનામુ જો કે ત્રણ વરસ સુધી બજાવેલુ ના હોય અને તેથી મુદતના કાયદાની તેને હરકત હોય તોપણ તે પુરાવ તરીકે છે. ૧૪ બંગાળા લો. રી. ૩૭૦-૨૩ વી. રી. ૧૨૮.

૧૮—સને ૧૮૫૯ ના આકટ ૧૦ પ્રમાણેના એક દાવામાં વચ્ચમાં આવનાર પ્રતીવાદી ઉપર સાંથ બાબતનુ હુકમનામુ કરવામાં આવેલુ અને તે ત્રણ વરસ કરતાં વધારે મુદત સુધી બજાવ્યા વીના રહેલુ હોય તો

પછી પાછળના દાવામાં તે હુકમનામાની મુદત પછી શુદ્ધ બુદ્ધીથી પ્રા. ને સાંથ મળી નથી એવું બતાવવાને પૂરાવ તરીકે દાખલ કરી શકાતુ નથી. ૧૪ બંગાળા લો. રી. ૩૭૧ ૧૦ વી. રી. ૨૧૫.

૧૯—કાયદા પ્રમાણે ઠરાવેલી મુદતની અંદર એકાદુ એક તરફી હુકમનામુ બજાવેલુ ના હોય તો તે અમલમાં રહેતુ નથી. અને જે પક્ષકારે તે હુકમનામુ મેળવ્યુ હોય તે પક્ષકારે મુદત ગયા સુધી પણ તે હુકમનામાથી ઠરાવેલી સ્થીતી કરતાં જુદી સ્થીતી કબુલ કરેલી હોય તો પાછળથી હરકોઈ વખતે તે પોતાના હકના પુરાવમાં તે હુકમનામા ઉપર આધાર રાખી શકતો નથી. તેમ તેવા પુરાવ તરીકે કોર્ટ કબુલ કરી શકતી નથી. આગ્રા સને ૧૮૭૪ પાનું ૭૮.

૨૦—કાંઇ કપટ અગર ગેરસીરસ્તે થયા વીના એક તરફી હુકમનામુ થએલુ હોય તો જેમ તકરારી કામમાં થએલુ હુકમનામુ બંધનકારક થાય તેમ તે પણ બંધનકારક થાય છે. માટે જો કે તે બજાવવાની મુદત ગએલી હોય તો તે પુરાવમાં દાખલ થઈ શકે છે. ઈ. લો. રી. ૩ કલકતા ૩૮૩-૧ કલકતા લો. રી. ૫૮૫.

૨૧—એકાદો ફેસલો એક તરફી થએલો હોય અને તે પુરાવમાં રજુ કરવામાં આવ્યો હોય તો તે ફકત એક તરફી થએલો છે તે કારણથી નામંજુર થઇ શકતો નથી. ૧૦ વી. રી. ૨૫૭-૧૯ વી. રી. ૨૧૩.

૨૨—એકાદુ એકતરફી હુકમનામુ થએલુ હોય તેમાં જે સખસ પક્ષકાર ના હોય તેના હકક વીરૂદ્ધ નીશ્ચેકારક પુરાવ ગણી શકાતો નથી. ૨૪ વી. રી. ૪૩૧.

૨૩—સાંથના દાવામાં હુકમનામુ એકતરફી કરવામાં આવેલું હોય તેથી જમીનના માલેક અને સાંથે રાખનારનો જે વાદી તથા પ્રતીવાદી વચ્ચેનો સબંધ તે સબંધના પુરાવ તરીકે વજનમાં કાંઈ ફેરી થતુ નથી. પરંતુ સાંથે રાખનારને તે કામમાં નોટીસ આપેલી જોઇએ અને તે હુકમનામુ જે ફેંસલા ઉપરથી લખવામાં આવેલુ હોય તે ફેંસલા સીવાય પુરાવમાં ફાઈલ થઇ શકે છે. ૧૨ વી. રી. ૪૭૩.

૨૪—એક કામમાં એકતરફી તપાસ થએલી અને તેમાં દાવામાં જે જનરલ ઇસ્યુ હતો તે સીવાય હકીકતનો કાંઇ બીજો ઇસ્યુ કહાડવામાં આવેલો નહી હતો. તો જે હુકમનામુ પુરાવ તરીકે ગણવામાં આવેલુ છે તે હુકમનામુ કરતી વખતે હુકમનામાની રકમ વાદી તે પ્રતીવાદી પાસે માગતો હતો એવો ફકત પૂરાવ થાય છે ૨૩ વી. રી. ૧૪૯.

૨૫—એક હુકમનામાની રૂઇએ જો કે કાંઇ વસુલ કરવામાં આવેલુ ના હોય તો પણ તે હુકમનામુ પુરાવ થાય છે. અપીલ ચાલતાની દરમીઆનમાં પણ જ્યારે એક તરફી હુકમનામુ પૂરાવમાં રજુ કરવામાં આવે તો તેનું વજન ગણવાને પણ કોર્ટ બંધાએલી છે. ૨૪ વી. રી. ૨૫૪.

૨૬—એક તરફથી સંક્ષેપ રીતે થએલા હુકમનામાં તે સાંથના દર બાબત કોઈ પુરાવ થતાં નથી. વીકલી રીપોર્ટ સને ૧૮૬૪ પાનું ૧૦૭-૭ વી. રી. ૧૫૪.

૨૭—એક તરફી હુકમનામુ તે પાછળના મુદતની સાંથ બાબત બીજા દાવામાં પ્રતીવાદીતેટલીજ આપે એ વીશે નીશ્ચયકારક પુરાવ થતો નથી. ઇ. લો. રી. ૭ કલકતા ૨૩૮ કલકતા લો રી. ૨૫૭.

૨૮—હુકમનામાં તથા પ્રોસીડીંગો કે જેમાં પ્રતીવાદીઓ પક્ષકારો નહી હતા તે તેમના વીરૂધ્ધ પુરાવ તરીકે દાખલ થઇ શકતા નથી. ૧ વી. રી. ૮૮-૮ વી. રી. ૪૨૨ તથા ૪૨૬-૯ વી. રી. ૯૧ તથા ૧૨૫-૧૦ વી. રી. ૧૧૨

તથા ૪૭૭-૧૧ વી. રી. ૧૧૩-૧૭ વી. રી. ૧૫૧-૨૦ વી. રી. ૪૫૮-૨૨ વી. રી. ૫૩૮-૨૫ વી. રી. ૫૭.

૨૯—એક કામગર્યું ફેંસલો થએલો હોય તેમાં જે સખસ પક્ષકાર ના હોય તે સખસનુ હીત તે ફેંસલાવાળા પક્ષકારોના સરખુ હોય તોપણ તે સખ્સ વીરૂદ્ધ તે ફેંસલો બસ પુરાવ નથી. ૧ વી. રી. ૨૭૦.

૩૦—પ્રથમના દાવામાં જે ફેંસલા થએલા તે પુરાવ તરીકે દાખલ કરવાને તથા આ દેશની કોર્ટોમાં સખતાઇથી તે લાગુ કરવાને જે ઇંગ્રેજી નીયમ છે તે સાર્વજનીક હકક સબંધની બાબતો સીવાય પ્રથમના દાવામાં થએલો ઠરાવ દાખલ કરવા લાયક થવાને તે ઠરાવ તેના તેજ પક્ષકારો વચ્ચે અથવા જે પક્ષકારોની વચ્ચે તેવો દાવો રાખતા હોય તેઓની વચ્ચે થવો જોઇએ. એ વીશે વીચાર બતાવવામાં આવેલો છે. ૬ વી. રી. ૨૩૨.

૩૧—દાવાની તેની તેજ બાબત સબંધી તેના તેજ પ્રતીવાદીઓ ઉપર પ્રથમના દાવામાં થએલો ફેંસલો તે જો કે પાછળથી બીજા પક્ષકારોએ તેના ઉપર કરેલા દાવામાં નીશ્ચયકારક પુરાવ નથી તોપણ પ્રતીવાદી વીરૂદ્ધ પુરાવ થાય છે. ૬ બું. લો. રી. ૬૯-૧૪ વી. રી. ૨૦૧.

૩૨—પક્ષકારોની વચ્ચે થએલો ફેંસલો જેમ તે ફેંસલાના પક્ષકારોની વચ્ચે પુરાવમાં લેઇ શકાય છે તેમ ત્રાહીત સખસના લાભમાં પણ તે પુરાવમાં લેઈ શકાય છે. તે પણ તે નીશ્ચેકારક રીતે નહી પણ તેના ઉપર જેટલુ વજન રાખી શકાતુ હોય તેટલુ વજન રાખવાને તે લેઇ શકાય છે. ૧૬ વી. રી. ૧૧૨.

૩૩—એમાંથી એક પક્ષકારે હુકમનામાં મેળવેલાં હોય અને તેમાં બીજો પક્ષકાર તે પક્ષકાર ના હોય અથવા રેવન્યુ અમીકારીના પ્રોસીડીંગમાં તે પ્રમાણે થએલું હોય તો તે હુકમનામાં અથવા પ્રોસીડીંગ જો કે બંધનકારક નથી તોપણ કોર્ટને યોગ્ય લાગે તેવુ તે ઉપર વજન રાખવાને પુરાવ તરીકે ગણવા જોઇએ. ૧૭ વી. રી. ૧૯૪.

૩૪—ઠરાવેલું છે કે દાવાની અરજીમાં અમુક હકીકત કહેલી અને વાદીના સાક્ષીઓએ સાહેદી આપેલી તેમાં જે દેખીતો તફાવત પડેલો તેથી તે પુરાવ મુનસફે રદ ગણેલે છે. પણ તે તફાવતનો ખુલાસો કરવાને બીજા પક્ષકારોની વચ્ચે થએલા એક હુકમનામાનો સબોર્ડીનેટ જડજે ઉપયોગ કર્યો છે તે કેવળ વ્યાજબી છે. ૧૭ વી. રી. ૫૫૮.

૩૫—અમુક મીલકત એક સખસ કે જે વાદીના હુકમનામાનો દેણદાર છે તેની છે એવું ઠરાવવાને દાવો કર્યો. તેમાં પ્રતીવાદીઓએ તકરાર કરી છે કે તે મીલકત બીજા સખસની હતી અને તે બીજા સખસ ઉપરના હુકમનામાની બજાવણીમાં અમે ખરીદ કરેલીછે. નીચેની અપીલકોર્ટના અભીપ્રાયમાં આવ્યું કે સદરહુ વાદીના વારસોએ તે મીલકત વાદીની છે એવું ઠરાવવાને દાવો કરેલો તે કાહાડી નાંખવામાં આવેલો છે માટે તે આધારથી પ્રતીવાદીના લાભમાં ઠરાવ કરવામાં આવેછે. તેમાં ઠરાવવામાં આવ્યુ છે કે તે હુકમનામું કે જેમાં વાદીઓ પક્ષકાર નહી હતા તે વાદીઓને બંધનકારક થઈ શકતુ નથી. ૧૨ વી. રી.૨૧

૩૬—એક મીલકતના હીસ્સાના ખરીદદારો તરીકે પ્રતીવાદીઓના કબજામાં જે જમીન હતી તે જમીનની સાંથનો પોતાનો હીસ્સો લેવાને વાદીઓએ દાવો કર્યો. પ્રતીવાદીઓએ તે કબજાનો ઇનકાર કરી તે મીલકતના બીજા એક સહહીસ્સેદારે તેજ પ્રતીવાદીઓ ઉપર તે જમીનની સાંથ લેવાને પ્રથમ દાવો કર્યો હતો અને તે દાવામાં હાલના વાદી

તથા તે ગીલકતના બીજા સહ હીસ્સેદારોને સહપ્રતીવાદીઓ કરવામાં આવેલા હતા. અને તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે હાલના પ્રતીવાદીઓનો કબજો છે. અને તે કામના વાદીનો સાંથમાં જે હીસ્સો છે તે આપવાને તે પ્રતીવાદીઓ જવાબદાર છે. તેમાં ઠરાવ્યું છે કે તે પ્રથમના દાવામાં થએલું હુકમનામુ હાલના દાવામાં દાખલ કરવા લાયક પુરાવ નથી ઈ. લો. રી. ૧૩ કલકત્તા ૩૫૨.

૩૭—ઠરાવેલું છે કે હકીકત તથા જવાબ આપવામાં આવેલો છે તે ઉપર લક્ષ રાખતાં અમુક જમીન માલ અગર લાખીરાજ છે એવું બતાવવાને નહી પરંતુ દાવાવાળી જમીન સબંધી સાંથ બાબત દાવો કરવામાં આવેલો છે તે બરોબર છે તે બતાવવાને અમુક હુકમનામાં પૂરાવમાં દાખલ કરવા લાયકછે. ૧૧ ક. લો. રી. ૫૨૮.

૩૮—ઠરાવેલું છે કે જે દાવામાં હુકમનામાં મેળવેલાં છે તે દાવામાં પ્રતીવાદી પક્ષકાર નહી હતો અને જેમના ઉપર તે હુકમનામાં થએલાં છે તેમની તરફથી તે પ્રતીવાદ દાવો રાખતો નહી હતો માટે તેના વીરૂધ્ધી આ દાવામાં પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૧૧ કલકતા. ૫૬૨

૩૯—પ્રથમ શુધ્ધ બુદ્ધીથી એક દાવો કરવામાં આવેલો તેમાં પ્રતીવાદી પક્ષકાર નહી હતો અને વાદીની દત્તક કરેલી હકીકત ઈશ્યુમાં હતી. અને તે ઈશ્યુનો નીકાલ તેમા લાભમાં કરેલો હતો, તેમાં ઠરાવેલું છે કે આ કામમાં દત્તવીધાનનો પુરાવ જે છે તે પ્રતીવાદીની તરફથી વધારે સારો પુરાવ ના હોય તો તે બરોબર છે. ૨ વી. રી. ૧૬૭.

૪૦—એક હુકમનામામાં પ્રતીવાદી પક્ષકાર નહી હતો. તોપણુ તે હુકમનામુ તેના વીરૂદ્ધ પ્રતીબંધ તરીકે નહી તોપણ તેથી વાદીના કુટુંબના કેટલાક અંગભુતોની ખબર વાદીનુ દત્તવીધાન સાબેત થએલુ છે માટે વધારે વજન કરવા લાયક રીતે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૨ હે. ૪૭૨.

૪૧—અમુક પાગોડાના ટ્રસ્ટીઓએ તે પાગોડા તરફથી પ્રતીવાદી કે જે તે પાગોડાનો વહીવટદાર હતો તેની પાસેથી છ ગામ લેવાને દાવો કરેલોછે. તેમાં ઠરાવેલું છે કે એક બીજો દાવો કે જેમાં પ્રથમના વહીવટદારના પીતરાઇ ભાઇએ કેટલાંક ગામોની વહેંચણુ કરવાને માગેલું હતુ અને તે ગામોમાં દાવાવાળા ગામોમાંના કેટલાંક આવી ગયાં હતાં. અને તેમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે તે વહીવટદાર વહીવટદાર હતો અને માલેક નહી હતો તો તે ઠરાવ સાર્વજનીક હકના ઠરાવ ઉપર છે. માટે તે ફેંસલો પ્રતીવાદી વીરૂદ્ધ દાખલ કરવા લાયક છે. ૭ મદ્રાસ ૩૦૬.

૪૨—અમુક જમીન ઉપર અમુક હક ઠરાવવાને દાવો કરવામાં આવેલો તે વાદીએ તે જમીન બાબતના દીવાની કોર્ટના કેટલાક ઠરાવો રજુ કર્યા પરંતુ નીચેની અપીલકોર્ટે પુરાવ તરીકે તે નામંજુર કર્યા એવા કારણથી કે તેમાં પ્રતીવાદી પક્ષકાર નહી હતો તેમાં ઠરાવેલું છે કે તે દાવાના પ્રોસીડીંગોનો સને ૧૮૭૨ ના પૂરાવ આકટની કા. ૧૩ માં હરકોઇ વ્યહવાર એવા શબ્દો છે તેના હેતુમાં સમાસ થાય છે અને કલમ ૪૩ પ્રમાણે નીશ્ચેકારક રીતે નહી પણ કોર્ટને પોતાની નજરમાં યોગ્ય લાગે તે પ્રમાણે વજન રાખવાને પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૨૨ વી. રી. ૩૬૫–૨૪ વી. રી. ૪૭૦.

૪૩—એક સમાધાન થએલુ તે પ્રમાણે ફેંસલો આપવામાં આવેલો તેમાં ઠરાવેલુ છે કે જો કે તે ફેંસલો સાધારણ રૂપના હુકમનામા તરીકે નથી તો પણ તે એવા વ્યહવાર

રનુ લખાણુ છે કે જેથી પક્ષકારોનો હક્ક કબુલ કરવામાં આવ્યો છે માટે સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કલમ ૧૩ પ્રમાણે તે લગતી હકીકત તરીકેનો પૂરાવ છે ૨૩ વી. રી. ૧૬૨.

૪૪—જે કાગળમાં વેચાણના કબાલા તથા દાવાની અરજીમાં જમીનના ખુંટ બતાવેલા હોય તે ઉપરથી જે જમીન સબંધી પ્રથમ ઠરાવ થએલા હોય તે જમીન ઓળખાતી હોય તો તે પ્રથમના ઠરાવથી જે સખસો બંધાએલા હોય તે સખસોના કાયદેસર વારસ વકીલ હાલના તે જમીનના કબજેદારો ના હોય તોપણ પુરાવ આકટની કા. ૧૩ પ્રમાણે દાવાની અરજીની પુષ્ટીમાં તે ઠરાવ પુરાવ તરીકે વીચારમાં લેવા લાયક થાય છે. ૨૫ વી. રી. ૧૮૦.

૪૫—પુરાવ આકટની કા. ૧૩ પ્રમાણે રસ્તાના જકાતના કાગળો તથા વેચાંણ ખત તે પુરાવ છે. તેમજ એકાદા હુકમનામામાં અમુક સખસ પક્ષકાર ના હોય તેના વીરૂદ્ધ પણ તે પુરાવ ગણી શકાય છે. ૨૩ વી. રી. ૨૯૩.

૪૬—પ્રથમના ફેંસલા તથા હુકમનામામાં અમુક હક્ક તથા રીવાજ બાબત ઠરાવ કરવામાં આવેલો હતો તે સને ૧૮૭૨ ના ૧ લા આકટની કા. ૧૩ પ્રમાણે પુરાવ દાખલ કરવા લાયક છે. ૨૦ વી. રી. ૩૪૫.

૪૭—ઠરાવેલું છે કે જો કે હાઈકોર્ટનો ફેંસલો આ કામના પ્રતીવાદી વીરૂદ્ધ બંધનકારક અને આખરનો પુરાવ નથી તો પણ તકરારના નીયમ પ્રમાણે વાદીને પ્રથમ દર્શનીક હકીકત બતાવવાને બસ થાય છે માટે તે પ્રતીવાદીને રદ કરવાનો છે. ૧૧ વી. રી. ૧૧૮.

૪૮—એક જમીનના કબજાના દાવામાં પ્રતીવાદીએ પોતાના કબજાનુ ૩૫ બતાવવાને એક દાવો કે જેમાં વાદી અથવા તેની જગાએ પુર્વે થઇ ગએલો સખસ પક્ષકાર નહી હતો તેમાં તેણે હુકમનામુ મેળવેલુ તે પુરાવમાં આપ્યું. તેમાં ઠરાવેલું છે કે તે ફેંસલો પુરાવમાં દાખલ કરવા લાયક છે. ઈ. લો. રી. ૧૧ કલકતા. ૭૪૫.

૪૯—અમુક જમીનનો ખાસ કબજો લેવાને દાવો કરવામાં આવેલો. એવું કહીને કે પ્રતીવાદીએ કબજો આપવાને અથવા સાંથ આપવાને ના કહેલી છે. તેમાં એક હુકમનામાથી દાવાવાળી જમીન સાંથ આપવાને જવાબદાર છે એવુ હુકમનામુ કરેલુ તે પુરાવમાં રજુ કર્યું. તે હુકમનામુ લીલામમાંથી ખરીદ કરનારે પ્રતીવાદીઓ ઉપર મેળવેલુ હતુ પરંતુ વાદીએ તે ખરીદદારની મારફતે તે હક્ક બાબતનો દાવો રાખ્યો નહી હતો. અને તે ખરીદદારને પ્રવેશ કરનાર તરીકે તેનો કબજો છોડાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે ઇ. લો. રી. ૬ કલકતા ૧૭૧ નો ઠરાવ આ કામને લાગુ થાયછે અને તે હુકમનામુ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. જો કે ૧૧ ક. લો. રી. ૫૨૮ ના ફેંસલામાં એવું ઠરાવેલુ છે કે અમુક કામોમાં પક્ષકારોની વચ્ચે નહી થએલા ફેસલા પુરાવમાં લેઇ શકાય છે. તો પણ તેમાં એમ ઠરાવેલુ નથી કે તે ફેંસલાઓ હકીકતના નીશ્ચયકારક પુરાવ તરીકે ગણી શકાય. ઇ. લો. રી. ૧૨ કલકતા. ૨૦૭.

૫૦—વાદીએ અમુક દુકાનનુ ભાડુ લેવા દાવો કર્યો. એવુ કહીને કે દર વરસનુ ભાડુ રૂ ૨૫૦) છે. પ્રતીવાદીએ તકરાર કરી છે કે તે ફકત રૂ ૫૦) છે. પ્રતીવાદી અને વાદીના ભાઇયો ધંધામાં ભાગીદારો છે અને વાદીએ પોતાના ભાઇની સાહેદી ઉપર તથા તે ભાગી-

દારીની પહેડીના ચોપડા તે ભાઇએ લખેલાછે. તેમાં લખેલી રકમો ઉપર આધાર રાખ્યો છે. તે રકમોનું ખરાપણું સાબેત કરવાને પ્રતીવાદીએ વાદીના ભાઇ ઉપર રૂ ૨૫૦) દુકાનના ભાડાના લેવા દાવો કરેલો તેમાં થએલો ફેંસલો વાદીએ પુરાવમાં ગુજારેલો છે. તેમાં ઠરાવ્યુ છે કે તે ફેંસલો આ દાવામાં પ્રતીવાદી વીરૂદ્ધ દાખલ કરવા લાયક નથી. ઇ. લા. ૩ મું. ૩ નો ઠરાવ જુદો ઠરાવેલો છે. ઇ. લા. રી. ૧૦ મું. ૪૩૯.

૫૧—ઠરાવેલુ છે કે અગ્રહીયાધીકાર વીગરે જેવો રીવાજ સાબેત કરવાને બીજા પક્ષકારો વચ્ચેના પ્રથમના ફેંસલાઓ થએલા તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. પરંતુ તે નીશ્ચયકારક પુરાવ તરીકે ગણવા નહી જોઇએ. ૨ આગ્રા. ૧૨૦.

૫૨—ઠરાવેલુ છે કે સને ૧૮૫૧ ની સાલનુ હુકમનામુ છે તે હાલના જે પ્રતીવાદીઓ પ્રથમના દાવામાં પક્ષકારો નહી હતા તેમાં થએલુ છે માટે તે પ્રતીવાદીઓ વીરૂદ્ધ તે રીવાજ છે અને બળવાન છે તે બાબતમાં તે મજબુત પુરાવ છે. ૨ મદ્રાસ. ૧.

૫૩—એક કબજા બાબતના દાવામાં જે સુલ્હેનામામાં પ્રતીવાદી પક્ષકાર નહી હતો તે સુલ્હેનામાની નકલ વાદીએ રજુ કરી. તેમાં ઠરાવેલુ છે કે તે કરારની રૂઇએ કાંઇ હક્ક સબંધ પ્રતીવાદી વીરૂદ્ધ ઠરાવી શકાતો નથી, તો પણ તે સુલ્હેનામાની રૂઇએ કોર્ટે જે હુકમ કરેલો છે તેથી તેવો પુરાવ થાયછે કે વાદીને કબજો મળેલો હતો. ૧૫ વી. રી. ૨૬૧.

૫૪—ચડેલા સરકાર મેહેસુલ બાબત લીલામમાંથી ખરીદ કરનાર કસુર કરનાર માલેકનો હક્ક બાતલ થતો નથી. અને તેવા માલેક અને ત્રીજા પક્ષકારોની વચ્ચે તે જમીન સબંધી જે પ્રોસીડીંગ ચાલેલુ હોય તે પાછળથી લીલામમાંથી ખરીદ કરનાર તે માલેક ઉપર દાવો કરે તેમાં પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૧૨ કલકતા ૮૨.

૫૫—અમુક જાગીરમાં પ્રતીવાદીઓના વડીલનો મુકરરી હક્ક જપ્ત કરાવવાને અમુક હુકમનામાવાળાઓએ માગેલુ તે કામમાં ચાલેલુ પ્રોસીડીંગ સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કા. ૧૩ પ્રમાણે લગતો પુરાવ છે. ૨૪ વી. રી. ૨૮૪.

૫૬—સાંથ લેવાના દાવામાં પ્રતીવાદીએ જમીનના માપ વીશે તકરાર કરી એવી રીતે ૧૮ ઇંચના હાથથી માપ ગણવું નહીં જોઇએ અને ૨૧½ ઇંચના હાથના માપથી તે જમીનનું માપ ગણવુ જોઈએ. જમીનદારે બીજા સાંથે રાખનારાઓ ઉપર તેજ પ્રગણામાં દાવા કરેલા તેમાંના ૧૮ ઇંચના હાથનું માપ પુરાવમાં ગણવામાં આવેલુ હતું અને તે પ્રમાણે હુકમનામાં થએલાં હતાં. તેમાં ઠરાવેલું છે કે પુરાવ આકટની કા. ૧૩ પ્રમાણે તે હુકમનામાં પુરાવમાં દાખલ કરવા લાયક છે. કારણ કે તે ઉપરથી જે કામોમાં રીવાજ વીશે દાવો રાખવામાં આવેલો તે રીવાજના અમુક દાખલાનો પુરાવ થાય છે. ઇ. લો. રી. ૧૫ કલકતા ૨૩૩.

૫૭—એક મંદીરના ટ્રસ્ટીઓએ અમુક ગામો મધેની જમીનના માલેકો પાસેથી તે મંદીરનો જે હક્ક લેહેણો થએલો કેહેવામાં આવેલો છે તે હક્કનાં નાણાં લેવાને દાવો કરવામાં આવેલો છે. તેમાં ઠરાવેલુ છે કે આવાજ હક્કની રૂઇએ તે મંદીરના ટ્રસ્ટીઓના લાભમાં બીજા સખસો ઉપરના દાવામાં જે ફેંસલા થએલા છે તે પુરાવ આકટની કલમ ૧૩ પ્રમાણે તે દાવાવાળા હક્કના દાખલા તરીકે લગતા પુરાવના છે. વળી ઠરાવેલુ છે કે તે ફેંસલાઓ પુરાવ આકટની કલમ ૪૨ પ્રમાણે સાર્વજ-

નીક પ્રકારની બાબત સબંધીના લગતા છે. ૪. લો. રી. ૧૨ મદ્રાસ. ૯.

## હીસાબ તથા હીસાબના ચોપડા.

૧—હમેશની કામ કરવાની રીતી પ્રમાણે રીતસર ચોપડા રાખવામાં આવેલા છે એમ સાબેત થાય તો તે ચોપડા પત્યંતરી પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે અને તે કાંઈ સ્વતંત્ર પુરાવ નથી. ૨ આગ્રા ૩૦૮.

૨—લેણુદારના ચોપડા લેહેણું સાબેત કરવાને જો કાંઇ બીજો પુરાવ ના હોય તો દેણુદાર વીરૂધ્ધ દાખલ કરવા લાયક નથી. કારણ કે સને ૧૮૫૫ ના આકટ ૨ ની કા. ૪૩ પ્રમાણે તે ચોપડામાંની રકમો પ્રત્યંતરી પુરાવ તરીકે દાખલ થઈ શકે છે. ગાર્સ ૨૧૯—૧ હે. ૫૬૯.

૩—જેમ જેમ વ્યહવાર થતો જાય તેમ તેમ તે ચોપડામાં લખવામાં આવે છે એવા જે ચોપડા હોય તેજ ફકત પુરાવ આકટની કલમ ૩૪ ના હેતુ પ્રમાણે કામ કરવાની રીતીમાં રીતસર રાખેલા ગણાયછે. ઈ. લો. રી. ૪ મુંબાઇ ૫૭૬.

૪—એક પક્ષકાર ફકત પોતાના હીસાબના ચોપડા રજુ કરે તેથી બીજા સખસને બંધનમાં લાવી શકતો નથી. જે સખસની અમુક હકીકતના સાચાપણાની માહીતી હોય તે સખસે હીસાબના ચોપડા લખેલા ના હોય તેમ તેના લખાવવાથી કોઈએ લખેલા ના હોય તોપણ હમેશાંની કામ કરવાની રીતી પ્રમાણે જો તે રીતસર રાખેલા હોય તો સને૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કા. ૩૪ પ્રમાણે અને કલમ ૩૨ ની રકમ ૨ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. હીસાબના ચોપડા હમેશાંની કામ કરવાની રીતી પ્રમાણે રીતસર રાખેલો છે એમ સાબેત થએલું ના હોય પરંતુ એક કંટ્રાકટરોની પેહેડી તરફથી તે પેહેડીના નોકરે અથવા તે કારણસર નીમેલાં એજંટે રાખેલા છે એમ સાબેત થએલું હોય તો તે પેહેડી વીરૂદ્ધ કબુલતો તરીકે લગતા છે. ઇ. લો. રી. ૧ મુંબાઇ ૬૧૦.

૫—**બ** એ **અ** ને દર અઠવાડીયે અથવા પખવાડીએ હીસાબના ચોપડા લખવાને અ ને રાખેલો અને તે લખવાને જરૂરીયાત હકીકત મુખજુબાનીથી અથવા છુટાં ટીપણ ઉપરથી **બ** આપતો હતો. તેમાં ઠરાવ્યું છે કે **અ** એ પ્રથમ જે હકીકત લખેલી કહેલી છે તે રીશે **અ** વીરૂદ્ધ બતાવવાને પુરાવ આકટની કા. ૧૪૫ પ્રમાણે તે ચોપડામાં લખેલી રકમો પુરાવ થઇ શકતી નથી. તે હકીકત ખરી રીતે **બ** એ લખેલી છે અને **અ** એ લખી નથી કારણ કે **બ** ના કહેવા પ્રમાણે **અ** એ લખેલી છે. ઇ. લો. રી. ૪ મું. ૫૭૬.

૬—પુરાવ આકટની કા ૩૪ પ્રમાણે રીતસર રાખેલા હીસાબના ચોપડા તે કલમમાં બતાવ્યા પ્રમાણે લગતા છે. પરંતુ અમુક બાબત સબંધી તેમાં કાંઇ લખાણ ના હોય તો અમુક અનુમાન ઉતપન કરવાને તે ચોપડો લગતો પુરાવ થતો નથી. ૪. લો. રી. ૧૦ કલકતા ૧૦૨૪.

૭—ઠરાવ્યું છે કે હીસાબના ચોપડામાં જમે બાજુએ કે ઉધાર બાજુએ જે રકમો લખેલી હોય તે લેહેણા બાબત અગર વસુલ બાબત કોંઇ નીશ્ચેકારક પુરાવ નથી. જડજ વાદીના ચોપડાની તમામ રકમો જોવાને અને તેમાં જે સાચી હોય તે માનવાને અને કોઇ રકમ તે જુઠી માનતા હોય તો તે નહી માનવાને બંધાએલાછે. ૩ બં. લો. રી. ૧૩૫—૧૧ વી. રી. ૫૨૫.

૮—**અ** ના વારસ વકીલે હીસાબ લેવાને દાવો કરેલો તેમાં મરનાર **અ** ને પ્રતી-

વાદીએ જે હીસાબ આપેલો તેની નકલ રજુ કરવામાં આવી છે તેમાં ૩૫૦૦૦) ની રકમ તે મરનારે પ્રતીવાદીને આપેલી તે દાખલ છે અને પ્રતીવાદીએ તે મરનારને માટે કંપનીનો કાગળ ખરીદ કરેલો છે. તેમાં ઠરાવ્યું છે કે તે હીસાબનો કાગળ પુરાવામાં દાખલ કરવા લાયક નથી. પરંતુ એક સાહેદીની સાક્ષી આપવામાં આવેલી છે તેમાં તેણે કહ્યું છે કે પ્રતીવાદી સાથે મરનારનો જે હીસાબ હતો તે તે કાગળમાં બરોબર બતાવેલો છે એમ મરનારે મને કહેલુ હતુ. તેમાં ઠરાવ્યુંછે કે તે પુરાવ દાખલ કરવા લાયક છે અને આ પુરાવની સાથે મરનારે પોતાના હીતવીરૂદ્ધ રકમ લખેલી છે તે તરીકે તે કાગળ દાખલ કરવા લાયક છે. ૨ ઇંડીયન જ્યુરીષ્ટ ૫૪.

૯—વેચનારના નીર્ભયપણાને માટે વીશેશે કરીને એક હાથચીઠ્ઠા બુક રાખવામાં આવેલી છે અને કાંઇ કપટ છે નહી માટે તેને બંધનકારક ગણવી જોઇએ. ૧ ઇંડીયન જ્યુરીષ્ટ ૩૫૮.

૧૦—ઠરાવ્યુ છે કે જો કે વાદીના ચોપડા અને ઈનસ્પેકટરનો રીપોર્ટ નીશ્ચયકારક પુરાવ નથી તોપણ પ્રતીવાદીની કબુલતથી તથા તે હીસાબના ખરાપણા બાબત વાંધો લેવાને તેણે કાંઇ પુરાવ આપ્યો નથી તેથી સખત પુરાવ લેવાની જરૂર રહેતી નથી તેથી તે તકરારી રકમો વીશે સંતોષકારક પુરાવ થાય છે. ૬ મુર ઈન્ડીયન અપીલ્સ ૮૮.

૧૧—એક કારખાનાના વહીવટદારે તે કારખાનાના હીસાબના ચોપડા રીતસર સોગન ખાઇ રજુ કર્યા છે તો તે ભાડુ વસુલ આપ્યા બાબતનો કાયદેસર પુરાવ છે. ૨ વી. રી. ૭૫.

૧૨—કારખાનાના ચોપડા વસુલ આપ્યા સબંધી કાંઇ સ્વતંત્ર અસલ પુરાવ નથી. ૨૩ વી. રી. ૨૭.

૧૩—જે મીલકત ઉપરનો હક઼ ઇનકાર કરવામાં આવ્યો હોય તે હક઼ સાબેત કરવાને પાયમેશ હીસાબમાં રકમ લખેલી હોય તે બસ પુરાવ નથી. ઈ. લો. રી. ૭ મદ્રાસ ૨૯૭.

૧૪—વાદીએ અમુક હીસાબ ઉપર આધાર રાખેલો છે તેમાં ઠરાવ્યુ છે કે વખતે વખતે તે હીસાબ વહીવટના કારણસર તૈયાર કરેલો છે અને યોગ્ય કબજામાંથી તે રજુ થએલો છે અને બીજી રીતે તે સાચો છે એમ પૂરતી રીતે સાબેત થએલુ છે માટે તે આબરૂના પુરાવ તરીકે તે દાખલ કરવા લાયક છે. સાર્વજનીક હક઼ સાબેત કરવાને અને નહી સાબેત કરવાને આબરૂનો જે પુરાવ છે તેમાં કાંઇ ભેદ ગણી શકાતો નથી. ઇ. લો. રી. ૯ મદ્રાસ ૨૮૫.

૧૫—અ અને કંપનીએ તથા બ અને કંપનીએ મળીયારો અફીણનો વેહેપાર કર્યો. અ અને કંપનીને જુદી જુદી જગોએ જે એજંટો વેચાણ તથા ખરીદ કરતા હતા તેમને નાણાં મોકલવાનાં હતાં. તેઓએ બ અને કંપની ઉપર મળેલી રકમો મજરે આપીને જે નાણાં મોકલવામાં કહેવામાં આવ્યાં છે તે બાબત બ અને કંપની ઉપર દાવો કર્યો. તેમાં અ અને કંપનીને ધંધો કરવાની જગોએ નાણાં આવેલાં હતાં અને તે કંપનીના દરેક જગોએ જે ચોપડા છે તેમાં લખેલી રકમોથી તે પુષ્ટી થાય છે એવો પુરાવ છે પરંતુ આ લખેલી રકમો સીવાય એજંટોને નાણાં આપ્યાનો કાંઈ પુરાવ નથી. બીજી જગાઓએ નાણાં મોકલેલાં તે બાબત ફ્કત અ અને કંપનીના જે જગોએથી મોકલેલાં તે જગોના ચોપડા પુરાવ છે તેમાં ઠરાવ્યુંછે કે આ પાછલા દાવા બાબત કોઈ પુરાવ નથી અને પહેલા દાવા બાબત જો કે પુરાવ બસ જણાતો નથી તોપણ તે કામ પાછુ મોકલવામાં આવતુ નથી. આ કારણ કે આ દાવા સીવાય પણ અપીલવાળા વીરૂદ્ધ બાકી છે. ૪ બં. લો. રી. ૩૧-૧૩ વી. રી. ૩૬-૧૩ મુર ઈંડીયન અપીલ્સ ૩૬૫.

૧૬—એક સરાફની પેહેડીએ અમુક રકમો આપેલી છે કે નહી એ વીશેનો સ્પષ્ટ ઈસ્યુ છે તો તે પેહેડીના ચોપડા વધારેગાં વધારે પત્યંતરી પુરાવ છે માટે તે સરાફ મોઘમ એમ કહે કે માહારા ચોપડા સાચી રીતે રાખેલા છે તો તેથી તેને શીર જે પુરાવનો બોજો છે તે જે વીશેદી કરીને વધારે સારો પુરાવ રજુ કરવાનું તેને સાધન હોય તો ખસેડવાને બસ નથી. ૨૩ વી. રી. ૩૫૦

૧૭—મરનારની પાસે મરતી વખતે વાદીની બાકી લેહેણી હતી તે લેવાને તેના વારસો ઉપર એક સરાફે દાવો કરેલો છે તો હીંદુસ્તાનના માહાજનોનાં કાયમ થએલા રીવાજ પ્રમાણે તે સરાફના ચોપડામાં તે રકમો લખેલી હોય તે આ દાવો સાબેત કરવાને બસ પુરાવ નથી. માટે તે વીશે સખત પુરાવ હોવાની જરૂર છે. ૧૧ મુર ઇંડીયન અપીલ્સ. ૪૩૨.

૧૮—એક હીસાબ થયા વીનાનો હતો અને નાણાં લેવાને દાવો કરવામાં આવ્યો. તેમાં વાદીએ દાવાની અરજી સાથે એક ઇઆદ ફાઈલ કરી હતી તે ઉપરથી દાવાવાળી રકમ સમજી શકાતી નહી હતી. વાદીયણે પોતાની જુબાનીમાં તે ઈઆદનો ખુલાસો કરવાને બીજી ઈઆદ રજુ કરી તે પ્રતીવાદીની સહીવાળી હતી તે પ્રતીવાદીએ કબુલ કરી. પરંતુ જે મુદત બાબત દાવો કરેલો હતો તે મુદત પહેલાંની બાબતની તે ઇઆદ હતી. તેમાં ઠરાવ્યું છે કે આ બીજી ઈઆદ તે અસલ બતાવેલા દાવાના કારણને પુષ્ટી કરવાને કાંઈક પુરાવ થાય છે. ૧૪ વી. રી. ૨૪.

૧૯—હીસાબની બાકી ઉપર એક ખેડુતે સહી કરેલી હોય અને તે નાણાં વસુલ આપવાનો બંધન તરીકે પુરાવ ગણવાના મતલબની હોય તો પણ સને ૧૮૭૯ ના આકટ ૧૭ ની કા. ૫૬ પ્રમાણે ગામના રજીષ્ટ્રારે તે લખેલી ના હોય અગર તેની નીગેબાની નીચે લખાએલી ના હોય અને તે ઉપર તેણે સાહેદી કરી ના હોય તો તે પુરાવમાં દાખલ થઇ શકતી નથી. ઈ. લો. રી. ૬ મું. ૭૨૯.

## હીસાબ વેચાણનો.

૧—કલકતામાં अ એ ब ની મારફતે લંડન क ઉપર પોતાના હીસાબે તથા જોખમે માલ વેચવાને મોકલ્યો. ब એ તે ઉપર अ ને નાણાં ધીર્યા. તે માલ क એ લંડનમાં વેચ્યો તેથી તે વેચાંણનો હીસાબ ब ને કલકતે મોકલ્યો. તેથી જમે આવેલી રકમ મજરે આપતાં સદરહુ ધીરેલી રકમનું બાકી લેહેણું લેવાને ब એ अ ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે વેચાણમાંથી જે રકમ ઉપજેલી તે વીશે તે વેચાંણનો હીસાબ પ્રથમ દર્શનીક રીતે નીશ્ચેકારક છે માટે તે હીસાબ જુઠો છે એવું બતાવવાની अ ની મરજી હોયતો તે વીશેનો બોજો अ ને શીર છે ૨ ઇંડીયન જ્યુંરીષ્ટ. ૫

૨—પરરાજયના બજારમાં માલ વેચવાને સારૂ મોકલવામાં આવેલો હોયતો પરદેશના જે સખસોની સાથે કાગળ પત્રનો વ્યહવાર હોય તે સખસો જે વેચાંણનો હીસાબ મોકલે તે માલના વેચાંણમાંથી શું ઉપજ્યું તે વીશે પ્રથમ દર્શનીક પુરાવ સમજવો એવો તે માલ મોકલનાર તરફથી ગરભીત કરાર થાય છે. ૬ મું. ૩૫.

૩—અમુક માલ વાહાણ ઉપર ચડાવવામાં આવેલો તે પ્રતીવાદીના હીસાબે વાદીઓએ મોકલ્યો છે એમ વાદીઓએ ગણેલુ હતું. તેથી પ્રતીવાદી પાસે બાકી લેહેણુ લેવાને વાદીઓએ દાવો કર્યો. તેમાં વાદીઓએ પ્રતીવાદીને વેચાંણનો હીસાબ મોકલેલો તે માલ વેચાંણ કરવાથી જે રકમ ઉપજેલી તે વીશેનો પ્રથમ દર્શનીક પુરાવ થાય છે એવું ઠરાવેલું છે. ૫ બંગાળા. લો. રી. ૬૧૯

# પુરાવાનું ફોજદારી ડાઈજેસ્ટ.

## સને ૧૮૬૨ થી તે સને ૧૮૯૦ સુધી.

### એક ગુન્હો થયો છે તે સાબેત કરવાને બીજા ગુન્હાનો પુરાવ દાખલ કરવો.

૧—પુરાવ આકટની કલમ ૧૧ નો અર્થ ઘણોજ બોહોળો નહી કરવો જોઇએ પણ તે આકટની કલમ ૫૪ પ્રમાણે તેનો અસર મર્યાદા સાથે થાય છે માટે તે પ્રમાણે અર્થ કરતાં જે એક ગુન્હો નીશ્ચે પુર્વક કાયદેસર રીતે સાબેત થએલો ના હોય તે સબંધ વીનાનો બીજો ગુન્હો સાબેત કરવાને કલમ ૧૧ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. માટે એક તોહોમતવાળાના કબજામાં કેટલાક દસ્તાવેજો જુઠા બનાવેલા છે એવો અંદેશો પડવાથી તેણે તોહોમતવાળો બીજો જુઠો દસ્તાવેજ બનાવેલો છે એવું સાબેત કરવાને તે પુરાવ થતા નથી. ૧૧ મુંબાઇ ૫૦—ઈ. લો. રી. ૫ કલકતા. ૭૮૭.

### માજીસ્ટ્રેટ.

૧—મદ્રાસ ઈલાકામાં ગામનો મુનસફ તે સને ૧૮૭૨ ના પુરાવ આકટની કલમ ૨૬ ના હેતુ પ્રમાણે માજીસ્ટ્રેટ છે. ઇ. લો. રી. ૨ મદ્રાસ. ૫.

### કબુલત (ફોજદારી કામમાં.)

૧—ચોરી બાબત તથા ચોરીનો માલ બદદાનતથી રાખ્યા બાબત એક કેદી ઉપર આરોપ રાખવામાં આવ્યો હતો. પ્રોસીક્યુટર ટ્રેનમાં મુસાફરી કરીને કલકતે જતો હતો તે દરમીઆનમાં તેને પોતાની મીલકત ગુમ થઇ માલમ પડયુ. તેથી તે ગુમ થઈ માલમ પડયા પછી તે પેહેલે સ્ટેશને ટ્રેન ઉભી રહી ત્યાં રેલવે પોલીસ ઇનસ્પેકટરને પોતાનો માલ ગયા બાબતની હકીકત કહી તે વખતે કેદી હાજર નહી હતો. આ હકીકત પુરાવમાં ગુજારવામાં આવી છે અને પુરાવ આકટની કલમ ૮ ના દ્રષ્ટાંત (क) પ્રમાણે દાખલ કરવામાં આવી છે. વળી જે કોન્સટેબલે તે કેદીને પકડેલો તે કોન્સટેબલની રૂબરૂ તે કેદીએ એવી હકીકત કહેલી કે કેટલીક મીલકત મને આપવામાં આવેલી છે અને બાકીની મેં ખરીદ કરેલી છે તે કહેવું પુરાવમાં રજુ કરવામાં આવ્યું અને તે દાખલ કરવામાં આવ્યું. અને કોર્ટે કબુલત અને ફોજદારી કામમાં કબુલત એમાં પુરાવ આકટમાં ભેદ છે એવું બતાવેલુ છે. ૧૦ બંગાળા લો. રી. ૨.

૨—કેદી ઉપર બુધ્ધીપુર્વક માહાવ્યથા કરવાનો આરોપ રાખવામાં આવેલો અને તે કેદીની રૂબરૂમાં જે સખસને ઈજા થએલી તે સખસે ગુન્હો થયા પછી તરત ત્રીજા સખસને હકીકત કહેલી તેટલો ફકત તે કેદી વીરૂદ્ધ પુરાવ હતો. તે કેદીએ જે વખતે તે હકીકત કહી તે વખતે ફરીઆદવાળુ કૃત્ય કરયાની વાત ઇનકાર કરી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પુરાવ આકટની કલમ ૬ અને ૮ ના દ્રષ્ટાંત (ग) પ્રમાણે તે પુરાવ દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૧૦ કલકતા ૩૦૨.

### પોલીસ અમલદારે કહેલી હકીકત.

૧—એક પોલીસ અમલદાર જુદી જુદી

જગોએ જઇને જુદા જુદા સખસો પાસેથી બાતની એકઠી કરે અને પછી તે પોલીસ અમલદાર કોર્ટની રૂબરૂ કહેતો તે સને ૧૮૭૨ મા પુરાવા આકટ ૧ લાની કલમ ૩૨ ની રકમ ૮ પ્રમાણે પુરાવામાં દાખલ કરવા લાયક નથી. તે રકમનો હેતુ એવો છે કે કેટલાક સખસો એકઠા થઇને એક સરખી હકીકત કહે અને તે કહેતી વખતે તેઓની સમજ અગર લાગણી તેઓ બતાવે તો તે હકીકત તે સાક્ષીઓ ફરીથી બતાવી શકે છે અને તે પુરાવો છે. ૨૩ વી. રી. ૩૫.

## પોલીસ અમલદારોની રૂબરૂ કહેલી હકીકતો.

૧—પોલીસ અમલદારોના કબજામાં કેદીઓ હોય તે દરમીઆનમાં તેમની રૂબરૂ કેદીઓએ જે કબુલતો કરેલી હોય તે પુરાવામાં દાખલ કરવા લાયક નથી. ૩ વી. રી. ૨૧.

૨—કાંઇ હકીકત જણાવવાને અગર કબુલ કરવાને તોહોમતવાળાને લલચાવવા સારૂ પોલીસ અમલદાર અઘટીત રીતે અને કાયદા વીરૂધ્ધ કાંઇ કૃત્ય કરે તે બરોબર નથી. માટે આવી કબુલત ઉપરથી કાંઇ હકીકત જાણવામાં આવી હોય તો તે વીશે તેની સાહેદીનો કાંઇ ભાગ કાયદેસર રીતે દાખલ કરવા લાયક નથી. ૮ વી. રી. ૧૩

૩—પોલીસ સમજાવીને તથા છુટો કરવાનું વચન આપીને કેદી પાસે કાંઇ કબુલત કરાવે તો તે કબુલત પુરાવામાં દાખલ કરવી નહી જોઇએ કારણ કે તે ફો. કા. ચ. રીતીના કાયદાની કલમ ૧૪૬ ના ઠરાવ વીરૂધ્ધ છે તો પણ તે કબુલત કેદી વીરૂધ્ધ વાપરતાં પહેલાં સદરહુ કાયદાની કલમ ૧૫૦ પ્રમાણે પોલીસ અમલદારની જુબાની લેવી જોઇએ. ૯ વી. રી. ૧૬.

૪—**ગ ઙ** એ એક સરકારી પ્રામીસરીનોટ જુઠા બનાવટના શેરાવાળી બંગાળા બેંકમાં રજુ કરી તેથી તેને પકડવામાં આવ્યો. પોલીસ કોન્સટેબલે **ન** ને પુછ્યું કે તુ **ગ ઙ** ને ઓળખે છે કે નહી. ત્યારે તેણે જવાબ આપ્યો કે તે એક સાધારણ માણસ છે એમ હું ઓળખુછું પછી તે કોન્સટેબલે **ન** ને પુછ્યું કે સદરહુ નોટ વીશે તારા જાણવામાં છે કે નહીં. તેના જબાપમાં **ન** એ કહ્યું કે હું કાંઇ જાણતો નથી. કાંઈ ધમકી કે લાલચ તેને આપવામાં આવી નહી હતી તેમ કાંઇ સાવધગીરી પણ બતાવવામાં આવેલી નહીં હતી. તેમાં ઠરાવ્યું છે કે પોલીસના સ્વાલોના જવાબમાં **ન** એ જે હકીકત કહેલી છે તે દાખલ કરવા લાયક છે. પછી **ન** ને સીરામપુરના ડીપોટી માજીસ્ટ્રેટ **ર** ની રૂબરૂ રજુ કરવામાં આવ્યો અને તે માજીસ્ટ્રેટે કાંઈ જુબાની લેતા પહેલાં **ન** ને કહ્યું કે તારા ઉપર ચોરેલી પ્રોમેસરી નોટનો આરોપ રાખવામાં આવ્યો છે માટે તારે જે કાંઇ કહેવાનું હોય તે કહેવું તેનો જવાબ **ન** એ હાકારમાં દીધો તેથી માજીસ્ટ્રેટ **ર** એ તેને કાંઇ સાવધાની બતાવ્યા સીવાય પુછ્યું કે કેવી રીતે અગર કયાંથી તેં તે નોટ મેળવી છે અને બીજા સ્વાલો પુછ્યા. તેના જવાબ લખી લેવામાં આવ્યા. પાછો **ન** ને **ર** ની રૂબરૂ રજુ કર્યો અને તેને પુછ્યું કે જે પ્રોમેસરીનોટ રજુ કરવામાં આવી છે તે બેંકમાં લેઇ જવાને તે **ગ ઙ** ને આપેલી છે કે નહીં. **ર** એ **ન** ને કહ્યું કે આ સ્વાલનો જવાબ દેવાને તું બંધાએલો નથી પણ જો તું જવાબ દઇશ તો તે લખી લેવામાં આવશે અને જો તું જવાબ દેવાને હરકત લેઇશ તો તે પણ નોંધવામાં આવશે. **ર** એ **ન** ને તપાસ થવા સારૂ હાઈકોર્ટમાં કમીટ કર્યો. તેમાં ઠરાવ્યું છે કે **ર** એ બંગાળાના જસ્ટીસ ઓફ

ધીપીસ અગર માજીસ્ટ્રેટ તરીકે કામ કરેલું હોય પણ તેમના સ્વાલનો ન એ જે જવાબ આપેલો છે તે દાખલ કરવા લાયક છે. ૧ બોં. લો. રી. ૧૫-૧૫ વી. રી. ૭૧.

૫—પોલીસના કબજામાં એકાદો સખસ હોય અને તેણે જે હકીકત કહી હોય તે હકીકત માજીસ્ટ્રેટના હોદ્દાવાળા સખસની રૂબરૂ ખુશીથી તે કહે તો તે સખસની વીરૂદ્ધ પુરાવ તરીકે ઉપયોગમાં લેઈ શકાય છે. ૨૪ વી. રી. ૩૩.

૬—તોહોમતવાળાની ઉપર એક ઓરતનું ખુન કર્યાનો આરોપ રાખવામાં આવ્યો હતો અને તે તોહોમતવાળાએ પોલીસના ઇન્સપેકટરની રૂબરૂ કબુલત આપી તેના એક ભાગમાં એવી હકીકત કહેલી હતી કે તે મરનાર ઓરતના દાગીના છુપાવેલા છે અને તે બાતની ઉપરથી તે દાગીના જડેલા હતા. તેમાં ઠરાવ્યું છે કે પુરાવ આકટની કા. ૨૭ પ્રમાણે તોહોમતવાળાની જે કબુલત ઉપરથી મરનાર ઓરતને માર માર્યો અને તેથી તેણીનું મોત થયું અને કેવી રીતે તે દાગીના તેના કબજામાં આવ્યા એ વીશેનું વર્ણન કરેલુ છે તે દાગીના જડયા તે હકીકત સાથે સબંધ રાખનારી સ્પષ્ટ રીતે છે. માટે તે તોહોમતવાળા વીરૂદ્ધ સાબેત થઈ શકે છે. ૧૯ વી. રી ૫૧.

૭—તોહોમતવાળાની ઉપર પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે જુઠી સાહેદી આપ્યાનું તોહોમત રાખવામાં આવ્યું છે તેમાં પોલીસ અમલદારની રૂબરૂ તેણે જે હકીકત કહેલી તે ઇનકાર કરેલી છે તેથી પોલીસ અમલદારને તપાસવામાં આવ્યો છે અને તેની કહેલી હકીકતના બે કાગળો રજુ કરવામાં આવ્યા છે તેમાં ઠરાવ્યું છે કે ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૧૯ પ્રમાણે તે કાગળો પુરાવમાં દાખલ કરવા લાયક નથી માટે પોલીસ ઇન્સપેકટરની રૂબરૂ તોહોમતવાળાએ જે ખરી રીતે કહેલું તે વીશે પુરાવ આપવો જોઇતો હતો. ૬ કલકતા લો. રી. ૪૭.

૮—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૧૯ પ્રમાણે પોલીસ અમલદારની રૂબરૂ તપાસની અંદર કહેલી હકીકત લખી લેવાને તે અમલદારને બંધન નથી તેમ તે કલમથી કે પુરાવ આકટની કલમ ૯૧ થી આવી હકીકતનો મુખ જુબાનીનો પુરાવ દાખલ કરવા લાયક થતો નથી એમ નથી. જો તે હકીકત લખી લેવામાં આવી હોય તો તે પુરાવ તરીકે અગર કામના કાગળોના ભાગ તરીકે ગણી શકાય છે. પરંતુ પુરાવ આકટની કલમ ૧૫૯ પ્રમાણે યાદદાસ્ત તાજી કરવાના કારણસર તે વાપરી શકાય છે ૧૧ મુંબાઇ ૧૨૦.

૯—તોહોમતવાળાએ પોલીસ અમલદારના કબજાની અંદર પોતે હોય તે દરમીઆનમાં હરકોઈ ગુન્હા બાબત જે કાંઇ હકીકત મીલકત રજુ કરવા સબંધી અગર જડવા સબંધી કહેલી હોય તે દરેક હકીકત પુરાવ આકટની કલમ ૨૭ પ્રમાણે દાખલ કરવા લાયક નથી. જે ફકત હકીકત ઉપરથી મીલકતનો તરત પત્તો લાગે તેવુ હોય તે પત્તો લાગવા સબંધીમાંજ તે હકીકત યોગ્ય રીતે દાખલ કરવા લાયક છે. જે કાંઇ હકીકત માલમ પડેલી હોય તે ગમે તે પ્રકારની હોય પણ તે કામને લગતી હોવી જોઇએ. અને તેની તથા કહેલી હકીકતની વચ્ચમાં એવો સબંધ હોવો જોઇએ કે તે હકીકતથી મીલકતનો પત્તો લાગેલો હોય ત્યારે તે હકીકત દાખલ કરવા લાયક છે. બીજી હકીકતો જે સબંધ રાખતા હોય તે પુરાવ થાય છે પરંતુ જરૂરે કરીને અથવા પ્રતક્ષ રીતે જે હકીકત-

નો પત્તો લાગેલો હોય તે સાથે સબંધ રાખનાર તે ના હોય તો તે દાખલ કરવા લાયક નથી. એકાદો સાક્ષી એમ કહે કે મારી રૂબરૂ અમુક નકશો થએલો છે પણ જો એમ કહેતો ના હોય કે માહારા જાણવા પ્રમાણે તે નકશો ખરો છે તો તે નકસો પુરાવમાં દાખલ કરવાને પુકત કારણ બનતુ નથી. ૧૧ મુંબાઇ ૨૪૨.

**૧૦**—તોહોમતવાળાએ પોતાના ઉપર ચાલેલા કામમાં જે મીલકત હોય તે મીલકતના માલેકપણા બાબત હકીકત કહેલી હોય તે જો કે સને૧૮૮૨ ના ફો. કા. ય. રી. ના કાયદાની કલમ ૫૨૩ પ્રમાણે મીલકતના માલેકપણા બાબત માજીસ્ટ્રેટ જે તપાસ કરે તેમાં પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે તોપણ તેમના ઉપર તોહોમતવાળા ગુન્હાની તપાસમાં તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઈ. લો. રી. ૮ મુંબાઇ ૧૩૧.

**૧૧**—ડાકાઇટી કરીને અમુક નાણાં મેળવવામાં આવેલાં છે એવું ધારવાના સાધનની ખોટી રીતની માહીતીની કબુલત ફો. કા. ય. રી. ના કાયદાની કલમ ૧૫૦ પ્રમાણે પુરાવ કરવાને એમ બતાવવું જોઇએ કે તે કબુલત તે નાણાંનો પત્તો લાગતા પહેલાં થએલી હોવી જોઇએ. ૧૭ વી. રી. ૫૦

**૧૨**—એક કોટડીમાં એક કેદીએ પોતાની પાસે પોલીસવાળો કોઇ સખસ નથી એમ સમજીને અને પોલીસવાળો નજીક છે એવો કાંઇ અસર થયા વીના હકીકત કહેલી હોય પણ તે પોલીસવાળાએ સાંભળી હોય તો તે દાખલ કરવા લાયક નથી એ કાયદેસર નથી. ૭ વી. રી. ૫૬.

**૧૩**—પોલીસ અમલદારની રૂબરૂ તોહોમતવાળાએ જે હકીકત કહેલી હોય તે તોહોમતવાળા વીરૂદ્ધ તે હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક છે અને તે દાખલ કરવા લાયક નથી એવા દાખલા બતાવવામાં આવેલા છે. ઇ. લો. રી. ૧૫ કલકતા ૫૮૯.

**૧૪**—પોલીસ અમલદારના કબજામાં તોહોમતવાળો હોય તેની પાસેથી મળેલી હકીકત તે કબુલત હોય કીંવા નહીં પણ તે દાખલ કરવાની અજમાસ એવી છે કે પુરાવ આકટની કલમ ૨૭ પ્રમાણે તે બાતની ઉપરથી હકીકત માલમ પડેલી છે કે નહીં અને તેમાંની કેટલી બાતની ઉપરથી તરત હકીકત માલમ પડેલી છે અને તે લગતી હકીકત છે તે જોવાનું છે ઇ. લો. રી. ૧૨ મદ્રાસ ૧૫૩.

## સાક્ષી ફોજદારી કામમાં.

### જે સખસ સાક્ષી આપવા લાયક છે તે.

**૧**—જડજ લાયક સાક્ષી છે માટે સરકારી નોકર તરીકે તે કામ કરતા હોય અને તેમણે ફરીઆદ કરેલી હોય અને પોતાની રૂબરૂ કામની તપાસ ચાલતી હોય તેમાં પણ તે સાક્ષી આપી શકે છે પરંતુ તોહોમતવાળી બાબતમાં તેમનું જાતીકુ અગર નાણાં સબંધી હીત હોવું નહી જોઈએ. સબબ જે પુરાવમાં પોતાની સાહેદી પણ આવી ગએલી હોય તે પુરાવાની ન્યાયની રૂઈની વ્યવસ્થા કરવાને તેમને અટકાવ થતો નથી. ૬ બં. લો. રી. ૧૫-૧૩ વી. રી. ૬૦-૭ વી. રી. ૧૯૦.

**૨**—૨ ફો. કા. ય. રી. ના કાયદાની કલમ ૪૮૮ ના ઠરાવ પ્રમાણે ખરા માબાપની તકરાર વીશે ચાલેલું પ્રોસીડીંગ તે પુરાવ આકટની કા. ૧૨૦ ના હેતુ પ્રમાણે દીવાની પ્રોસીડીંગ છે માટે જે સખસ ઉપર આરોપ રાખવાને માગવામાં આવેલુ છે તે પોતાની તરફથી સાક્ષી થવાને લાયક છે. ઇ. લો. રી. ૧૬ કલકતા. ૭૮૧.

**૩**—તપાસ ચાલતાની દરમીઆનમાં સ-

બોર્ડીનેટ માજીસ્ટ્રેટ કામ કમીટ કરનાર હોય અને તેમણે તોહોમતવાળાની તપાસ લીધી હોય તે વીશે સેશન્સ જડજની નજરમાં એમ આવે કે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૩૪૬ ના ઠરાવ પ્રમાણે સંપુર્ણ રીતે ચાલવામાં આવ્યું નથી તેથી તે કમીટ કરનાર માજીસ્ટ્રેટના ઉપર સમન્સ કરી તેની એવી સાહેદી લે કે તોહોમતવાળાની જે હકીકત લખી લીધેલી છે તે તોહોમતવાળાએ યોગ્ય રીતે કહેલી છે. આ પ્રમાણે આ કામમાં બનેલું તેથી જીલ્લા માજીસ્ટ્રેટે સેશન્સ જડજના આ પ્રોસીડીંગ વીશે હરકત લીધી અને એવી તકરાર કરી કે તે કાયદા વીરૂદ્ધ છે. તેથી સેશન્સ જડજે એવો સવાલ પુછયો કે અમારૂં તે પ્રોસીડીંગ કાયદા વીરૂદ્ધ છે કે નહીં. તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું છે કે સને ૧૮૭૨ ના આકટ ૧ લા ની કા. ૧૨૧ થી જે હક આપેલો છે તે સાક્ષીનો હક છે એટલે જડજ અગર માજીસ્ટ્રેટને સવાલ પુછવામાં આવે તો તેમનો પણ હક છે. માટે જો તે હક તે છોડી દે અગર તેવા સવાલનો જવાબ દેવાને તે હરકત લે નહી તો તે હક બતાવવાને બીજો કોઇ સખસ લાયક નથી. તેથી આ રેફરંસ તથા હરકત સબોર્ડીનેટ માજીસ્ટ્રેટે કરેલી નથી. પણ જીલ્લા માજીસ્ટ્રેટે હરકત લેઇને તે રેફરંસ કરેલુ છે. સબબ સદરહુ પ્રમાણે જવાબ દેવો જોઇએ. ઈ. લો. રી. ૩ અલ્હાબાદ. ૫૭૩.

૪—એક કામમાં તોહોમતવાળો ઉપર ગેરકાયદે મંડળીના અંગભુતો તરીકેનું તોહોમત રાખવામાં આવેલુ અને તે તોહોમતવાળાને પકડવાને ડીપોટી માજીસ્ટ્રેટે ખરી રીતે ભાગ લીધો હતો અને તે તોહોમતવાળાની તપાસ તે ડીપોટી માજીસ્ટ્રેટે કરેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે ડીપોટી માજીસ્ટ્રટના પોતાના જોવામાં જે હકીકત આવેલી અને જે વીશે પોતે સાક્ષી આપી શકે તે હકીકત બની શકે તેટલી તોહોમતવાળાને કહેવાને તે બંધાએલો હતો અને આવી સ્થીતીમાં જો કેદીના વીચારમાં દુરસ્ત લાગે તો તે જડજ કે જેમની સાહેદી લખી લેવી જોઇએ અને કામમાં દાખલ કરવી જોઇએ તેમની ઉલટ તપાસ કરવાનો તે કેદીનો હક હતો. તોપણ આ કામમાં ડીપોટી માજીસ્ટ્રેટે આ કામ તપાસવાની ના કહી હોત અને બીજા કોઇ જડજે તે તપાસનું જોઈએ એવી માગણી કરી હોત તો તે બરોબર હતુ. ૨૦ વી. રી. ૭૬.

૫—જે કામમાં કાયદા અને હકીકતનો ઇનસાફ કરનાર એક માજીસ્ટ્રેટજ હોય તો તે કામમાં તે માજીસ્ટ્રેટ સાક્ષી થઇ શકતા નથી. ઈ. લો. રી. ૨ કલકતા. ૪૦૫.

૬—જે માજીસ્ટ્રેટના ઠરાવો ઉપર અપીલ થએલી હોય અગર પોલીસ અમલદારો તરીકે ફરીઆદ ચલાવવાને જે માજીસ્ટ્રેટો રોકાએલા હોય તે માજીસ્ટ્રેટ જે કોર્ટ કેદીની તપાસ કરતી હોય તે કોર્ટના બેંચ ઉપર આવીને બેસે અગર કોર્ટમાં ખાનગી વાત કરે એ દુરસ્ત નથી. જો અપીલ કોર્ટની નજરમાં એમ આવે કે જે માજીસ્ટ્રેટે તોહોમતવાળાને ગુન્હેગાર ઠરાવેલો છે તે માજીસ્ટ્રેટ પાસેથી કામ સબંધી કાંઈ હકીકત નક્કી કરવાની છે તો કોર્ટે સાધારણ સાક્ષીને તપાસવામાં આવે તે પ્રમાણે તે માજીસ્ટ્રેટની સોગન અગર પ્રતીજ્ઞા ઉપર જુબાની લેવી જોઈએ. ૮ મુંબાઇ ૧૨૬.

૭—ડીપોટી માજીસ્ત્રેટે એક અરજદારના કામની તપાસ કરેલી અને તે અરજદાર તરફથી ડીપોટી માજીસ્ત્રેટની સાહેદી લેવાની હાઇકોર્ટે આ કામમાં પરવાનગી આપેલી છે. ૧૬ વી. રી. ૪૯.

૮—કેદીને માફી આપવામાં તેની સાક્ષી

તરીકે જુબાની લેતાં પહેલાં કેવી રીતે કામ ચલાવવુ તેનો આ કામમાં વીચાર કરવામાં આવેલો છે. કેટલાક કેદીઓના ઉપર એકઠાં તોહોમત રાખવામાં આવેલાં હોય પણ તેઓનુ એક સરખુ હીત ના હોય તો તેમાંના એકાદા કેદીની સાક્ષી બીજા કેદીના લાભમાં અગર તેના વીરૂદ્ધ લેઇ શકાય છે. ૬ વી. રી. ૫૧.

૯—એકજ વ્યહવારમાં થએલા જુદા જુદા ગુન્હા બાબત બે કેદીઓની એકઠી તપાસ થએલી હોય તો એક કેદીની સાક્ષી બીજા વીરૂધ્ધ લેવી તે અઘટીત અને કાયદા વીરૂધ્ધ છે. ૫ ક. લો. રી. ૫૭૪.

૧૦—તોહોમતવાળાની સાથે એક સખસને પોલીસે પકડીને માજીસ્ત્રેટની રૂબરૂ રજુ કર્યો તેને જો કે માજીસ્ત્રેટે છોડી દીધો ના હોય તોપણ તે તોહોમતવાળા વીરૂધ્ધ સાક્ષી આપવાને લાયક છે પરંતુ તોહોમતવાળાની સાથે તે સખસ ઉપર તોહોમત રાખેલુ નહી જોઈએ. ૫ મુંબાઈ ૧.

૧૧—એકાદા સખસ ઉપર એવુ તોહોમત રાખવામાં આવ્યુ હોય કે તેણે એક સ્ત્રી સાથે વ્યભીચાર કરેલો છે તો તે સખસ તે સ્ત્રીને પોતાની તરફથી સાક્ષી તરીકે બોલાવી શકે છે. ૬ વી. રી. ૫૨.

## સાક્ષીને સોગન અથવા પ્રતીજ્ઞા આપવી.

૧૨—સાક્ષીને સોગન ઉપર અગર પ્રતીજ્ઞા ઉપર તપાસી શકાય છે. પરંતુ તેને સોગન અને પ્રતીજ્ઞા બેઉ એક વખતે આપી શકાતા નથી. ફોજદારી કામ ચ. રી. ના કા. ની કલમ ૧૯૯ પ્રમાણે જે ઈઆદ લખી લેવાની છે તે હમેશાં જુબાનીયોની સાથે જોડેલી જોઈએ. ૧૩ વી. રી. ૧૭.

## સાક્ષીની તપાસ.

૧૩—ફો. કા. ચ. રી. ના કા. ની કલમ ૩૬૨ થી ફરીઆદ તરફથી જે સાક્ષીઓ ઉપર સમન્સ કરાવેલો હોય તે સાક્ષીઓની તપાસ છોડી દેવાને માજીસ્ત્રેટને કુલ અખત્યાર આપેલો નથી. ઇ. લો. રી. ૪ મદ્રાસ ૩૨૯.

૧૪—એક માજીસ્ત્રેટની રૂબરૂ તપાસ ચાલતી હતી તે માજીસ્ત્રેટે ફરીઆદ તરફના સાક્ષીઓ તપાસ્યા સીવાય એક સખસ ઉપર જુઠા સોગનનો આરોપ રાખી તેને સેશન્સ કમીટ કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે કમીટ કરવુ કાયદા વીરૂદ્ધ છે. ઈ. લો. રી. ૪ મદ્રાસ ૨૨૭ ૭ વી. રી. ૪૫ તથા ૪૭.

૧૫—જે કામમાં એમ બતાવેલુ ના હોય કે સેશન્સ જડજે જે સાક્ષીઓ તપાસેલા છે તે સીવાય બીજા સાક્ષીઓને પણ તપાસવાના હતા તે કામમાં ફો. કા. ચ. રી. ના કા. ની કલમ ૩૬૩ પ્રમાણે સેશન્સ જડજના પ્રોસીડીંગમાં કોર્ટે હાથ ઘાલવાની ના કહેલી છે. ૧૨ વી. રી. ૭૩.

૧૬—પુરાવ આપવો કે નહી આપવો એ કેદી અગર તેના કૌંસલની નજરમાં યોગ્ય લાગે તેવી તેમને છુટ છે માટે તે પુરાવ આપવો કે નહી તો તેથી તેના વીરૂદ્ધ કાંઇ અનુમાન થતુ નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા ૧૪૦, ૧૩ ક. લો. રી. ૩૫૯.

૧૭—ફરીઆદની સાથે સબંધ રાખનારા વ્યહવાર જોડેનો સબંધ જે સાક્ષીઓ સાબેત કરી શકે તેવું હોય અને જેઓ અગત્યની હકીકત આપી શકે તેવુ હોય તેવા તમામ સાક્ષીઓને બોલાવવાની ફરીઆદ તરફથી પ્રથમ દર્શનીક ફરજ છે માટે પુક્ત કારણ બતાવ્યા સીવાય તેવા સાક્ષીઓને બોલાવેલા ના હોય તો ફરીઆદ વીરૂધ્ધ કોર્ટ યોગ્ય રીતે અનુમાન કરી શકે છે. આવા સાક્ષીઓને ફરીઆદ ચલાવનાર નહીં બોલાવતાં જે કારણથી બચે છે તે કારણ એવું

હોય છે કે જો તેઓને બોલાવવામાં આવે તો તેઓ સાચુ બોલશે નહી એવુ વ્યાજબી રાહે માનવામાં છે તેજ ફકત છે. તોહોમતવાળા વીરૂધ્ધ આવુ અનુમાન થઇ શકતુ નથી. ઈ. લો. રી. ૮ કલકતા ૧૨૧. ૧૦ ક. લો. રી ૧૫૧.

૧૮—ફરીઆદ તરફના સાક્ષીઓ કેટલાક કોર્ટમાં રજુ કરવામાં આવ્યા નહી તે વીશે સેસન્સ જડજે મુકત કારણ તરીકે એવુ બતાવેલું છે કે જે પોલીસ અમલદારના હવાલામાં ફરીઆદ તરફનુ કામ છે તેની સ્પષ્ટ મરજી વીરૂધ્ધ કમીટ કરનાર માજીસ્ટ્રેટે તે સાક્ષીઓને તપાસેલા છે તેમાં ઠરાવ્યું છે કે સેશન કોર્ટમાં તે સાક્ષીઓ નહી રજુ કરવાને આ કાંઇ બળવાન કારણ નથી. ફરીઆદ તરફનુ કામ ચલાવવામાં જે સખસો હકીકત જાણે છે એમ કહેવામાં હોય અગર જાણવામાં હોય તે તમામ સખસોને કોર્ટની રૂબરૂ રજુ કરી તપાસવા જોઈએ. ઇ. લો. ૧૦ કલકતા ૧૦૭૦.

૧૯—સેશન્સ કોર્ટની રૂબરૂની તપાસમાં ફરીઆદ તરફથી અગત્યના જે સાક્ષીઓ તે કોર્ટમાં મોકલવામાં આવ્યા હોય તેમને બોલાવી તપાસવાની પબ્લીક પ્રાસીક્યુટરની ફરજ છે. પણ જે સાક્ષી સાચુ બોલશે નહી અગર તેની સાહેદીથી જે વાતની પુષ્ટી કરવાની છે તે વાતની પુષ્ટી તે કરશે નહીં એવુ પબ્લીક પ્રાસીક્યુટરના અભીપ્રાયમાં આવે તો તે સાક્ષીને બોલાવવાને પબ્લીક પ્રાસીક્યુટર બંધાએલા નથી. પરંતુ તે સાક્ષીઓને નહી બોલાવવાનું આ કારણ છે એમ તેમણે કોર્ટને સમજાવવું જોઇએ અને તોહોમતવાળાની નજરમાં આવે તો તે સાક્ષીઓની ઉલટ તપાસ કરે એમ પબ્લીક પ્રાસીક્યુટરે તૈયારી બતાવવી જોઈએ. માટે આવો ખુલાસો આપેલો ના હોય અથવા પ્રોસીડીંગ જોતાં દેખીતાં બીજાં વ્યાજબી કારણ ના હોય તો તે સાક્ષીઓ નહી રજુ કરવાથી ફરીઆદ તરફના કામ વીરૂધ્ધ અનુમાનો કરવાં જોઇએ. ઇ. લો. રી. ૭ અલ્હાબાદ ૯૪.

૨૦—સને ૧૮૭૭ ના આક્ટ ૪ ની કલમ ૮૭ ના ખુલાસા ૨ માં ફરીઆદ તરફનુ કામ તાજુ કરવું બતાવેલું છે તે અસલ જે ફરીઆદમાંથી તોહોમતવાળાને છોડી દીધો હોય તે જારી રાખવાનુ નથી. ફરીઆદ તરફનું કામ તાજુ કરવામાં આવે તો જે સાક્ષીઓ ઉપર ફરીઆદ તરફથી આધાર રાખવાનો ઇરાદો હોય તે તમામ સાક્ષીઓને માજીસ્ટ્રેટની રૂબરૂ તપાસવા જોઇએ. અને તેમાંના કોઇને અસલ ફરીઆદની વખતે તપાસેલા હોય તો પણ તેમને ફરીથી તપાસવા જોઇએ. ઈ. લો. રી. ૫ કલકતા ૧૨૧–૪ કલકતા લા. રી.૩૦૫.

૨૧—કેદીએ પોતાનો બચાવ આપ્યા પછી કેદીની બતાવેલી નવી હકીકત ઉલટાવવાંમે જે સાક્ષી ના હોય તે સાક્ષીને બચાવ આપ્યા પછી ફરીઆદ તરફથી તપાસવાની પરવાનગી આપવામાં આવે તો તે ગેરસીરસ્તે છે. રૂ વાબ્યપ્રાંત ર૭૧–૧૩ વી. રી. ૩૯.

૨૨—પણ આવો સાક્ષી કેવી સાહેદી આપવાનો છે તેની કેદીને સંપુર્ણ ખબર હોય અને કેદીએ તે સાહેદીની સાક્ષીને ઈસારો આપીને પોતાનો બચાવ આપ્યો હોય તો ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૪૩૯ ઉપર નજર રાખતાં ગુન્હાની સાબેતીનો ઠરાવ રદ કરવાને હાઇકોર્ટ ના કહે છે. ૧૩ વી. રી. ૩૯.

૨૩—ફો. કા. ચ. રી. ના કાયદાની કા. ૩૭૨ પ્રમાણે ફરીઆદ તરફનુ કામ પુરૂં થયા પછી કેદીનો બચાવ માગવો જોઇએ અને તેને પુરાવ આપવાને ફરમાવવુ જોઈએ. માટે કેદીએ પોતાનો બચાવ આપ્યા પછી ફરીઆદ તરફનો એક સાક્ષી બોલાવવામાં આવેલો અને તે

સાક્ષીની સાહેદી સબંધી કાંઇ પુરાવ આપવાને કેદીને કાંઇ લાગ મળ્યો નહી હતો. માટે હાઇકોર્ટે ગુન્હાની સાબેતીનો ઠરાવ રદ કરી નવી તપાસ કરવાનો હુકમ કરેલો છે. ૧૩. વી. રી. ૧૫.

૨૪—ફો. કા. ચ. રી. ના કાયદાની કા. ૩૭૨ પ્રમાણે ફીરીઆદ તરફનું કામ પુરૂ થાય એટલે તોહોમતવાળાને તેનો પુરાવ ગુજારવાને કહેવું જોઇએ અને તે વખતે કેદી પોતાના બચાવમાં કીયા સાક્ષીઓને તપાસવાની મરજી રાખેછે તે નક્કી કરવાની સેશન્સકોર્ટની ફરજ છે. ૧૨ વી. રી. ૨૨.

૨૫—કેટલાક કેદીઓની એકજ વખતે તપાસ કરવામાં આવેલી તેમાંના એકને તારા કાંઇ સાક્ષીઓછે કે નહી એવું પુછવામાં આવેલું નહી અને બીજાઓને પુછેલુ હતુ. પણ તે એકને પુછેલુ નહી અને તેને સીક્ષાનો હુકમ કરેલો તે કોર્ટે રદ કરેલો છે. ૧૦ વી. રી. ૭.

૨૬—સને ૧૮૬૧ ના આકટ ૨૫ ના બાબ ૨૫ પ્રમાણેના જે કામોને કલમ ૨૬૬ લાગુ થાય છે અને કલમ ૨૫૨ લાગુ થતી નથી તે કામોમાં તોહોમતવાળાને તેના સાક્ષીઓ રજુ કરવાને કહેવાને માજીસ્ટ્રેટને ફરજ નથી પણ કલમ ૨૬૬ તે કલમ ૨૬૨ સાથે વાંચતાં જો સાક્ષીઓ ખુશીથી આવે તો તે સાંભળવાને તે બંધાએલા છે. ૭ બં. લા. રી. ૫૬૮.

૨૭—એકાદો સબબ સાક્ષી તરીકે કોર્ટની જરૂર હોય તો કાયદામાં ફરમાવ્યા પ્રમાણે તેની સાક્ષી લખી લેવી જોઇએ પણ જો તે સાક્ષી ના હોય અને સાક્ષી તરીકે તપાસેલો નાહોય તો તેણે કાંઇ હકીકત કહેલી છે તે બતાવવાને જડજને હક્ક નથી. ૮ વી. રી. ૧૧.

૨૮—તોહોમતવાળાની ગેરહાજરીમાં બચાવ તરફનો સાક્ષી લેઇને સીક્ષાનો હુકમ કરવામાં આવે તો તે કાયદા વીરૂધ્ધ છે. ૧ બં. લો. રી. ૮—૭ વી. રી. ૪૫.

૨૯—તોહોમતવાળાની ગેરહાજરીમાં સાક્ષીને તપાસવામાં આવે તો ગુન્હાની સાબેતીનો ઠરાવ થાય છે. ૨ વાબ્યપ્રાંત. ૪૯—૭ વી. રી. ૪૫—૩ મદ્રાસ. ૩૪—૮ વી. રી. ૧૭—૧૧ વી. રી. ૨૨ તથા ૪૫—૨૪ વી. રી. ૭૬—૨૫ વી. રી. ૧૪

૩૦—જ્યારે તોહોમતવાળાને પકડવામાં આવેલો ત્યારે ફરીઆદ તરફના સાક્ષીની સાહેદી ફો. કા. ચ. રી ના કાયદાની કલમ ૧૬૪ પ્રમાણે તોહોમતવાળાની રૂબરૂ લેવી જોઇએ. ૮ વી. રી. ૭૪.

૩૧—સને ૧૮૭૨ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૨૭ પ્રમાણે ફરીઆદ તરફના સાક્ષી તોહોમતવાળાની રૂબરૂ લેવા જોઇએ. ૨૨ વી. રી. ૩૩.

૩૨—વારંટના કામમાં ફરીઆદી તથા કેટલાક સાક્ષીઓની સાહેદી ફરીઆદ તરફથી તોહોમતવાળાની ગેરહાજરીમાં લેવામાં આવે તો તે ગેરસીરસ્તે નથી. તોહોમતવાળાનો એવો હક્ક છે કે તેના ઉપર તોહોમત રાખ્યા પછી ફરીઆદી તથા લેવાએલા સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને તે તેઓને ફરીથી બોલાવે. ૨૧ વી. રી. ૬૧.

૩૩—સને ૧૮૭૨ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૨૭ પ્રમાણે નાસતાં ફરતા તોહોમતવાળાની ગેરહાજરીમાં સાક્ષીઓની જુબાની લેવાને પરવાનગી આપેલી છે. તે સદરહુ કાયદો થતા પહેલાં જે જુબાની લેવામાં આવેલી હોય તેને લાગુ થતી નથી. ૨૧ વી. રી. ૧૨.

૩૪—ઠરાવેલુ છે કે તોહોમતવાળાની ગેરહાજરીમાં સાક્ષીઓને સોગન ઉપર માજીસ્ટ્રેટે તપાસેલા છે તે બરોબર નથી. ઇ. લો. રી. ૬ કલકતા, ૭૭૪—૮ ક. . રી. ૧૨૪

૩૫—ઠરાવેલું છે કે તોહોમતવાળાની તપાસ થએલી છે અને તેણે તકરાર કરેલીછે માટે કમીટ કરવાનો હુકમ રદ થઈ શકતો ન-થી. ૧૨ ક. લો. રી. ૧૨૦.

૩૬—દરેક સેશન્સની તપાસમાં કોર્ટની રૂબરૂ કામ ગમે તેટલી વખત આવે તોપણ જાણે તે કામ નવું આવેલું હોય અને સાક્ષીઓ પ્રથમ તપાસેલા ના હોય તે પ્રમાણે સાક્ષીઓ ફરીથી તપાસવા જોઇએ. પ્રથમની તપાસમાં સાક્ષીને તેની જુબાની વાંચી બતાવવામાં આવે તે સાક્ષીની તપાસ તોહોમત વાળાની રૂબરૂ કરી એમ થતુ નથી. વી. રી. સને ૧૮૬૪ પાનું. ૧–૧૩ અને ૩૮–૨ વાષ્ય પ્રાંત. ૧૦૦–૨૨ વી. રી. ૩૮–૧૩ વી. રી ૪૦

૩૭—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૮૮ નો ઈરાદો કામની તપાસ કરનારી કોર્ટ કમીટ કરનાર માજીસ્ટ્રેટે સાક્ષીની લખી લીધેલી જુબાની વચે અને પુરાવ તરીકે પોતાની રૂબરૂ ઉપયોગમાં લે એવો નથી. ઇ. લો. રી. ૭ અલહાબાદ ૮૬૨.

૩૮—જેવો સાક્ષી સાંભળેલી વાત સાહેદીમાં કહે તેવોજ તેને કોર્ટે બંધકરવો જોઈએ. ૭ વી. રી. ૨૫ તથા ૨.

૩૯—સામા પક્ષકારને કોઇ દસ્તાવેજ તપાસવાને પરવાનગી આપવામાં આવે તથા સાક્ષીની યાદદાસ્ત તાજી કરવાને પરવાનગી આપવામાં આવે તેના ત્રણ કારણો છે. પેહેલું કે તમામ હકીકત સાક્ષીને યાદ આવે તેનો સંપુર્ણ ફાયદો થાય બીજુ કે અયોગ્ય દસ્તાવેજોનો ઉપયોગ થતો બંધ થાય અને ત્રીજુ કે તેની મુખજુબાનીની સાહેદીનો તેની લખેલી હકીકત સાથે મુકાબલો થાય. ઈ. લો. રી. ૮ કલકતા ૭૩૯—૧૨ ક. લો. રી.૨૩૩.

૪૦—પોલીસ અમલદારે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૯ પ્રમાણે જે સખસોને તપાસેલા હોય તેગની લખી લીધેલી હકીકત તે પોલીસ અમલદાર સાહેદી આપતાં પોતાની યાદદાસ્ત તાજી કરવાને જોઈ શકે છે. પણ તે લખેલી હકીકતો કાંઇ પુરાવ થતી નથી. ઇ. લો. રી. ૯ કલકતા ૪૫૫, ૧૧ ક. લો. રી. ૫૬૯.

૪૧—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૧૯ પ્રમાણે પોલીસ અમલદારે લખી લીધેલી તપાસ તે અમલદાર સાક્ષી આપે તે વખતે પોતાની યાદદાસ્ત તાજી કરવાને જોવી જોઇએ એવો આગ્રહ કરવાનો કેદીનો હક નથી. ઇ. લો. રી. ૮ કલકતા ૧૫૪, ૧૦ ક. લો. રી. ૫૧.

૪૨—જે દાકતરની સાક્ષી માજીસ્ટ્રેટની રૂબરૂ લેવાએલી હોય તે દાકતરને બોલાવીને તપાસવાને સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની ક. ૩૨૩ થી સેશન્સ જડજને અટકાવ થતો નથી. ઇ. લો. રી. ૯ કલકતા ૪૫૫, ૧૧ ક. લો. રી. ૫૬૯.

૪૩—જ્યારે કેદી સ્પષ્ટ બચાવ આપે અને તે સાબેત કરવાને સાક્ષીઓ બોલાવે અને તે સાક્ષીઓ કેદીના લાભમાં અમે કાંઇ જાણતા નથી એમ કેહેવાને તેમને કાહાડી મુકવાને બદલે કેદીનું કહેવું કાંઇ સાચુ છે કે નહી એ વીશે નક્કી કરવાને જડજે થોડાક વીગતવાર સવાલ કરવા જોઇએ. ૧૧ વી. રી. ૯.

## કોર્ટે સાક્ષીને તપાસવો તે.

૪૪—સેસન કોર્ટની રૂબરૂની તપાસમાં સાક્ષીની મુખ્ય તપાસ ફરીઆદ તરફની પુરી થઈ એટલે જે બાબત ઉપર નક્કી અને યોગ્ય રીતે ઉલટ તપાસ કરવાથી તે થઈ શકશે એમ જડજે જાણેલુ હોવું જોઇએ. તે બાબત ઉપર લંબાણથી સાક્ષીઓને જડજે સવાલ કર્યા. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે

આ પ્રમાણે કામ ચલાવવાની રીતી છે તે ગેરશીરસ્તે છે. અને પુરાવ આક્ટની કલમ ૧૩૮ ના ઠરાવ વીરૂદ્ધ છે. જ્યાંસુધી અગત્યનો સવાલ અગર સજાલો બેમાંથી એક બાજુનો વકીલ છોડી દે નહી ત્યાં સુધી સાક્ષીઓને તપાસવા એ કોર્ટનુ કામ નથી. અને કોર્ટે સદરહુ એક્ટની કલમ ૧૩૮ માં ઠરાવ્યા પ્રમાણે સાક્ષીઓની વ્યવસ્થા કરવાને સામાન્ય નીયમ તરીકે વકીલોને માટે રાખવું જોઇએ. ઇ. લો. રી. ૬ કલકતા ૨૭૯, ૭ ક. લો. રી. ૩૮૫.

## ઉલટ તપાસ.

૪૫—કમીટ કરનાર માજીસ્ટ્રેટે ફરીઆદ તરફના જે સાક્ષીઓ લીધેલા હોય પણ પ્રાસીક્યુટરે તપાસ વખતે જે સાહેદીની સાક્ષી છોડી દીધેલી હોય તેવા તમામ સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને લાગ મળવા સારૂ તોહોમતવાળો જો અરજ કરે તો જરૂર તે લાગ આપવો જોઈએ. ૫ મુંબાઇ ૮૫.

૪૬—ફરીઆદ તરફથી તોહોમતવાળા વીરૂદ્ધ જે સાક્ષીઓ બોલાવવામાં આવ્યા હોય તે સાક્ષીઓની ઉલટ તપાસ કરવાનો હક્ક તોહમતવાળાનો છે. પણ તોહમતવાળાઓમાંનો એક તોહોમતવાળો પોતાવી તરફથી જે સાક્ષીનો પુરાવ આપે અગર આપી શકે તેવુ હોય તે સાક્ષીનો ઉપયોગ કરવાને પોતે મરજી રાખતો હોય તો તેણે પોતાના સાક્ષી તરીકે તેને બોલાવવો જોઇએ. ૧૨ વી. રી. ૭૫.

૪૭—ફરીઆદ તરફના સાક્ષી ઉપર સમન્સ કરવામાં આવે પણ તેને બોલાવવામાં ના આવે તો પણ બચાવ તરફથી ઉલટ તપાસ કરવાનો જે હક્ક છે તે હકકનો તે અમલ કરી શકે તે કારણસર સાક્ષીને રજુ કરવા જોઈએ. અને તે સાક્ષીને પુરાવ આક્ટની કલમ ૧૬૫ પ્રમાણે કોર્ટ બોલાવી તપાસે તો તેની ઉલટ તપાસ કરવાને કેદીને પરવાનગી આપવી જોઇએ. ઈ. લો. રી. ૫ કલકતા ૬૧૪, ૫ કલકતા લો. રી. ૩૬૪.

૪૮—માજીસ્ટ્રેટની રૂબરૂ જે હકીકત એકાદા સાક્ષીએ કહેલી હોય તેથી જુદી હકીકત ફકત સેસન્સની તપાસમાં પણ કહે તો તે અવસ્યે કરીને વીરૂધ સાક્ષી થતો નથી. તમામ હકીકત એક બીજા વીરૂદ્ધ કહેવામાં આવે તેથી તે સાક્ષી આ બાજુ કે સામી બાજુનો વીરૂદ્ધ સાક્ષી છે એવુ યોગ્ય રીતે અનુમાન કરવાનુ નથી. પરંતુ તે સાક્ષીની સાહેદીને બીજા સંતોશકારક પુરાવથી પુષ્ટી ના થાય તો તેને માનવો નહી જોઇએ. ઇ. લો. રી. ૧૩ કલકતા ૫૩.

૪૯—વઇદકના ધંધાના હોદ્દાથી તે સાક્ષીને બોલાવવામાં આવેલો હોય તેની તોહોમતવાળાએ ઉલટ તપાસ કરવા વીશે માહારાણી વીરૂદ્ધ ઇશનદતના કામમાં ઠરાવેલુ છે. ૬ બં. લો. રી. ૮૮, ૧૫ વી. રી. ૩૪.

૫૦—બચાવ તરફથી સાક્ષીઓએ જોઇંટ માજીસ્ટ્રેટની રૂબરૂ જે હકીકત સબંધી કહેલુ તે સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને ડીપોટી માજીસ્ટ્રેટની રૂબરૂ ફરીઆદીના વકીલને છુટ છે એમ ઠરાવેલુ છે. અને પ્રથમ જે હકીકત તેઓએ કહેલી હોય અને તે લખી લેવામાં આવી હોય તે તેમને બતાવ્યા સીવાય પણ તે પ્રથમની હકીકત બાબત તે વકીલ ઉલટ તપાસ કરી શકે છે. ૧૫ વી. રી. ૨૩.

૫૧—સેસન્સ કોર્ટની રૂબરૂ જે સાક્ષીની મુખ્ય તપાસ ચાલતી હોય તેનું લક્ષ માજીસ્ટ્રેટની રૂબરૂ પોતે આપેલી જુબાની ઉપર સેશન્સ કોર્ટે દેવરાવવુ નહી જોઇએ. તે સાક્ષીએ પ્રથમ જે હકીકત કહેલી હોય અને તે લખી લીધેલી હોય તે બાબત સને ૧૮૫૫

ના આકટ ૨ ની ક. ૨૩ પ્રમાણે તેની ઉલટ તપાસ થઇ શકે છે અને તે વખતે તેને ઉલટાવવાને સારૂ પ્રથમની હકીકતના જે ભાગો ઉપયોગમાં લેવાના હોય તે ભાગો ઉપર તેનું લક્ષ ખેંચવું જોઈએ. ૧૩ વી. રી. ૧૮.

૫૨—જે સાક્ષીએ મુખ્ય તપાસમાં કાંઇ હકીકત કહી હોય તે સાક્ષીને ઉલટ તપાસમાં તે હકીકતની સાથે જોડાએલી સરત બતાવવાને અગર તે દુરસ્ત કરવાને પરવાનગી આપવી જોઇએ. ૧૮ વી. રી. ૫૭.

૫૩—તોહોમતવાળાને તોહોમત વાંચી બતાવવામાં આવ્યું તેથી તોહોમતવાળાએ પોતાનો બચાવ આપ્યો. અને માજીસ્ત્રેટે ફરીઆદ તરફના જે સાક્ષીઓ હાજર હતા તેની ઉલટ તપાસ કરવાને તોહોમતવાળાને ફરમાવ્યુ પરંતુ બચાવ તરફના જે સાક્ષીઓ હાજર નહી હતા તેમને તપાસવામાં આવે ત્યાં સુધી ફરીઆદીના સદરહુ સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને તોહોમતવાળાએ ના કહી પછી માજીસ્ત્રેટે ફરીઆદ તરફના સાક્ષીઓને જવા દીધા અને બચાવ તરફના સાક્ષીઓ રજુ કરવાને તપાસ બંધ રાખી. તેમાં ઠરાવ્યું છે કે બચાવ તરફના સાક્ષીઓ તપાસવાને ઠરાવેલા દીવસે ફરીયાદ તરફના સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને તેઓના ઉપર સમન્સ કરાવવાનો તેઓનો હક્ક નથી. વળી ઠરાવેલુ છે કે બચાવ તરફના સાક્ષીઓ તપાસ્યા પછી મુખ જુબાનીનો અને દસ્તાવેજી પુરાવ કાગમાં દાખલ કરવાને માજીસ્ત્રેટને અખત્યાર છે. ઈ. લો. રી. ૨ અલ્હાબાદ ૨૫૩.

૫૪—સેસન્સ કોર્ટની રૂબરૂની તપાસમાં કેદીના અટર્નીએ એવી સુચના કોર્ટને કરી કે તપાસ જલદી ચાલે તે સારૂ માજીસ્ટ્રેટની રૂબરૂ સાક્ષીઓની લેવાએલી કેટલીક જુબાનીઓ વાંચવી જોઇએ. અને તે સાક્ષીઓની ઉલટ તપાસ કરવાને મને પરવાનગી આપવી જોઈએ. આ રીતી સરકારી પ્રાસીક્યુટરે અને કોર્ટે કબુલ કરી તેમાં ઠરાવ્યું છે કે કામ ચલાવવાની આ રીતી કાયદા વીરૂદ્ધ છે પણ કાંઈ ગેરઇનસાફ થએલો નથી માટે નવી તપાસ કરવી નહી જોઇએ. જે એવો નીયમ છે કે જે સાક્ષીને પક્ષકારોએ તપાસેલો હોય અગર તપાસવાને ના કહી હોય અને કોર્ટે તપાસેલો હોય તો તે સાક્ષીની ઉલટ તપાસ કોર્ટની પરવાનગી વીના પક્ષકારો કરી શકતા નથી. તે નીયમ હકીકત જે સાક્ષી કહે તે બાબતમાં અથવા તેને માનવાને જેલગતી હકીકત હકીકતની બાબતમાં તેની ઉલટ તપાસ કરવાને ઇરાદો હોય કીંવા નહીં તેને પણ એક સરખી રીતે લાગુ થાય છે. ૧૧ મુંબાઇ ૧૬૬.

૫૫—તોહોમત ઘડવામાં આવેલુ હોય અને તોહોમતવાળાનો બચાવ માગેલો હોય તોપણ પ્રાસીક્યુટરના સાક્ષીઓને સને ૧૮૭૨ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૧૮ પ્રમાણે ઉલટ તપાસ કરવાને સારૂ ફરીથી બોલાવવાનો હક્ક છે. ફરીઆદ તરફના સાક્ષીઓને જે ફરીથી બોલાવવાનો હક્ક છે તે સદરહુ કાયદાની કલમ ૩૬૨ પ્રમાણે સાક્ષી ઉપર સમન્સ કરવાને તોહોમતવાળો અરજ કરે તેથી ઘણો જુદોછે. ૧૯ વી. રી. ૫૩.

૫૬—તોહોમત ફરમાવતા પહેલાં જે સાક્ષીને ઉલટ તપાસ કરવાની તોહોમતવાળાને માજીસ્ટ્રેટે પરવાનગી આપેલી હોય તે સાક્ષીને ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૫૨ પ્રમાણે ફરીથી બોલાવી તેની ઉલટ તપાસ કરવાને તોહોમતવાળાને માજીસ્ટ્રેટ ના કહી શકતા નથી. ૧૭ વી. રી. ૫૧—૨૫ વી. રી. ૩૨.

૫૭—તોહોમત લખ્યા પછી અને

બચાવ તરફના સાક્ષીઓ તપસ્યા પછી વાૅરંટના કામોની તપાસમાં ફરીઆદ તરફના સાક્ષીઓની તોહોમતવાળો ફરીથી બોલાવી ઉલટ તપાસ કરી શકે છે. ઈ. લો. રી. ૪ મદ્રાસ ૧૩૭.

૫૮—સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૨૧૮ પ્રમાણે તોહોમતવાળો પોતાના બચાવમાં રોકાએલો હોય તે દરમીઆનમાં અને પોતાની તપાસ પુરી થાય તે પેહેલાં ફરીઆદ તરફના સાક્ષીઓને ફરીથી બોલાવી તેમની ઉલટ તપાસ કરે એવો તોહોમતવાળાનો હક્ક છે- ૬ વાવ્યપ્રાંત ૨૭૦—૨૧ વી. રી. ૨૯-૬ વાવ્યપ્રાંત ૨૮૪.

૫૯—માજીસ્ટ્રેટની રૂબરૂ આરંભની તપાસમાં સાક્ષીઓની ઉલટ તપાસ કરવામાં તોહોમતવાળાને પરવાનગી આપવી જોઇએ. પરંતુ તોહોમતવાળી બાબતમાં તોહોમતવાળાને તપાસવો કે નહીં એ વીશે માજીસ્ટ્રેટનો તદન કુલ અખત્યાર છે. માટે જ્યારે કેદી વીરૂદ્ધ ફોજદારી આરોપ બાબત કાંઈ યોગ્ય હકીકત માલમ પડતી ના હોય તો તે કુલ અખત્યાર વાપરવો નહી જોઇએ. ૧૦ વી: રી. ૨૫.

૬૦—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૧૭ અને ૨૧૮ એકઠી વાંચતાં એમ જણાય છે કે જો તોહોમતવાળાની મરજી ફરીયાદ તરફની સાક્ષીઓને ફરીથી બોલાવીને ઉલટ તપાસ કરવાની હોય તો તે મરજી જે વખતે તોહોમત તેને વાંચી બતાવવામાં આવે અને તેને બચાવ આપવાનું ફરમાવવામાં આવે તે વખતે બતાવવાની છે અને ત્યાર પછી સાક્ષીઓને ફરીથી બોલાવવાનો કુલ અખત્યાર માજીસ્ટ્રેટનો છે. તેથી તોહોમતવાળાનો તે સાક્ષીઓને ફરીથી બોલાવવાનો આગ્રહ કરવાનો હક્ક નથી. ઈ. લો. રી. ૭ કલકતા ૨૮-૮ ક. લો. રી. ૩૨૫

૬૧—ફરીઆદ તરફના સાક્ષીઓની ઉલટ તપાસ કરવાનો એક નીયમ તરીકે યોગ્ય અને સુગમ વખત તોહોમતવાળાનો બચાવ શરૂ થાય તે વખત છે. પરંતુ બચાવનું કામ ચાલતાની દરમીઆનમાં હરકોઇ વખતે કોર્ટની નજરમાં યોગ્ય લાગે તો ફરીઆદ તરફના સાક્ષીઓને ફરીથી બોલાવી ઉલટ તપાસ કરવાની તોહોમતવાળાને પરવાનગી આપે એવો કોર્ટનો કુલ અખત્યાર છે. ૨૨ વી. રી. ૪૪.

૬૨—ઠરાવેલુ છે કે ફરીઆદ તરફના સાક્ષીઓને ફરીથી બોલાવવાનો તોહોમતવાળાનો હમેશાં હક્ક છે અને તે હક્ક જ્યારે તે છોડી દે ત્યારેજ બંધ પડે છે. ૨૫ વી. રી. ૪૮.

૬૩—ફરીઆદ તરફના સાક્ષીઓની ઉલટ તપાસ થતાંની દરમીઆનમાં અને કા. ૨૮૯ પ્રમાણે તોહોમતવાળાનો ઇરાદો પુરાવ ગુજારવાનો હોય તો તે પુરાવ આપવાનું તેને કહેતાં પહેલાં તોહોમતવાળો કાંઇ દસ્તાવેજી પુરાવ આપે તો તેથી ફરીઆદ તરફથી જવાબ દેવાનો હક્ક થતો નથી. ઈ. લો. રી. ૧૦ કલકતા ૧૦૨૪ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું છે. શેશન્સ કોર્ટની રૂબરૂની તપાસમાં ફરીઆદ તરફથી કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ બોલાવેલા તમામ સાક્ષીઓ ઉલટ તપાસ કરવાને સારૂ રજુ કરવાને બંધન નથી. જે સક્ષી ઉપર કોર્ટ ખરી રીતે ભરૂસો રાખી શકતા ના હોય તે સાક્ષીને કોર્ટ બોલાવવો નહીં જોઇએ. ઇ. લો. રી. ૧૪ કલકતા ૨૪૫.

### પુરાવનો વીચાર તથા વજન.

૬૪—જે કામમાં પુરાવનો એક

ભાગ માનવામાં આવેલો ના હોય અને તે બાબત સાક્ષીઓએ જુઠા સોગન ખાધા છે એવું વીચારમાં આવેલુ હોય તો તે સાક્ષીઓનું બોલવાનો બીજો ભાગ કબુલ કરીને કેદીને ગુન્હેગાર ઠરાવવો એ નીભંય નથી. ઈ. લો. રી. ૧૪ કલકતા ૧૬૪.

૬૫—એક સાક્ષીની સાહેદી જો ભરૂસો રાખવા લાયક હોય તો તે હકીકત સાબેત કરવાને બસ છે. ૧૧ વી. રી. ૧૯૪–૧૮ વી. રી. ૩૪૧–૧૦ વી. રી. ૨૩૬.

૬૬—સાક્ષીઓની સાહેદીમાં જે તફાવત પડેલો હોય તે સાક્ષીઓએ વધારે અકકલ વાપરી હોત તો તે તફાવત પડત નહી એટલા કારણથી તે સાહેદી કાંઇ થોડી હરકત કારક છે એમ નથી. ૧૧ મુંબાઈ ૧૪૬.

૬૭—જે પુરાવ ઉપરથી શરૂઆતમાં કેદીઓની સાધારણ ખોટી વર્તણુકનું અનુમાન થતુ હોય તે પુરાવનું વજન જડજ યોગ્ય રીતે કરી શકતા નથી. ૭ વી. રી. ૧૦૩.

૬૮—જુઠી સાહેદી આપ્યાના તોહોમતવાળા કેદીની તપાસમાં કેટલાક સાક્ષીઓની સાહેદીથી જે હકીકત સાબેત થએલી તે સેશન્સ જડજે એવા કારણથી નામંજુર કરી કે દાકતરે એવો અભીપ્રાય આપેલો છે કે સાક્ષીઓએ પોતાની જુબાનીમાં જે લખાવેલુ છે તે સાચું હોઇ શકતુ નથી. તેમાં ઠરાવેલું છે કે દાકતર અગર અકકલવાળા સાક્ષીઓ ફકત કલ્પના કરે અને તેથી નકકી રીતે જે હકીકત સાબેત થએલી હોય તે વીરૂદ્ધ થતુ હોય તો તે ઉપર આધાર રાખીને કામની તપાસ કરવી એ યોગ્ય રસ્તો નથી. ૧૧ વી. રી. ૨૫.

૬૯—ઠરાવેલું છે કે માજીસ્ટ્રેટે ફરીઆદ તરફના સાક્ષીઓ તપાસવાને બદલે મુસલમાન પક્ષકારોની તપાસમાં જે સાક્ષીઓની મુખ્ય તપાસ થએલી તે તપાસની નકલો સાક્ષીઓને ફરીથી તપાસ્યા વીના બખેડાવાળા હીંદુઓની તપાસમાં રજુ કરાવેલી છે તે બેરસીરસ્તે છે. પરંતુ તે વીશેની હરકત ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૫૩૭ અને સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કલમ ૧૬૭ થી રહેતી નથી. કારણ કે કાંઇ બેરઇનસાફ થએલો છે અગર તોહોમતવાળાને વાસ્તવીક રીતે હરકત થએલી છે એમ બતાવવામાં આવ્યુ નથી અને ઉલટ તપાસમાં જે હકીકત નીકળી છે તે ગુન્હો સાબેત ઠરાવવાને બસ છે. ઇ. લો. રી. ૮ અલહાબાદ. ૫૦૨.

## વઇદકી પુરાવ.

૧—ફો. કા. ચ. ના. કાયદાની કલમ ૩૨૩ પ્રમાણે વઇદ સાક્ષીની જુબાની લેવામાં આવી હોય અને તે ઉપર યોગ્ય સહી કરી હોય તો તે હરકોઇ ફોજદારી તપાસમાં પુરાવમાં આપી શકાય છે પરંતુ કોઇ તોહોમતવાળાની વીરૂદ્ધ તે દાખલ થઈ શકે તે સારૂ તોહોમતવાળા સખસની રૂબરૂમાં તે તપાસ થવી જોઇએ. ઈ. લો. રી. ૮ કલકતા ૭૨૯–૧૨—કલકતા લો. રી. ૨૩૩.

૨—જે વઈદે જે સખસના મોતની તજવીજ ચાલતી હોય તે સખસની લાશ જોઈને તપાસેલી હોય તે વઈદની સાક્ષી દાખલ કરવા લાયક છે પ્રથમ એવું સાબેત કરવાને કે કેવા પ્રકારની ઈજા થએલી તેના જોવામાં આવેલી છે. અને બીજુ કે તે ઇજા કેવી રીતે થઇ અને મોતનુ કેવુ કારણ છે એ વીશે પ્રવીણ સખસના અધીકાર તરીકે તે પુરાવ થાય છે. જે વઇદે લાસ જોએલી ના હોય તો તે ફકત પ્રવીણ સખસ તરીકે અભીપ્રાય આપી શકે છે. વઇદે લાસ તપાસ્યાનો જે રીપોર્ટ કરેલો હોય તે જોઈને તે પોતાની યાદદાસ્ત તાજી કરી શ-

કે છે પણ તે રીપોર્ટ પુરાવા તરીકે ગણી શકાતો નથી. અને તેમાંથી કાંઈ હકીકત લેઇ શકાતી નથી. ઇ. લો. રી. ૯ કલકતા ૪૫૫-૧૧ કલકતા લો. રી. ૫૬૯.

૩—વહદ ખાતાના તાબાના અમલદારે રીપોર્ટ કરેલો હોય તેની સાથે એમ બતાવવામાં આવેલુ હોય કે તેમના ઉપરીનો અભીપ્રાય મળતો છે તો તે રીપોર્ટનો મતલબ ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૬૮ પ્રમાણે પુરાવામાં વાંચી શકાતો નથી. ૧૧ વી. રી.૨

૪—વહદ ખાતાના અમલદારે કાગળ લખી અભીપ્રાય બતાવેલો હોય તો તે કાગળ ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૬૮ અને ૩૭૦ પ્રમાણે પુરાવ નથી. ૧૨ વી. રી.૨૫

૫—કમીટ કરનાર માજીસ્ટ્રેટે લીધેલી દાકતરની જુબાની સેશનકોર્ટની રૂબરૂની તપાસમાં પુરાવમાં આપતા પહેલાં માજીસ્ટ્રેટના કામના કાગળો ઉપરથી એમ જણાવવું જોઈએ અગર સાક્ષીઓથી એમ સાબેત થવું જોઇએ કે તોહોમતવાળાની રૂબરૂ તે લેવામાં આવી છે અને તે ઉપર સહી થએલીછે પણ સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લાની કા. ૧૧૪ ના દ્રસ્ટાંત (ઇ) પ્રમાણે તે પ્રમાણે થએલુ છે. એમ ફકત અનુમાન કરવુ નહી જોઇએ. ઈ. લો. રી. ૯ અલ્હાબાદ ૭૨૦.

૬—જે લાસની તપાસ કરવાની હોય તે લાસ જે દાકતરે જોએલી ના હોય પરંતુ તેને જે દાકતરે લાશ જોઇને અભીપ્રાય બાંધેલો હોય અને મોતનુ કારણ પોતાના વીચારમાં આવેલું તે બતાવેલુ હોય તે દાકતરને પુષ્ટી કરવાને બોલાવેલો હોય તો તે પ્રવીણ સખસ તરીકે પોતાના અભીપ્રાયની સાહેદી આપવાને લાયક છે. આવો અભીપ્રાય જે લેવો તે લાશ તપાસતી વખતે જે ચીન્હ જોવામાં આવેલાં હોય તે ચીન્હ તેને બતાવીને મોતનું શું કારણ છે તે બાબતનો તેનો અભીપ્રાય પુછવો જોઇએ. ઈ. લો. રી. ૧૪ કલકતા ૫૮૯.

૭—પુરાવ આકટની કલમ ૮૦ પ્રમાણે એવુ અનુમાન થતુ નથી કે કમીટ કરનાર માજીસ્ટ્રેટે દાકતરની સાક્ષી તરીકે જે જુબાની લીધી છે તે તોહોમતવાળાની રૂબરૂમાં લીધેલી છે અને તે ઉપર સહી થએલી છે કે જેથી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૯ પ્રમાણે સેશન્સકોર્ટની રૂબરૂની તપાસમાં તે જુબાની પુરાવમાં દાખલ કરવા લાયક થાય. ઇ. લો. રી. ૧૦અલ્હાબાદ૧૭૪.

## તોહોમતવાળાની તપાસ અને તેમની કહેલી હકીકત.

૧—તોહોમતવાળા સખસોની કહેલી હકીકત ફકત તે કહેનાર પક્ષકારોની વીરૂદ્ધ ઉપયોગમાં લેઇ શકાય છે. અને બીજાઓની વીરૂદ્ધ પ્રત્યંતરી પુરાવ તરીકે ઉપયોગમાં લેઈ શકાતી નથી. ૨ વાબ્યપ્રાંત. ૩૩૬.

૨—કેદીઓની ફકત કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેમ માજીસ્ટ્રેટની રૂબરૂ લીધેલી જુબાનીયો તેજ સાક્ષીઓએ શેશનકોર્ટની રૂબરૂ આપેલી જુબાનીયોમાં તેમની સાક્ષી ઉલટાવવાના કારણસર તે દાખલ કરવાની ના હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૭ વી. રી. ૧૦૮.

૩—જોઇંટ માજીસ્ટ્રેટને સને ૧૮૬૯ ના આકટ ૮ પ્રમાણે કેદીઓની કબુલત લેવાને ખાસ અખત્યાર આપેલો ના હોય તોપણ સદર પેટા ટુકડીના ઇનચાર્જ જાઇંટ માજીસ્ટ્રેટની રૂબરૂ આપેલી કબુલત પુરાવમાં દાખલ કરવા લાયક છે. ખાનગી સખસની રૂબરૂ આપેલી કબુલત જો તે સખસથી સાબેત થાય તો તે કેદી વીરૂદ્ધ પુરાવ થઇ શકે છે.

૧૩ વી. રી. ૬૯

૪—કેટલાક સાક્ષીઓની રૂબરૂ ધણીએ એમ કબુલ કર્યું હોય કે મેં મારી ઓરતને લાત મારી હતી અને તે માર્યા પછી તે મરણ પામેલી છે તો તે કબુલત તે ધણીના વીરૂદ્ધ પ્રતક્ષ પુરાવ છે. ૮ વી. રી. ૨૯.

૫—માફીના વચનથી કહેલી હકીકત કેદી વીરૂધ્ધ કાંઇ પણ પુરાવ નથી. ૮ વી રી. ૫૩

૬—એક ગુન્હાના તોહોમતવાળા સખસને માફી આપવા માંડી અને તેની સરતો તેણે કબુલ કરી તેને તપાસતાં તેણે ગુન્હાની હકીકત વીગતવાર કહી અને કેદીનુ નામ સોબતીમાં કહ્યું પછી તેણે તે પોતાનું કહેવુ પાછું ખેંચી લીધું. તેમાં ઠરાવ્યું છે કે તે કહેલી હકીકત તે કેદી વીરૂધ્ધ ઉપયોગમાં લેઇ શકાતી નથી. ૫ વાબ્યપ્રાંત. ૨૧૭.

૭—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૪૭ પ્રમાણે જો કાયદેસર માફી આપવામાં આવેલી ના હોય તો માજીસ્ટ્રેટ તે તોહોમતવાળાને સાક્ષી તરીકે ગણવાને મુખત્યાર નથી. આવા સખસે જે સાહેદી આપેલી હોય અને તે સખસને ફક્ત સેશનકોર્ટને તે તપાસવા લાયક ગુન્હાના કામમાં માફી મળેલી ના હોય તો તે સાહેદી લગતી હકીકત નથી. ઇ. લો. રી. ૧ મુંબાઇ. ૬૧૦.

૮—અમુક ગુન્હાઓ કે જેમાંનો એક ફક્ત સેશનકોર્ટને તપાસવા લાયક નથી તેમ છતાં તે ગુન્હાઓ સાથે સબંધ રાખનાર એક સખસ ધારવામાં હતો તેને માફી આપવામાં આવી અને તેને સાક્ષી તરીકે કામમાં તપાસવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે એવા સખસને આપેલી માફી તે સને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કા. ૩૪૭ પ્રમાણે નથી. માટે તેને કાયદેસર રીતે સોગન ઉપર તપાસી શકાતો નથી અને તેથી સાહેદી પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૨ અ. ૨૬૦.

૯—એકાદા સખસે જુબાની આપેલી હોય તે પાછળના કામમાં તે જુબાની આપનાર તેજ સખસ હતો એમ પ્રથમ સાબેત થયા વીના તેના વીરૂધ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. એક તોહોમતવાળાને માફી આપવામાં આવેલી અને તેની સાહેદી માજીસ્ટ્રેટે લખી લીધી હતી ત્યાર પછી તે માફી રદ કરવામાં આવી, પછી બીજા તોહોમતવાળાઓની સાથે સેશન જડજની રૂબરૂ તેની પણ તપાસ કરવામાં આવી તેમાં માજીસ્ટ્રેટની રૂબરૂ જુબાની આપનાર તેજ સખસ હતો એ વીશેના કાંઇ પણ પુરાવ વીના તેના વીરૂદ્ધ તેનો ઉપયોગ કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે જુબાની પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૧૧ કલકતા ૫૮૦.

૧૦—જે કામમાં એકાદા સખસને સરતી માફી આપેલી તે સખસ તે સરતો પ્રમાણે ચાલેલો નથી એવુ સેશન જડજની નજરમાં આવેલુ તે કામમાં ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૧૧ પ્રમાણે સેશન જડજને આપેલો અખત્યાર વાપરતાં જે કેદીઓના કામમાં તેણે સાહેદી આપેલી હોય તે કેદીઓની સાથે તે સખસની તપાસ કરવી નહી જોઇએ. ૧૪ વી. રી. ૧૦.

૧૧—સને ૧૮૮૨ ના ફો. કા. ચ. રી. ના. કાયદાની કલમ ૩૩૭ માં બતાવેલા પ્રકારના કામોમાં જે માજીસ્ત્રેટ આરંભની તપાસ કરતા હોય તે માજીસ્ત્રેટ તોહોમતવાળાને માફી આપવાને અગર તેને સાક્ષી તરીકે તપાસવાને મુખત્યાર નથી. માટે તોહોમતવાળાએ આવી તપાસની અંદર જે હકીકત કહેલી હોય તે લાગતી હકીકત નથી. ઇ. લો. રી. ૧૦ મુંબાઇ ૧૯૦.

૧૨—ચોરીનુ તોહોમત **અ** તથા **બ** ઉપર રાખવામાં આવેલુ પણુ **અ** ના ઉપર ફક્ત પ્રોસેસ કાહાડવામાં આવ્યું હતુ અને તેથી તેની તપાસ ચાલતાં **બ.** જે પકડાએલો નહી હતો તેને તોહોમતવાળા તરફથી સાક્ષીમાં રજુ કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યુંછે કે તેની સાહેદી પુરાવમાં દાખલ કરવા લાયકછે. ૧૦ કલકતા લો. રી. ૫૫૩.

૧૩—તોહોમતવાળાની તપાસ કરતાં તોહોમતવાળાએ જુબાની જે ભાષામાં આપી હોય તે ભાષામાં અને બની શકે ત્યાંસુધી તેના બોલેલા શબ્દોમાં લખી લેવી જોઇએ. ૨૪ વી. રી. ૫૪.

૧૪—કેદીએ પોતાની જુબાની હીંદુસ્તાનીમાં આપેલી પણું માજીસ્ટ્રેટે તે ઇંગ્રેજીમાં લખી લીધેલી હતી અને તે જુબાનીની નીચે તે સાક્ષીને વાંચી બતાવવામાં આવેલી છે અને તે સાચી છે એમ તેણુ કબુલ કરેલુ છે એવું લખેલુ છે તે જો કે તદન સંતોષકારક નથી. કારણુ કે હીંદુસ્તાનીમાં કેદીએ જે કહેલુ અને જે સખસે તે ઇંગ્રેજીમાં લખી લીધેલુ તેને સાક્ષી તરીકે તપાસવામાં આવ્યો નથી તોપણુ ફો. કા. ચ. રી. બા કાયદાના ઠરાવ પ્રમાણે તે જુબાની બરોબર છે એમ ગણી દાખલ કરવામાં આવેલી છે અને તે કાયદાની કલમ ૮૦ પ્રમાણે જુબાનીની નીચે જે લખવામાં આવેલુ છે તે જુબાનીમાં બતાવેલી હકીકતના પુરાવ તરીકેછે અને તેથી તે તરજુમો સાચો છે એમ કેટલોક પુરાવ થાયછે. ૨૨ વી. રી.૨

૧૫—જુઠા સોગનના કામમાં તોહોમતવાળાને દીવાની કોર્ટે પોતાની રૂબરૂ તપાસતાં જે સાહેદી તેણે આપેલી હોય તેની નોંધ તે કોર્ટે કરેલી ના હોય અને જો તે સાહેદી જે ભાષામાં તે કોર્ટમાં આપવામાં આવી હોય તે ભાષામાં લખી લેવામાં આવી હોય તો તેથી તે જુબાનીઓ રદ થતી નથી. ૯ વી. રી. ૬૯.

૧૬—જુઠી સાહેદી આપ્યાના કામમાં માજીસ્ટ્રેટની રૂબરૂ તોહોમતવાળાએ જે કહેલું તે સાબેત કરવાને તેમનું લખેલુ ઇંગ્રેજી પ્રોસીડીંગ રજુ કરવામાં આવેલું છે તે કાગળ જે ભાષામાં તોહોમતવાળાએ જુબાની આપેલી અગર જે ભાષા તે સમજતો હતો તે ભાષામાં તેને સમજાવવામાં આવ્યો નથી. તેમ ફો. કા. ની કલમ ૩૩૯ પ્રમાણે તોહોમતવાળાની રૂબરૂ તે વાંચવામાં આવેલો નથી તેમાં ઠરાવેલું છે કે સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ ની કલમ ૯૧ પ્રમાણે માજીસ્ટ્રેટે પોતાની રૂબરૂ કેદીએ જે કહેલું તે ઇંગ્રેજીમાં લખી લીધેલુ તે કાયદેસર પુરાવ નથી. જુઠા સોગનના આરોપોનો આધાર જે સખસના ઉપર આરોપ રાખવામાં આવેલો હોય તે સખસે જે શબ્દો વાપર્યા હોય તે બરોબર શબ્દો ઉપર સખતાઇથી રહેવો જોઇએ અને જે પુરાવ ઉપરથી તે શબ્દો બરોબર નીકળતા ના હોય તે પુરાવ ઉપરથીજ ગુન્હાની સાબેતીનો ઠરાવ કરવો તે નીર્ભય નથી. ૨૩ વી. રી. ૨૮.

૧૭—ન્યાયની રૂઇના કામમાં સને ૧૮૭૭ નાં દીવાની કાયદા ૧૦ની કલમ ૧૮૨ તથા ૧૮૩ પ્રમાણે ચાલવામાં આવ્યું ના હોય તો તે રીતી વીરૂદ્ધ થાય છે અને તેથી તેવી જુબાનીની રૂઇએ જુઠી સાહેદી આપ્યાના આરોપ બાબત તોહોમતવાળાની જુબાની પુરાવમાં દાખલ કરવા લાયક રહેતી નથી અને સને ૧૮૭૨ ના પુરાવ આકટ ૧ લા ની કલમ ૯૧ પ્રમાણે તે જુબાની બાબત બીજો કાંઇ પુરાવ દાખલ કરવા લાયક નથી. ઈ. લો. રી. ૬ કલકતા. ૭૬૨–૮ કલકતા. લો. રી.૨૯૨.

૧૮—ફો. કા. ચ. રી. ના કાયદાની ક-

લમ ૩૬૬ પ્રમાણે કમીટ કરનાર અમલદારની રૂબરૂ કેદીએ આપેલી જુબાનીનો તે કેદીના વીરૂધ્ધ ઉપયોગ કરતા પહેલાં તે કાયદાની ક-લમ ૨૦૫ પ્રમાણે ચાલવું જોઈએ અને તે કમીટ કરનાર અમલદારે તે જુબાની ઉપર પોતાની સંપુર્ણ સહી કરવી જોઈએ. ૧૫ વી. રી. ૮૩.

૧૯—જ્યારે માજીસ્ટ્રેટે કેદીને તપાસેલો હોય ત્યારે કેદીએ તપાસમાં કહેલી હકીકત સંપુર્ણ રીતે એવી રીતે લખવામાં આવી ના હોય કે જેથી ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૦૫ પ્રમાણે ચાલો તેમાં આવી જાય તો કલમ ૩૬૬ પ્રમાણે બીજા પુરાવ સીવાય સેશન કોર્ટની રૂબરૂ તપાસમાં તે જુબાની પુરાવમાં આપી શકાતી નથી. ૨ મુંબાઈ. ૪૧૯—૪૨૧ તથા ૪૨૨.

૨૦—એકાદા માજીસ્ટ્રેટની રૂબરૂ કેદીએ હકીકત કહેલી હોય અને તે ઉપર માજીસ્ટ્રેટે સહી કરેલી હોય તોપણ ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૦૫ માં ઠરાવ્યા પ્રમાણે તેમાં સર્ટીફીકટ ના હોય તો તે હકીકત તે કાયદાની કલમ ૩૬૬ ના હેતુ પ્રમાણે તે તપાસનો પ્રથમ દર્શનીક પુરાવ થતો નથી અને જો માજીસ્ટ્રેટની રૂબરૂ કેદીએ હકીકત કહેલી છે એવું બતાવવાને જો બીજો પુરાવ આપવામાં આવે નહી તો સેશનમાં તે હકીકત પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી. ૧૪ વી. રી. ૧૦.

૨૧—એક ડીપોટી માજીસ્ટ્રેટે ડાકાઇટીના આરોપની તપાસ કરવાને કેટલાક કેદીઓને કમીટ કરેલા હતા. તેમાંના કેટલાક કેદીઓને તેડી પોલીસ માજીસ્ટ્રેટની રૂબરૂ કબુલતો આપેલી હતી પરંતુ તે માજીસ્ટ્રેટે કેદીની તપાસ લખી લીધી નહી હતી અગર ફો. કા. ચ. રી. ના કા. ની કલમ ૨૦૫ પ્રમાણે તે ઉપર તેમણે સહી કરી નહી હતી તેથી ડીપોટી માજીસ્ટ્રેટે કેદીઓની કરેલી તપાસ પુરાવમાં દાખલ કરવાને તથા ડીપોટી માજીસ્ટ્રેટ ઉપર સમન્સ કરીને તે બાબતમાં તેની સાહેદી લેવાને તપાસ બંધ રાખવાને સેશન જડજે ના કહી. તેમાં ઠરાવ્યુ છે કે તે કેદીઓની તપાસ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૩ બં. લો. રી. ૫૯-૧૨ વી. રી. ૪૪.

૨૨—તોહોમતવાળાની તપાસ માજીસ્ટ્રેટની રૂબરૂ થએલી હોય તે સેશન કોર્ટમાં કાયદેસર પુરાવ કરવાને તે ઉપર માજીસ્ટ્રેટની સહી કરતાં કાંઈક વધારે હોવાની જરૂર છે. ફો. કા. ચ. રી. ના. કાયદાની કા. ૨૦૫ પ્રમાણે માજીસ્ટ્રેટના હાથથી એટલે તેમની સહીવાળુ સર્ટીફીકટ હોવુ જોઇએ. ૪ વાખ્યપ્રાંત ૧૬—૭ વી. રી. ૪૯—૧૫ વી. રી. ૬૩.

૨૩—માજીસ્ટ્રેટની સહી તે આવી તપાસની બાબતમાં પ્રથમ દર્શનીક પુરાવ છે અને તે પ્રોસીડીંગ રીતીપુર્વક છે એમ અનુમાન કરવાનુ છે. ૧૧ વી. રી. ૨૯—૭ બં. લો. રી. ૬૭—૨ મુંબાઇ ૧૩૧.

૨૪—સાક્ષીની વધારે તપાસ શા કારણથી ચાલેલી નહી તે ઉપર માજીસ્ટ્રેટની સહી હોય તો તે સહી તે હકીકતનો પ્રથમ દર્શનીક પુરાવ છે અને તે જ્યુરીની રૂબરૂ રજુ થઇ શકે છે. ૧૨ વી. રી. ૫૧.

૨૫—માજીસ્ટ્રેટની રૂબરૂ તોહોમતવાળાની તપાસ થએલી હોય તે પાછળથી સેશનકોર્ટમાં થએલી તપાસમાં પુરાવમાં વાંચવામાં આવે તો તે તમામ તપાસ વાંચવી જોઇએ. ૫ મદ્રાસ ૪.

૨૬—માજીસ્ટ્રેટની રૂબરૂ કરેલી કબુલતો વાંચી બતાવવાને અને તે કબુલતો

દાખલ કરવાને કાંઇ હરકત છે કે નહીં એવું કેદીઓને પુછવાને સેશન જડજને જરૂર નથી. માજીસ્ટ્રેટની રૂબરૂ કેદીઓની તપાસ થએલી હોય તો તે પુરાવામાં દાખલ કરવાની છે અને માજીસ્ટ્રેટની સહી તે હકીકત વીશેનો પ્રથમ દર્શનીક પુરાવ છે ૧૪ વી. રી. ૯

૨૭—ઈ. લો. રી. ૮ કલકતા ૬૧૮ ના ફેંસલાના આધારથી ઠરાવેલું છે કે સ્વાલ તથા જવાબો લખી લેવાગાં આવેલા નથી તેથી તોહોમતવાળાને હરકત થએલી નથી. સબબ સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કા. ૫૩૩ પ્રમાણે પુરાવ લેવાની જડજને જરૂર નથી. માટે કબુલતની રૂઇએ ગુન્હાની સાબેતીનો ઠરાવ કરેલો છે તે મંજુર રાખવો જોઇએ. ઇ. લો. રી. ૧૪૦ કલકતા ૫૩૯.

૨૮—તોહોમતવાળો પેરામાં હતો તે વખતે કલકતામાં પોલીસની રૂબરૂ તપાસ ચાલતાની દરમીઆનમાં એક માજીસ્ટ્રેટની રૂબરૂ મેં મારા બાપનું ખુન કરેલું છે એવી તેણે કબુલત આપી. તોહોમતવાળો ઇંગ્રેજીમાં બોલતો હતો અને સમજતો હતો. અને માજીસ્ટ્રેટે તેને ઇંગ્રેજીમાં સ્વાલ પુછ્યા અને તેના જવાબ કેટલીક વખતે ઇંગ્રેજીમાં આપ્યા અને કેટલીક વખત બંગાળીમાં આપ્યા. જ્યારે ઇંગ્રેજીમાં આપવામાં આવ્યા ત્યારે તે ઇંગ્રેજીમાં લખી લેવામાં આવ્યા હતા અને બંગાળીમાં આપવામાં આવેલા ત્યારે પણ ઇંગ્રેજીમાં લખી લેવામાં આવ્યા પણ તે ઇંગ્રેજીમાં તેને વાંચી બતાવવામાં આવેલા અને તેણે કબુલ કરેલું છે કે જે મેં કહેલું તેનો અર્થ છે અને તેણે માજીસ્ટ્રેટની રૂબરૂ તે કબુલત ઉપર સહી કરેલી છે અને હમેશાંની રીતી પ્રમાણે માજીસ્ટ્રેટે તે કબુલત સાથે સર્ટીફીકટ જોડેલું છે. આ કબુલત લેવામાં માજીસ્ટ્રેટ ફો. કા. ચ. રી. ના કા. કલમ ૧૬૪ અને ૩૬૪ પ્રમાણે ચાલે છે. પુરાવ આકટની કલમ ૮૦ પ્રમાણે તે કબુલત દાખલ કર્યા પછી થએલી તપાસમાં માજીસ્ટ્રેટને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા છે તેથી તેમણે જે ભાષામાં કબુલત લીધેલી અને જે રીતે તે લખી લેવામાં આવેલી તે ઉપર બતાવેલી હકીકત પ્રમાણે પોતાની જુબાનીમાં લખાવેલું છે. તેમાં બંગાળીમાં જવાબ આપવામાં આવેલા પણ તે ઇંગ્રેજીમાં લખી લેવામાં આવેલા તેથી તે કબુલત દાખલ કરવા લાયક નથી કે કેમ એ વીશે ફુલબેંચને પુછતાં ઠરાવવામાં આવ્યું છે કે પોલીસની તપાસ ચાલતાની દરમીઆનમાં જે હકીકત લખી લેવામાં આવી હોય તેને સદરહુ કલમ ૧૬૪ લાગુ થતી નથી તોપણ ઠરાવેલુ છે કે માજીસ્ટ્રેટની સાહેદી લેઇને પુરાવ આકટની કા. ૨૬ પ્રમાણે તે કબુલત દાખલ કરેલી છે તે બરોબર છે. ઈ. લો. રી. ૧૫ કલકતા ૫૯૫.

## સોબતી.

૨૯—શોબતી સાક્ષીઓની સાહેદી અગત્યની વીગત બાબત પ્રત્યંતરી પુરાવની જરૂર છે એ વીશે વીચાર બતાવેલા છે. ઇ. લો. રી. ૯ અલ્હાબાદ ૫૨૩.

## ગુન્હાની સાબેતીના ઠરાવો પ્રથમ થએલા તે.

૩૦—ગુન્હાની સાબેતીના ઠરાવો પ્રથમ થએલા હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૯૭ વી. રી. ૭—૮ વી. રી. ૧૧. ઘણીખાસ હકીકત હોવા સીવાય જો કેદી ચોરીના ગુન્હાનો ગુન્હેગાર ઠરેલો હોય તો કેટલી સીક્ષા કરવી તેનો નીર્ણય કરવાને પ્રથમના ગુન્હાની સાબેતીના ઠરાવો ઉપયોગમાં લેવાનો યોગ્ય હેતુ છે. ૬ બં. લો. રી. ૧૫—૧૫ વી. રી. ૫૩ તથા ૫૨.

૩૧—પુરાવ આકટની કલમ ૫૪ પ્રમાણે

તમામ કામોમાં ગુન્હાની સાબેતીનો ઠરાવ પ્રથમ થએલો હોય તે તોહોમતવાળા વીરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયકછે. ઇ. લો. રી. ૧૪ કલકતા ૭૨૧.

**મરણ વખતે કહેલી હકીકતો.**

૩૨—તમામ ફોજદારી કામોમાં મરણ વખતે કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક છે પરંતુ તે દાખલ કરવાને જે સરતો છે તે સરતો પ્રમાણે ચાલેલુ હોવું જોઈએ અને જે સખસને ઈજા થએલી હોય તે સખસના મોતનીજ ફકત બાબત તપાસ ચાલતી હોય તેવાજ કામોમાં તે ફકત દાખલ કરવા લાયકછે એમ નથી તે હકીકત કહેતી વખતે મરનાર સખસની હાલત વીશેનો પુરાવ હોવો જોઇએ. મરણ વખતે કહેલી હકીકત લખી લેનાર માજીસ્ત્રેટે મરણ નજીક આવેલું છે તે વખતમાં તે સખસની જે માહીતી અગર માનવું હોય તેને લગતા સ્વાલનો જવાબ લખી લેવો જોઇએ. ૩ વાબ્યપ્રાંત ૨૧૨.

૩૩—મરનાર સખસે અમુક હકીકત ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૭૧ પ્રમાણે મરતી વખતે કહેલી હકીકત તરીકે કહેલીછે તે પ્રમાણે દાખલ કરવા લાયક છે કે નહી તેનો નીર્ણય કરવામાં તે હકીકત કહેનાર પોતાનુ મરણ નજીક આવી પોહોચેલુ છે એવી ધાસ્તી પોતે માનતો હતો કે નહીં એ બાબત ઉપર સેશન જડજે લક્ષ આપવુ જોઇએ. આવી હકીકત વીશે જે સખસો પોતાની જાતીકી માહેતી ઉપરથી બોલી શકતા ના હોય તે સખસોની સાહેદી દાખલ કરવી નહી જોઇએ અને તેવી હકીકત કહેનાર મરનાર સખસના ખુનના આરોપનો તોહોમતવાળો ગુન્હેગાર છે કે નહી તેનો નીર્ણય કરવામાં જે તારીખે તે ખુન થએલુ હોય તે તારીખે જે હકીકત બનેલી હોય તે હકીકતનોજ કોર્ટે તપાસ કરવો જોઈએ. ૧૦ વી. રી. ૧૧.

૩૪—મરણ વખતનુ કહેવું પુરાવમાં દાખલ થઇ શકે તે પેહેલાં એમ સ્પષ્ટ માલમ પડેલુ હોવું જોઇએ કે જે સખસે તે હકીકત કહેલી છે તે કહેતી વખતે એમ જાણતો હતો અથવા માનતો હતો કે હું મરૂંછું અથવા માહારે મરવાનો સંભવ છે. માજીસ્ત્રેટના કાગળો ઉપરથી સેશન જડજના જોવામાં એમ આવે કે અમુક કહેલી હકીકત મરણ વખતે કહેલી છે એવુ સાબેત થઇ શકે તેવો પુરાવ છે તો તેગણે તે પુરાવ મંગાવવો જોઇએ. જે કામોમાં મરણ વખતે કહેલી હકીકત હોય તે તમામ કામોમાં તે હકીકત વીશે માજીસ્ત્રેટે ફરીઆદીને તપાસવો જોઇએ અને સ્વાલ અને જવાબ જે તેની તપાસમાં થાય તે લખી લેવા જોઇએ. ૧૫ વી. રી. ૧૧.

૩૫—મરનારે પોતાના પડોસીયોની તથા હેડકોન્સટેબલની રૂબરૂ ખુનના કામમાં કહેલી હકીકત સને ૧૮૭૨ ના આકટ ૧ લાની કલમ ૩૨ ની રકમ ૧ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયકછે. તે કલમમાં ઠરાવેલુ છે કે જે સખસે તે હકીકત કહેલી હોય તે કહેતી વખતે તે મરણની આશામાં હોય કીંવા નહીં તોપણ તે હકીકત લગતી હકીકત છે. ૧૯ વી. રી. ૪૪.

૩૬—એકાદ માજીસ્ત્રેટ કમીટ કરનાર ના હોય પણ તેમની રૂબરૂ પ્રતીજ્ઞા ઉપર મરનાર સખસે કહેલી હકીકત લખેલી હોય અને તે ઉપર તેમણે સહી કરેલી હોય પણ મરનારે તે હકીકત કહેલી છે એ વીશે કાયદેસર પુરાવ ના હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૧૧ મું. ૨૪૭.

૩૭—મરનારની મરતી વખતની હકીકત તોહોમતવાળાની રૂબરૂ લેવી જોઇએ અને જો તે પ્રમાણે લેવામાં આવી ના હોય તો

તે કહેલી હકીકત સાબેત કરવાને તે વીશેનું લખત સાબેત થઇ શકતુ નથી. તે હકીકત જે સખસે સાંભળી હોય, તેનાથી સાધારણ રીતે સાબેત થઈ શકે છે. અને તે લખતનો ઉપયોગ તે સાક્ષીની યાદદાસ્ત તાજી કરવાને થઇ શકે છે. ઇ. લો. રી. ૮ કલકતા ૨૧૧–૧૦ કલકતા લૉ રી. ૧૧.

૩૮—તોહોમતવાળા ઉપર શીક્ષણીય મનુષ્ય વધનો આરોપ રાખવામાં આવેલો તેમાં એવો સવાલ હતો કે મરનારને મારવા ગયાથી તે મરણ પામેલો છે કે નહી. તેમાં ઠરાવેલુ છે કે મરનારે જે એવી હકીકત કહેલી છે કે મને તોહોમતવાળાએ મારેલો હતો તે કહેવું તે કહેતી વખતે તે મારવાથી આવો નાશવંત અસર થશે એમ તે મરનાર સમજતો હતો એ વીશેના પુરાવ સીવાય પુરાવ આકટની કલમ ૩૨ પ્રમાણે દાખલ કરવા લાયક છે. ૬ કલકતા લો. રી. ૨૭૮.

૩૯—એક ખુનના આરોપની તપાસમાં એમ માલમ પડયુ કે મરનાર ઓરતને તેના મરતા પહેલાં થોડીવાર ઉપર તેને કેવી રીતે ઈજા થઇ અને માર મારવામાં આવેલો તે વીશે જુદાં જુદા સખસોએ પુછેલું પણ તે વખતે તે બોલી શકે તેવું નહી હતું પણ તે સમજમાં અને ચાળાથી બતાવી શકે તેવી હતી તેથી મરનારને જે સવાલો પુછવામાં આવેલા અને તેણીએ જવાબમાં જે ચાળા બતાવેલા તે સાબેત કરવાને ફરીઆદ તરફથી પુરાવ આપવામાં આવેલો છે. તેમાં ઠરાવેલુ છે કે તે સવાલો તથા ચાળાનો એકઠો વીચાર કરતાં પુરાવ આકટની કા. ૩૨ ના હેતુ પ્રમાણે તે ઓરતે પોતાના મરણ વીશે મુખજુબાનીથી હકીકત કહેલી છે એમ યોગ્યરીતે ગણી શકાય છે માટે તે કલમ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૭ અલ્હાબાદ ૩૮૫.

૪૦—મરનાર સખસનું મરતી વખતનુ કહેવું તે બળાત્કાર સંભોગના તોહોમતમાં પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૬ વી. રી ૭૫.

૪૧—મરનાર સખસનું મરતી વખતનુ કહેવું દાખલ કરવા લાયક છે માટે તે સેશનના કાગળોના ભાગ તરીકે ગણવું જોઇએ. ૯ વી. રી. ૨–૧૧ વી. રી. ૨.

### ચોરાએલી મીલકત.

૪૨—જુબાની આપનાર શાક્ષીઓની નજરે જે ચીજો આવેલી ના હોય તે ઓળખવામાં આવે તો તે તોહોમતવાળા વીરૂદ્ધ તે ચીજો તોહોમતવાળાના કબજાનમાં હતી એવો પુરાવ થતો નથી. ૮વી. રી. ૧૬.

૪૩—ચોરેલી મીલકત રાખ્યાનો અગર લીધાનો ગુન્હો બનવાને તોહોમતવાળાના કબજામાં તે મીલકત આવી તે પેહેલો તોહોમતવાળા સીવાય બીજા કોઇ સખસના કબજામાં તે મીલકત હતી એવો કાંઇક પુરાવ હોવો જોઇએ. ઇ. લો. રી. ૧૫ કલકતા પાનું.૫૧૧.

## ફરી તપાસ.

### પુરાવ તથા સાક્ષીઓ.

૧—જે કામમાં કાયદા પ્રમાણે અપીલ ચાલતી ના હોય તે કામમાં ઘણા ખાસ કારણ શીવાય હાઇકોટ ફરી તપાસનીકોર્ટ તરીકે અપીલ કોર્ટનો અખત્યાર વાપરતા નથી.પણ જે કામમાં ખાસકારણ હોય જેમકે ગુન્હાની સાબેતીના ઠરાવને કોઇ રીતે પુષ્ટી થતી ના હોય તે. ફો. કા.ચ.રી.ના કાયદાની કલમ૪૩૯ પ્રમાણે હાઇકોર્ટ કુલ અખત્યાર વાપરે છે અને ગુન્હાની સાબેતીનો ઠરાવ તથા શીક્ષાનો હુકમ ફેરવે છે. ઈ. લો. રી. ૮ મુંબાઇ ૧૯૭–૨૫ વી. રી. ૧૦ ૩ બં. લો. રી. ૫૦–૧૨ વી. રી. ૪૦. ઇ. લો. રી. ૬ અલ્હાબાદ ૯૮. ૪ મુંબાઈ ૨૫.

૨—પુરાવનુ વજન કરવામાં તથા તેની તપાસ કરવામાં ઘણી ગડબડ થએલી હોય તો હાઇકોર્ટ જુના કાયદા પ્રમાણે તે કામમાં હાથ ઘાલતા હતા. ઇ. લો. રી. ૨ અલ્હાબાદ ૩૩૬. પણ ફક્ત પુરાવની બુજ કરવામાં ચુક થએલી હોય તો હાઇકોર્ટ તેમાં હાથ ઘાલતી નથી. ૧૧ મુંબાઈ ૧૨૫ ઇ. લો. રી. ૨ મદ્રાસ ૩૮–૫ મદ્રાસ ૧૦.

૩—જો હાઈકોર્ટનો એવો નીશ્ચે થાય કે માજીસ્ટ્રેટે કાયદા વીરૂદ્ધ અને અઘટીતરીતે પુરાવનુ કમી વજન કરેલું છે તો ફરી તપાસમાં ફકત હાયકોર્ટ હાથ ઘાલે છે. ઈ. લો. રી. ૫ અલ્હાબાદ ૧૬૧.

૪—જે પુરાવ ઉપરથી સને ૧૮૭૨ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૫૨૧ પ્રમાણે માજીસ્ટ્રેટ એમ ઠરાવે કે કામ આગળ ચલાવવાનુ નથી તો તે પુરાવનો વીચાર ફરી તપાસની કોર્ટ તરીકે હાઇકોર્ટ કરતા નથી. ૧ કલકતા લો. રી. ૪૮૬.

૫—એક બીજા વીરૂદ્ધ પુરાવ હોય તે ઉપર આધાર રાખનાર હકીકતના સવાલોનો જડજે વીચાર કરી પોતાનો અભીપ્રાય આપ્યો હોય તો તેવા કામો ફરી તપાસમાં જોવાનાં નથી. ૨૦ વી. રી. ૪૦–૧૫ વી. રી. ૮૬.

૬—એકાદા માજીસ્ટ્રેટે સાક્ષીઓ સાંભળેલા હોય અને બીજા માજીસ્ટ્રેટે સાક્ષીઓ સાંભળ્યા ના હોય તેમની વચ્ચમાં પુરાવના સવાલ વીશે જુદા જુદા અભીપ્રાય થાય તો તે કારણ ફરી તપાસનો અખત્યાર વાપરવાને હાઇકોર્ટને થાય છે એમ થતુ નથી. ૨૩ વી. રી. ૬૪–૨૪ વી. રી. ૬૦–૨૫ વી. રી. ૬૧–૧૮ વી. રી. ૩.

૭—ઘણો અગત્યનો પુરાવ તોહોમતવાળાએ આપવા માંડયો હોય પણ તે લેવામાં આવ્યો ના હોય તેથી તોહોમતવાળાને હરકત થએલી છે એમ ઠરાવવામાં આવે તો સને ૧૮૭૨ ના ફો. કા. ચ. રી. ના. કાયદાની કલ. ૨૯૭ પ્રમાણે હાઇકોર્ટને હાથ ઘાલવાનુ કારણ થતુ હતુ. ૨૪ વી. રી. ૬૦.

૮—ફરીઆદ તરફનો જે પુરાવ સેશન જડજની રૂબરૂ રજુ થઇ શકે તેવો હતો તે તમામ રજુ કરવામાં આવ્યો નથી. તેથી હાયકોર્ટને ફરી તપાસ કરવાનુ કારણ થતુ નથી. ફો. કા. ચ. રી. ના. કાયદાની કલમ ૨૯૭ માં અગત્યની ચુક એવા શબ્દોછે તેમાં પુરાવની બુજમાં ચુક થએલી હોય તેનો સમાસ થતો નથી. તે કલમ ૨૯૭ ની રકમ ૧ પ્રમાણે ગુન્હાની સાબેતીના ઠરાવ ઉપર અપીલ કરવામાં આવેલી હોય તે સીવાય હાયકોર્ટ હકીકતનો ઠરાવ રદ કરી શકતા નથી. ઈ. લો. રી. ૨ મદ્રાસ ૩૮.

૯—બચાવ તરફના એક સાક્ષીએ એવું કહેલું કે ફરીઆદ તરફનો એક સાક્ષી અમુક વખતે અને અમુક જગોએ નહી હતો તેથી તે ફરીઆદ તરફનો સાક્ષી જે એમ કહેછે કે બીજી જગોએ હું હતો અને તોહોમતવાળાને મેં જોયા હતા એમ બની શકતુ નથી એવું બચાવ તરફના સાક્ષીનું કહેવું દાખલ કર્યા પછી જ્યુરી પાસેથી ખેંચી લેવામાં આવ્યું તે માં હાઇકોર્ટે ફરી તપાસ કરવાનો હુકમ કરેલો છે. ૧૧ મુંબાઇ ૧૬૬.

૧૦—પુરાવનો ખોટો વીચાર કરવો તે સને ૧૮૬૧ના ફો. કા. ચ. રી. ના કાયદાની કા. ૪૨૬ અને ૪૩૫ના હેતુ પ્રમાણે ખામી અગર ગેરસીરસ્તે થાય છે. ૭વી. રી. ૭.

૧૧—જ્યારે અપીલકોર્ટની નજરમાં એમ આવેકે કાયદા વીરૂદ્ધ પુરાવ દાખલ કરેલોછે ત્યારે તે કોર્ટે એમ વીચારવું જોઈએ કે તેવા પુરાવથી જ્યુરીના મનમાં હરકતકારક અસર થાય તેવું સંભવ છે કે નહીં અને

તેવો સંભવ છે એમ જો કોર્ટના અભીપ્રાયમાં આવે તો જાણે તે કામની તપાસ સેશન જડજે આસેસરોની મદદ સાથે કરેલી છે એમ કોર્ટને ગણવાનું છે. ૯ મુંબાઇ ૪૭.

૧૨—સને ૧૮૭૨ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૪૯ પ્રમાણે જે કામમાં સેશન જડજને એવો નીર્ણય કરવો પડે કે માજીસ્ટ્રેટની રૂબરૂ આરંભની તપાસમાં લેવાએલી જુબાનીઓ સેશનકોર્ટની રૂબરૂની સુનાવણીમાં પુરાવ ગણવી કે નહી તો તેમાં હાઈકોર્ટ અપીલમાં ફરી વીચાર કરી શકે છે. ૧૧ મુંબાઈ ૨૯૧.

૧૩—સને ૧૮૬૧ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૦૫ પ્રમાણે કેદીની તપાસ સંપુર્ણરીતે માજીસ્ટ્રેટે લખી લીધી ના હોય અને તેથી તે પુરાવમાં દાખલ કરવા લાયક ના હોય પણ ગુન્હાની સાબેતીના ઠરાવની પુષ્ટીમાં જોઈતો બીજો પુરાવ હોય તો તે કેદીની તપાસ સેશનકોર્ટે દાખલ કરી હોય તો તેથી ફરી તપાસમાં તે કામની તપાસ રદ કરવાને કારણ બનતુ નથી. ૨ મુંબાઇ ૪૧૯ તથા ૪૨૧ અને ૪૨૨.

૧૪—જે કામમાં માજીસ્ટ્રેટે પુરાવ ઇંગ્રેજીમાં લખી લીધો હોય પરંતુ તે પુરાવવાળી જુબાની સાક્ષી જે ભાષા સમજતો હોય તે ભાષામાં વાંચી બતાવી છે એવો તે નીચે શેરો કરેલો ના હોય તો તેથી તોહોમતવાળાને અગત્યની રીતે હરકત થાય છે માટે કોર્ટ તેમાં હાથ ઘાલે છે. ૮ વી. રી. ૬૩

૧૫—સને ૧૮૬૧ ના ફો. કા. ચ. રી. ના કાયદા પ્રમાણે જમીનની તકરાર શરૂ થએલી પણ સને ૧૮૭૨ ના કાયદા પ્રમાણે તે જારી હતી. અને તે કાયદાની કલમ ૩૩૪ અને નીચેની કલમોમાં ઠરાવ્યા પ્રમાણે પુરાવ લખી લેવામાં આવેલો નહી તેથી ફરી તપાસમાં કોર્ટે હુકમ રદ કરેલો છે. ૨૦ વી. રી. ૧૪.

૧૬—ઠરાવવામાં આવ્યું છે કે આસીસ્ટંટ એજંટની તરફથી તોહોમતવાળાને હરકત થાય અને ગેરઈનસાફ થાય એવી ચુક અને ગેરસીરસ્તે થએલુ ના હોય તો ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૪૨૬ અને ૪૩૯ પ્રમાણે ગુન્હાની સાબેતીનો ઠરાવ ફેરવવામાં આવે તે બરોબર નથી. ૬ મદ્રાસ ૪૫.

૧૭—બચાવ પુરો થયા પછી ફરીઆદ તરફનો એક સાક્ષી તપાસવામાં આવેલો છે પણ તે બાબતની કેદીને નોટીસ આપેલી હતી. તેથી કેદીને પોતાના બચાવમાં હરકત થએલી નથી. માટે હાઇકોર્ટે તે કામમાં હાથ ઘાલવાને ના કહેલી છે. ૧૩ વી. રી. ૩૬ તથા ૧૫.

૧૮—ફરીઆદીને તપાસમાં આવેલો ના હોય અને તેની તપાસ લખી લેવામાં આવી ના હોય તો તેથી જ્યાં સુધી એમ જણાય નહી કે ફરી તપાસ કરવાથી જુદો પરીણામ થાય તેવું છે ત્યાં સુધી હલકા કામોમાં હાઇકોર્ટ હાથ ઘાલે તેવું ગેરસીરસ્તે થતું નથી. ૧૭ વી. રી. ૩૭.

૧૯—એક કામમાં માજીસ્ટ્રેટે તોહોમતવાળા ગુન્હેગાર નથી એમ ઠરાવતાં પહેલાં ફરીઆદીના તમામ સાક્ષીઓ તપાસેલા નહીં તેથી કોર્ટે ફરી તપાસમાં તે કામની વ્યવસ્થા કરેલી છે. ૨૪ વી. રી. ૬૨-૧૩ વી. રી.૩૫

૨૦—તોહોમતવાળા સાથે તેના સાક્ષીઓ હાજર નહી હતા તેમ છતાં તોહોમતવાળાએ તે સાક્ષીઓ ઉપર સમન્સ કરવાને માજીસ્ટ્રેટને અરજ કરી નથી તો તેથી તોહોમતવાળાને હરકત થએલી નથી એમ ઠરાવેલુછે માટે ફરી તપાસમાં હાઈકોર્ટ હાથ ઘાલતા નથી. ૧૧ વી. રી. ૧૫.

૨૧—ઠરાવેલુ છે. કે સને૧૮૬૧ ના ફો. કા. ચ. રી ના કા. ૩૬૬ પ્રમાણે તપાસ બંધ રાખવી કે નહી અગર કોઇ સાક્ષીને સમન્સ કાહાડવો કે નહીં એ વીશેનો કુલ અખત્યાર જડજનો તદન છે માટે હાયકોર્ટ ફરી તપાસની કોર્ટ તરીકે હાથ ઘાલતા નથી. અગર નવી તપાસ કરતા નથી. ૩ બં. લો. રી. ૫૯–૧૨ વી. રી. ૪૪.

૨૨—પ્રથમની તપાસમાં સાક્ષીઓએ સાહેદી આપેલી તે પાછળની તપાસમાં તે સાક્ષીઓને ફરી તપાસવાને બદલે સદરહુ સાહેદીનો પુરાવ કેદીઓની સ્પષ્ટ અરજ ઉપરથી વાંચી બતાવવામાં આવ્યો અને તે ઉપયોગમાં લીધો માટે હાઈકોર્ટે કામ ચલાવવાની રીતીમાં કેદીઓને હરકત થાય તેવું ગેરસીરસ્તે થએલું નથી એમ ઠરાવીને હાથ ઘાલવાની ના કહેલી છે. ૧૩ વી. રી. ૪૦.

૨૩—જે સાક્ષીઓની જુબાનીઓ માજીસ્ટ્રેટે લીધેલી તે સાક્ષીઓને ઉલટ તપાસ કરવાને જડજે તોહોમતવાળાને પરવાનગી આપી નહી પણ તે પૂરાવ તપાસમાં છોડી દેવામાં આવ્યો હતો માટે ફરી તપાસ કરવાનુ કારણ થતુ નથી. ૫ મું. ૮૫.

૨૪—ફરીઆદ તરફના સાક્ષીઓની ઉલટ તપાસ કરવાના કારણુસર તે સાક્ષીઓને ફરી બોલાવવાને ડીપોટી માજીસ્ટ્રેટે ના કહેલી છે તો હાયકોર્ટ પોતાનો નીગેબાની અને ફરી તપાસ કરવાના સામાન્ય અખત્યાર પ્રમાણે તુરત દુરસ્ત કરી શકે છે. ૧૯ વી. રી. ૫૩.

૨૫—જે કામમાં એમ માલમ પડે કે ફરીઆદીની જુબાની સોગન ઉપર લેવામાં આવી નથી અગર માજીસ્ટ્રેટની રૂબરૂ થએલી નથી અને તે જુબાનીમાં તોહોમત અથવા કોઇ પ્રકારના પુરાવ વીશે કહેલુ નથી. તો હાયકોર્ટ પોતાનો ફરી તપાસનો અખત્યાર વાપરી ગુન્હાની સાબેતીનો ઠરાવ રદ કરે છે. ૨૦ વી. રી. ૫૫

## પુરાવનો બોજો.

### સુલેહ રાખવાના મુચરકા.

૧—જે સખસે સમન્સ કઢાવેલા હોય તે સખસને સીર પ્રતીવાદી સુલેનો ભંગ કરે એવો સંભવ છે એમ સાબેત કરવાનો બોજોછે. ૪ બં. લો. રી. ૪૬–૧૨ વી. રી. ૬૦.

## જુઠો પુરાવ.

૧—એકાદા સખસને તપાસવામાં આવે તે દરમીઆનમાં તેની કહેલી હકીકત ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવવામાં આવે તે પેહેલાં એમ જોવું જોઈએ કે તેણે તે કહેલી હકીકત જાણી બુજીને કહેલી છે અને તે લખી લેવામાં આવી છે અને તે લખી લીધા પછી તેને તે બતાવવી જોઇએ અગર વંચાવવી જોઇએ અને તે તપાસ નીચે માજીસ્ટ્રેટની સહી જોઇએ અને તે સાથે તેમના હાથનુ લખેલુ સર્ટીફીકેટ જોઈએ. ૭ વી. રી. ૪૯. ૨૩ વી. રી. ૨૮.

૨—જુઠી સાહેદી આપ્યાના કામમાં ખરો નીયમ એવો છે કે જે હકીકતનો પુરાવ સાચો માનવામાં આવે તે ઉપરથી ફકત એમ જણાતુ હોય કે તે માનવા લાયક નથી એટલુજ નહી પણ તે અશકય છે તોજ તે ઉપરથી જુઠી સાહેદી બાબત ગુન્હેગાર ઠરાવી શકાય છે. ૧૧ વી. રી. ૨૫.

૩—જે કામમાં પક્ષકાર જુઠી હકીકત કહે અને તે પ્રતીજ્ઞાથી બંધાએલો હોય અને તે કહેવાથી પોતે ગુન્હેગાર થતો હોય તો જુઠી સાહેદીના આરોપ વીશે તે વ્યાજબી રાહે આરોપ થઇ શકતો નથી. ૩ મદ્રાસ ૨૯.

૪—એકાદો સાક્ષી સાચુ કહેવાને પ્રતીજ્ઞા ઉપર બંધાએલો હોય તો પણ જે બાબત વીશે તે પોતે ગુન્હેગાર થાય તેવો

સંભવ હોય અને તેને તે વીશે તપાસવામાં આવે તો માજીસ્ટ્રેટે તેની સ્થીતી તેને સમજાવવી જોઇએ કારણ કે તે પ્રમાણે કરવામાં ના આવે તો ગુન્હા ભરેલો પરીણામ થાય તેવી દેહશતથી અને કાયદાની અજાણતાથી ખરી હકીકત ઇનકાર કરવાને તે લલચાય તો પણ આવી ચેતવણી શીવાય તે જુઠી રીતે ઇનકાર કરે અને તેથી ઇરાદાપુર્વક જુઠી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય તો તે ગુન્હા વીશે સખત શીક્ષા થવાને તે પાત્ર થતો નથી. ૨ કલકતા લો રી. ૧૮૧.

૫—જુઠી સાહેદી આપ્યાની ફરીઆદ ઉપરથી ખોટા ઇરાદાની સાબેતી હોવાની કાયદા પ્રમાણે જરૂર નથી. ઈરાદો સાબેત થાય એટલે તે બસ છે માટે જુઠું કહેવામાં આવ્યુ હોય અને તે જુઠુ છે એમ તોહોમતવાળો જાણતો હોય તો એવું અનુમાન કરવાનુ છે કે તેણે ઇરાદાપુર્વક જુઠી સાહેદી આપી છે. ૫ વાબ્યપ્રાંત ૧૩૩.

૬—કલમ ૧૯૩ પ્રમાણે જુઠી સાહેદીના આરોપની પુષ્ટી કરવાને એમ બતાવવું જોઈએ કે તોહોમતવાળાએ પોતાના જાણવા પ્રમાણે અમુક જુઠી હકીકત ઇરાદાપુર્વક કહેલી છે. ૭ બં. લો. રી. ૬૬, ૧૬ વી. રી. ૪૭.

૭—જુઠી સાહેદી આપ્યાના કામમાં જે જુબાની કહેવામાં આવી હોય તેમાં જુઠી હકીકત છે એમ સાબેત કરવાની જરૂર છે. ૭ વી. રી. ૧૩.

૮—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૯૯ માં એવું કાંઇ નથી કે જેથી જે જડજ અપીલકોર્ટ તરીકે બીરાજેલા ના હોય તે જડજને બીજી કોર્ટની રૂબરૂ આપેલી સાહેદી બાબતના તોહોમતનું તપાસ કરવાને અસલ હકુમત મળે. જે કોર્ટની રૂબરૂ જુઠી સાહેદી આપવામાં આવી હોય તે કોર્ટ સીવાય બીજી કોર્ટ તે વીશે ફરીઆદ ચલાવવાને હુકમ કરી શકતી નથી. જુઠી સાહેદીની ફરીઆદમાં અમુક હકીકત જુઠી કહેલી છે અને અમુક હકીકત જુઠી છે એવો પ્રતક્ષ પુરાવ હોવો જોઇએ. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૫.

૯—એક દીવસે શરૂઆતમાંજ સાક્ષીએ સોગન ઉપર કહ્યુ કે કોર્ટની રૂબરૂ જે કામો આજ આવશે તે તમામ કામોમાં હું સાચુ કહીશ. તેમાં ઠરાવ્યુ છે કે તે સોગન આપતી વખતે તે કામોનાં નામ બતાવવામાં આવેલાં નહી હતાં અને તેજ દીવસે પાછળથી એક દાવો ચાલ્યો તેમાં તેને સોગન આપવામાં આવ્યા નહી હતા તોપણ તેણે તે દાવામાં જુઠી સાહેદી આપી માટે પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે તેને ગુન્હેગાર ઠરાવી શકાય છે. ૨ મદ્રાસ ૪૩.

૧૦—એક હીંદુ ખ્રીસ્તી થએલો હોય અને તેને બાઈબલના સોગન આપવામાં ના આવેતો તે પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે વ્યાજબી રાહે તેને ગુન્હેગાર ઠરાવી શકાય એમ નથી કારણ કે તેવા સોગન આપવામાં આવ્યા ના હોય તો તે સાચુ કહેવાને કાયદેસર બંધનમાં નથી. એકાદી ફોજદારી તપાસમાં એક સાક્ષીએ હકીકત કહેલી હોય તે સોગન અથવા પ્રતીજ્ઞા ઉપર કહેલી ના હોય તો પીનલકોડની કલમ ૧૯૯ ના હેતુ પ્રમાણે કહેલી હકીકત નથી. તેમ કલમ ૧૫૧ પ્રમાણે હકીકત કહેવાને તે સાક્ષી બંધાએલો નથી. ૪ મદ્રાસ. ૧૮૫.

૧૧—જે હકીકત કહેવામાં આવેલી હોય તે હકીકતનુ અગત્યપણું ન્યાયની રૂઈના કામમાં જુઠી સાહેદી આપ્યાના ગુન્હાનો વાસ્તવીક ભાગ નથી અને પીનલકોડની કલમ ૧૯૧ અને ૧૯૩ પ્રમાણે જે તોહોમત રાખ-

વામાં આવેલુ હોય તેમાં તે અગત્યપણું બતાવેલુ ના હોય તો પણ જો ગુન્હાના મતલબ જોઇતી રીતે તેમાં બતાવેલા હોય તો તે બરોબર છે. ૧ મદ્રાસ. ૪૮.

૧૨—ન્યાયની રૂઇનું કામ ચાલતાની દરમીઆનમાં જે હકીકત કેદીના જાણુવામાં સાચી ના હોય તે સોગન ઉપર કહેવામાં આવે તો તેથી જુઠા સોગન થાય છે. પછી કોર્ટની, રૂબરૂ જે કામ હોય તેમાં તે હકીકત લગતી ના હોય તેની ચીંતા નહી. ૧૫ વી. રી. ૫૯

૧૩—પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે તોહોમત ચાલી શકે તે સારૂ એમ સાબેત થવાની જરૂર છે કે તે ન્યાયની રૂઇનું કામ હતુ અને જે જુઠી હકીકત કહેવામાં આવીછે તે સદરહુ કામ ચાલતાની દરમીઆનમાં કહેવામાં આવી છે. ૧ બં. લો. રી. ૧૩-૧૦ વી. રી. ૩૭.

૧૪—સને ૧૮૮૨ ના ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૩૭ ના હેતુ પ્રમાણે જે કામો ના હોય તે કામોમાં તોહોમતવાળાને માફી આપવાને અગર તેને સાક્ષી તરીકે તપાસવાને આરંભની તપાસ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર નથી. આવી તપાસની દરમીઆનમાં તોહોમતવાળાએ જે હકીકત કહેલીહોય તે લગતી નથી. અને જો તે પાછળથી ખેંચી લેવામાં આવી હોય તો તેના વીરૂદ્ધ તેનો ઉપયોગ થતો નથી અથવા પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે જુઠી સાહેદી આપ્યા બાબત તેના ઉપર ફરીઆદ ચાલવાને લાયક થતો નથી. ઈ. લો. રી. ૧૦ મુંબાઇ ૧૯૦.

૧૫—એક નનામો કાગળ આસીસ્ટંટ માજીસ્ટ્રેટ ઉપરં લખેલો તેમાં કેટલાક સખસો ઉપર ખુનનો આરોપ રાખવામાં આવેલો હતો તેથી તે લખનારનો પત્તો લગાડવાના હેતુથી તે આસીસ્ટંટ માજીસ્ટ્રેટે તપાસ કરી પણ તે ખુનનો આરોપ ખરો છે કે નહી એ કાંઇ જોવામાં આવ્યું નહી હતુ તો તે તપાસ એવી રીતનુ ન્યાયની રૂઈનુ કામ નથી કે જેથી તેમાં જુઠી સાહેદી આપવાથી પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે સીક્ષાને પાત્ર થાય. ફરીઆદીની ફરીઆદની અરજી બાબતે તપાસ કરવામાં આવે તે કાયદામાં ફરમાવ્યા પ્રમાણે તપાસ છે સબબ તે ન્યાયની રૂઈનું કામ છે માટે તેની તપાસ કરતાની દરમીઆનમાં ઇરાદાપુર્વક તે જુઠી સાહેદી આપે તો પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે તે કાયદેસર રીતે તોહોમત રાખવા લાયક છે. ૪ વાય્યપ્રાંત ૬

૧૬—એક મુન્સફની રૂબરૂનો વાદી જડજની રૂબરૂ આવીને તેણે ફરીઆદ કરી કે મેં મુનસફને એમ જાહેર કરેલુ હતુ કે માહારા સાક્ષીઓ હાજર છે તેમ છતાં તેમણે અઘટીત રીતે માહારા સાક્ષીઓને તપાસવાને ના કહી અને માહારો દાવો કાહાડી નાખ્યો તેથી તે અરજદારને પ્રતીજ્ઞા ઉપર તપાસતાં તે હકીકત સાબેત થઇ નહી તેથી જુઠી સાહેદી આપ્યા બાબત તે અરજદાર ઉપર કામ ચલાવવાને હુકમ કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે આવા કામમાં અરજદારને સોગન ઉપર તપાસવાને જડજને અખત્યાર નહી હતો અને જે સાહેદી આપેલી છે તેથી જુઠી સાહેદી આપ્યાની ફરીઆદ ચાલી શકતી નથી. વી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૫.

૧૭—કાયદેસર ધંધો કરનારાના આકટના ઠરાવ પ્રમાણે એક વકીલની વર્તણુંક વીશે તપાસ ચાલતાની દરમીઆનમાં પીનલકોડની કલમ ૧૮૧ પ્રમાણે ત્રણ સખસો ઉપર પ્રતીજ્ઞા ઉપર જુઠી હકીકત કહ્યા બાબત તપાસ ચાલેલી તેમાં એક વકીલ પણ હતો. તેમાં ઠરાવ્યું છે કે તે વકીલને ગુન્હેગાર ઠરાવેલો છે

તે બરોબર નથી કારણ કે તેની હકીકત તે પ્રતીજ્ઞા ઉપર લેવામાં આવી છે તે દુરસ્ત નથી. વળી ઠરાવ્યુ છે કે સદરહુ આકટ પ્રમાણે જે તજવીત ચાલેલી હોય તેં ન્યાયની રૂઇનું કામ છે માટે તેમાં સાક્ષીઓએ પ્રતીજ્ઞા ઉપર જુઠી હકીકત કહેલી હોય તો પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે તેમના ઉપર આરોપ રાખી તેની જુદી જુદી તપાસ કરવી જોઈએ. ઇ. લો. રી. ૬ મદ્રાસ. ૨૫૨.

૧૮—સને ૧૮૬૭ ના મુંબાઇનાં આકટ ૮ ની કલમ ૧૩ પ્રમાણે કામ ચલાવતાં એક પોલીસ પટેલની રૂબરૂ એક સખસે સોગન ઉપર જુઠી હકીકત કહી તો તે પીનલકોડની કલમ ૧૯૧ ના હેતુ પ્રમાણે જુઠી સાહેદી આપી થાય છે. અને તે કલમ ૧૯૩ પ્રમાણે સીક્ષાને પાત્ર થાય છે. ઇ. લો. રી. ૪ મુંબાઈ ૪૭૯.

૧૯—પીનલકોડની કલમ ૧૯૪ પ્રમાણે જુઠી સાહેદી આપવામાં આવે તે ન્યાયની કોર્ટમાં આપેલી હોવી જોઇએ એવી જરૂર નથી. આવી હકીકત પોલીસ અમલદારની રૂબરૂ કહેવામાં આવી હોય તો પીનલકોડની કલમ ૧૧૮ વીચારમાં લેતાં કલમ ૧૯૧ માં વાખ્યા બતાવી છે તે પ્રમાણે જુઠી સાહેદી આપ્યાનો ગુન્હો થાય છે. ૨૦ વી. રી. ૪૧–૮ કલકતા લો. રી. ૨૩૬.

૨૦—સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૬૧ પ્રમાણે તે કાયદાના બાબ ૧૪ મુજબ પોલીસ તપાસ કરતા હોય તે દરમીઆનમાં એકાદા સખસને તપાસવામાં આવે તે દરમીઆનમાં તેને જે સ્વાલો પુછવામાં આવે તે તમામ સ્વાલોનો જવાબ સાચો આપવાને બંધાએલો છે માટે તેવો સખસ જાણીબુજીને જુઠા જવાબ આપે તો પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે ન્યાયની રૂઇના કામમાં તેણે જુઠી સાહેદી આપ્યાનો ગુન્હો કર્યો થાય છે. ઈ. લો. રી. ૮ મુંબાઈ ૨૧૬.

૨૧—ઇ. લો. રી. ૭ કલકતા ૧૨૧ ના કામના ઠરાવમાં ફુલબેંચે કાયદાનો જે નીયમ ઠરાવેલો છે તે સને ૧૮૮૨ ના ફો. કા. ચ. રીના કાયદાની કલમ ૧૬૧ ના ઠરાવથી ફેરવવામાં આવેલો છે માટે કોઈ સાક્ષી જે સ્વાલનો જવાબ દેવાને બંધાએલો હોય તે સ્વાલનો જવાબ પોલીસ અમલદારની રૂબરૂ જુઠો દેતો તે ઇરાદાપુર્વક જુઠી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય છે. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૪૭૫.

૨૨—માજીસ્ટ્રેટની રૂબરૂ ન્યાયની રૂઇના કામમાં જુઠી હકીકત કહેવામાં આવી હોય તો માજીસ્ટ્રેટે પીનલકોડની કલમ ૧૮૧ પ્રમાણે તેને ગુન્હેગાર ઠરાવવો નહી જોઇએ. પણ તે કાયદાની કલમ ૧૯૩ પ્રમાણે તેને સેશનમાં કમીટ કરવો જોઇએ. ૧૧ વી. રી. ૨૪.

૨૩—પીનલકોડની કલમ ૧૮૧ પ્રમાણે જો કે ગુન્હાનો તપાસ કલમ ૧૯૩ માં થતો હોય તોપણ ગુન્હાની સાબેતીનો ઠરાવ બરોબર છે. ૧૪ વી. રી. ૨૪.

૨૪—બગડેલા સ્ટાંપની બાબતમાં અલાઉંસ બાબત અરજીઓ કરવામાં આવે તેની તપાસ કરવાને તથા તે બાબત સોગન ઉપર સાહેદીઓ લેવાને અને તેવી અરજીઓ મંજુર અગર નામંજુર કરવાને કલેકટરનેજ અખત્યાર છે અને બીજા કોઇને નથી. માટે એક સખસે સને ૧૮૭૯ ના આકટ ૧ લાના બાબ ૬ પ્રમાણે નાણાં પાછા મળવાને અરજ કરેલી અને કલેકટરે તે અરજી તપાસ કરવાને ડીપોટી કલેકટર તરફ મોકલી પણ અરજદારે જે સાક્ષીઓ રજુ કરેલા તેમને સોગમ આપવાને ડીપોટી કલેકટરનો હક નહી હતો. સબબ તે સાક્ષીઓની કહેલી હકીકત બાબત પીનલકોડની કલમ ૧૮૧

અગર ૧૯૩ પ્રમાણે કાંઇ આરોપ ચાલી શકતો નથી. ઇ. લો. રી. ૫ અલ્હાબાદ. ૧૭

૨૫—સને ૧૮૬૬ ના આકટ ૨૦ મા કારણસર કોઇ સખસને તપાસવાને સબરજીસ્ટ્રાર મુખત્યાર છે અને કોઇ પણ કામમાં અગર તે આકટ પ્રમાણેની તપાસમાં એકાદા અમલદારની રૂબરૂ તેવા સખસે ઇરાદાપુર્વક જુઠી હકીકત કહી હોય તો તે ફોજદારી ફરીઆદનો જવાબદાર થાય છે. ૬ વી. રી. ૮૧

૨૬—ઠરાવેલુ છે કે રજીસ્ટર અમલદારે તપાસ કરેલી હોય તે દરમીઆનમાં તોહોમતવાળાએ સાહેદી આપેલી હોય તેમાં રજીસ્ટરનું કામ ચાલતાની દરમીઆનમાં તે અમલદારની રૂબરૂ અમુક હકીકત કહેલી હોય તો માજીસ્ટ્રેટને પોતાની મેળે તે તોહોમતવાળા ઉપર આરોપ રાખવાનો અખત્યાર નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા. ૬૦૪

૨૭—તોહોમતવાળાએ એક અરજી ઉપર સહી કરેલી નહી હતી માટે તે અરજીમાં કહેલી હકીકત પીનલકોડની કલમ ૧૯૯ પ્રમાણે આરોપ રાખવાને અગર ગુન્હો સાબેત ઠરાવવાને આધાર થતી નથી. પરંતુ સોગન ઉપર જુબાની આપેલી હોત અને તેથી તેવી અરજીને પુષ્ટી કરેલી હોય અને તે જુઠી હોય તો પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે વ્યાજબી રાહે આરોપ રહી શકે છે. ૭ કલકતા. લો.રી. ૫૩૬.

૨૮—એક વકીલે જીલ્લા મુનસફની કોર્ટમાં એક દીવાની દાવામાં પ્રતીવાદીની સહીનું વકીલાતનામુ પ્રતીવાદી તરફથી હાજર થવાને રજુ કર્યું. તે વકીલાતનામામાં ગામના અધીકારીની રૂબરૂ તે લખી આપવામાં આવેલુ છે અને તેમાં અધીકારીની સહી છે એવો મતલબ લખેલો હતો તેથી પીનલકોડની કલમ ૧૯૩ પ્રમાણે તે વકીલને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. તેમાં ઠરાવ્યુ છે કે આ કામનો સદરહુ કલમમાં સમાસ થતો નથી તેથી તેને છુટવાનો હક છે. ૫ મદ્રાસ ૩૭૨

૨૯—દીવાની કોર્ટમાં અરજી ફાઇલ કરવામાં આવેલી તે ઉપર પ્રતીજ્ઞા કરવામાં આવી હતી અને તેમાં એમ કહેવામાં આવ્યું હતું કે જે સમાધાનનો દસ્તાવેજ કહેવામાં આવ્યો છે તે ઉપર અરજદારે સહી કરેલી નથી. તેથી તે પ્રતીજ્ઞાથી તે જુઠી સાહેદી આપ્યા બાબત શીક્ષાને પાત્ર થતો નથી. આવી અરજીનો સમાસ સને ૧૮૫૯ ના આકટ ૮ ની કા. ૨૨૦ માં થતો નથી પણ તે આકટની કલમ ૧૧૯ માં થાય છે તેથી તે ઉપર પ્રતીજ્ઞા કરવાની જરૂર નથી. ૮ વી. રી. ૫૮

૩૦—સને ૧૮૬૫ ના આકટ ૨૧ ની કા. ૨૧ પ્રમાણે નવી તપાસ કરવાને એક સખસે અરજી કરી તે અરજી ઉપર દાવાની અરજી માફક પ્રતીજ્ઞા કરવામાં આવી હતી અને તેમાં જાણી બુજીને જુઠી હકીકત બતાવેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે પીનલકોડની કલમ ૧૯૧ અગર ૧૯૨ પ્રમાણે તેણે ગુન્હો કર્યો નથી. ૨ બો. લો. રી. ૧-૧૦ વી. રી. ૩૧

૩૧—એક સખસ દાવામાં લખેલી હકીકત આપે તો તેમાં સાચી હકીકત બતાવવાને કાયદા પ્રમાણે તે બંધાએલો છે અને જો તે પોતાના જાણવા અગર માનવા પ્રમાણે જુઠી હકીકત કહેતો તે પીનલકોડની કલમ ૧૯૧ પ્રમાણે જુઠી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય છે. ઇ. લો. રી. ૬ અલ્હાબાદ. ૬૨૬

૩૨—એકાદો સાક્ષી બીજાના નામથી જુઠી જુબાની આપે તો તેના ઉપર કલમ ૧૯૩ પ્રમાણે જુઠી સાહેદી આપ્યાનો આરોપ રહેવો જોઇએ. અને પીનલકોડની કા. ૪૧૯ પ્રમાણે વેષ ધારણ કરીને ઠગાઇ કર્યાનો આરોપ તેના ઉપર રહી શકતો નથી. ૧ મું. ૮૯

## તપાસ તોહોમતવાળાની..

૧—માજીસ્ટ્રેટની રૂબરૂ તપાસ ચાલતી હોય તેમાં તોહોમતવાળાની તપાસ કરવી કે નહી એ માજીસ્ટ્રેટના કુલ અખત્યાર ઉપર છે પરંતુ જ્યારે માજીસ્ટ્રેટની એવી ખાતરી થાય કે ફરીઆદ તરફથી જે પુરાવ ગુજારવામાં આવ્યો છે તે ઉપરથી તોહોમતવાળા ઉપર ફોજદારી આરોપ રાખવાને કાંઈ યોગ્ય હકીકત માલમ પડતી નથી તેમ છતાં માજીસ્ટ્રેટ તોહોમતવાળાને તપાસે એ દુરસ્ત નથી. ૧ બં. લો. રી. ૧૬.

૨—ફો. કા. ચ. રી. ના. કાયદાની કા. ૨૦૨ પ્રમાણે તોહોમતવાળાને સ્વાલ પુછવાનો માજીસ્ટ્રેટને અખત્યાર છે તે બીલકુલ હદ વીનાનોછે તોપણ તે કલમ પ્રમાણે જે તપાસ કરવામાં આવે તે શોધી કાહાડવાના પ્રકારની થવી નહી જોઇએ અને માજીસ્ટ્રેટે તોહોમતવાળાને ખબર આપવી જોઇએ કે તે જવાબ આપવાને બંધાએલો નથી. જો કે માજીસ્ટ્રેટે તોહોમતવાળાને એમ ચેતાવવાને કસુર કરી હોય કે તારે જવાબ આપવાની જરૂર નથી તોપણ સદરહુ કા. પ્રમાણે પુછેલા સ્વાલોના જવાબો જે આપેલા હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૧૬ વી. રી. ૨૧.

૩—ફોજદારી તપાસમાં તોહોમતવાળો જે કાંઈ હકીકત કહે અગર પોતાને તપાસ રાખવાની તૈયારી બતાવે તો કોર્ટ તે ના કહેવાને મુખત્યાર નથી. ૧૦ ક. લો. રી. ૫૪.

૪—તોહોમતવાળાને તપાસ્યા સીવાય અગર તેના સાક્ષીઓને તપાસ્યા સીવાય સેશન કમીટ તોહોમતવાળાને કરવામાં આવે તો તે કાયદા વીરૂધ્ધ નથી, ૨ વી. રી. ૫૦.

૫—જ્યારે ફો. કા. ચ. રી. ના. બાબ ૧૫ પ્રમાણે કામમાં લખેલો બચાવ આપેલો હોય તો તોહોમતવાળાને તપાસીને જવાબ લખી લેવાને માજીસ્ટ્રેટ બંધાએલા નથી. ૧૬ વી. રી. ૬૩.

૬—પ્રથમ દર્શનીક રીતે ગુન્હેગાર ઠરાવવાને કાયદેસર રીતે પુકત પુરાવ આપવામાં આવેલો ના હોય, તો ગુન્હો થએલો તે વખતે અથવા તે અરસામાં તોહોમતવાળો કંઈ જગોએ હતો તે વીશેનો ખુલાસો આપવાને બંધાએલો નથી. ૪. લો. રી. ૧૦ કલકતા ૯૭૦.

૭—કેદીને તપાસવાને કાયદા પ્રમાણે જે કુલ અખત્યાર આપવામાં આવેલો છે તે તેની વીરૂદ્ધના પુરાવ ઉપરથી જે હકીકત જણાતી હોય તે હકીકતનો ખુલાસો તે કેવી રીતે કરે છે તે નક્કી કરવાને વાપરવો જોઇએ અને તે પોતે ગુન્હેગાર થાય એવી હકીકત કહેવાને ફરજ પડે તે પ્રમાણે વાપરવો નહી જોઇએ. ૧ મદ્રાસ ૧૯૯.

૮—ફો. કા. ચ. રી. ના. કાયદાની કા. ૨૫૦ પ્રમાણે કામ ચાલતાં હરકોઇ વખતે કોર્ટ વખતે વખતે તોહોમતવાળાને તપાસી શકે છે પરંતુ તોહોમતવાળાની સખત ઉલટ તપાસ થાય એમ કરવાને કોર્ટ મુખત્યાર નથી. કારણ કે તેના વીરૂધ્ધ પુરાવ ઉપરથી જે હકીકત માલમ પડતી હોય તેનો ખુલાસો લેવાને કાયદા પ્રમાણે કુલ અખત્યાર આપવામાં આવેલો છે અને તે પોતે ગુન્હેગાર થાય તેવી હકીકત કહેવાને ફરજ પાડવાને નથી. ૧ કલકતા લો. રી. ૪૬૬.

૯—સેશન કોર્ટને તોહોમતવાળાને તપાસવાનો જે અખત્યાર આપેલો છે તેમાં તેની ઉલટ તપાસ કરવાનો હેતુ નથી તેમ કેટલાક શોધક સ્વાલો પુછીને તોહોમતવાળો પોતે ગુન્હેગાર થાય તેવી ફરજ પાડવાને જડજ કોસીસ કરી શકતા નથી, કારણ કે ફો. કા. ચ. રી. ના. કાયદાની કા. ૨૫૦ પ્રમાણે

સાક્ષીઓએ જે હકીકત કહેલી હોય તેનો અગર ફરીઆદ તરફનુ કામ બંધ થએ જે હકીકત કહેવામાં આવેલી હોય તેનો ખુલાસો લેવાને આપેલો છે. ૪. લો. રી. ૬ કલકતા ૯૬ –૬ કલકતા લો. રી. ૫૨૧.

૧૦—જુઠી હકીકત તોહોમતવાળો પોતાને મોટે કહી પોતે ગુન્હેગાર થાય એવા ખુલ્લા હેતુથી તેની કોર્ટ ઉલટ તપાસ કરે તે બરોબર નથી. ૬ કલકતા. લો. રી. ૪૩૧.

૧૧—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૪૬ પ્રમાણે જે ભાષામાં તોહોમતવાળાઓને તપાસવામાં આવેલા હોય તે ભાષામાં તે તપાસ લખવાની છે તેમાં માજીસ્ટ્રેટે પોતાના હાથે લખી લેવાની જરૂર નથી પણ માજીસ્ટ્રેટની રૂબરૂ તપાસ ચાલવામાં આવી હતી અને તોહોમતવાળાએ કહેલું બરોબર લખી લીધેલુ છે એવું માજીસ્ટ્રેટ સર્ટીફીકટ જોડે તે બસ છે. ૨૦ વી. રી. ૫૦.

૧૨—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૨૦૫ પ્રમાણે તેણે મતવાળાને પુછેલા દરેક સ્વાલ તથા તેણે દીધેલા દરેક જવાબ માજીસ્ટ્રેટે તપાસની અંદર બતાવવાની જરૂર નથી અને તેને તેનો વધારો કરવાને અથવા તેના જવાબનો ખુલાસો કરવાને છુટ છે તે તપાસની નીચે સહી કરવામાં આવી હોય એટલે બસ છે. પરંતુ શક હોય તો રીતીસર પ્રોસીડીંગ થએલુ છે એમ સાબેત કરવાને મુખજુબાનીનો પુરાવ દાખલ કરવો જોઇએ. ૭ બં. લો. રી. ૬૨–૧૫ વી. રી. ૧૮.

૧૩—ફો. કા. ચ. રી. ના કાયદાની કા. ૨૦૫ પ્રમાણેનુ સર્ટીફીકટ કોર્ટમાં બીરાજનાર અધીકારીના હાથનુ હોવું જોઈએ એમ જરૂર નથી. પરંતુ તેમની તે નીચે સહી હોય એટલે તે બસ છે. ૮ વી. રી. ૫૫–૭ વી. રી. ૪૫–૪ વાવ્ય પ્રાંત. ૧૬

૧૪—જ્યુરીની એવી ખાતરી થાય કે માજીસ્ટ્રેટે કરેલી સહી બરોબર છે તો પછી તે સહી બાબત સોગન લેવાને માજીસ્ટ્રેટને બોલાવવાની જરૂર નથી. ૮ વી. રી. ૫૫.

## આધારના ગ્રંથો.

૧—ટેલર સાહેબનું વઇદક સબંધી ન્યાયશાસ્ત્ર જેવું છે તેવી પ્રખ્યાત ટીકા તપાસ ચાલતાની દરમીઆનમાં જોઇ શકાય છે. ઈ. લો. રી. ૧૦ કલકતા ૧૪૦. પુરાવ આકટની કલમ ૫૭ ની છેલ્લી રકમ અને કલમ ૬૦ નો ૧ લો વીશેશ ઠરાવ છે તે પ્રમાણે પેહેડું ઉપર એકાએક ધા થાય તેથી કેવો અસર થવાનો સંભવ છે તે સંબંધી કોર્ટ ટેલર સાહેબનું વઇદકશાસ્ત્ર ન્યાય સબંધી જોએલુ હતુ. ૧૨ કલકતા લો. રી. ૮૬.

## ફોજદારી કોર્ટોના પ્રોસીડીંગો.

૧—ફોજદારી તપાસનું પ્રોસીડીંગ જ્યારે સાબેત કરવાની જરૂર હોય ત્યારે તે રજુ કરીને સાબેત કરવું જોઇએ. ૮ મુંબાઇ ૩૭.

## શીક્કા દેશી,

૧—સને ૧૮૫૫ ના ૨ જા આકટની કલમ ૪૮ ફોજદારી તપાસોને લાગુ છે. દેશી શીક્કાનો મુકાબલો થઇ શકે છે પણ તે અનીશ્ચીત છે માટે તે ઘણીજ સાવધગીરીથી કબુલ કરવો જોઈએ. ૬ વી. રી. ૫.

## તપાસની નોંધ.

૧—રજીસ્ટર કરનાર અમલદારની રૂબરૂ કરેલી તજવીજની નોંધ તે વખતે કેદીએ જે કહેલું તે બાબતના પુરાવ તરીકે દાખલ કરવા લાયક નથી. ૧૧ વી. રી. ૧૩.

## પોલીસનો પુરાવ.

### કાગળો અને રીપોર્ટો.

૧—જે પોલીસ અમલદાર એકાદા કા-

મની તપાસ કરે તે પોલીસ અમલદારને તપાસવો નહીં એવો રીવાજ છે તે બરોબર નથી. જે હકીકત તેની રૂબરૂ કહેવામાં આવી હોય તે તેની સાહેદીથી સાબેત થઈ શકે છે અને સને ૧૮૫૫ ના આક્ટ ૨ ની કલમ ૩૧ પ્રમાણે માજીસ્ટ્રેટ અને સેશન જડજની રૂબરૂ બીજા સાક્ષીઓ તેજ બાબત જે સાહેદી આપે તે સાહેદીને પુષ્ટી કરવાને તે હકીકત દાખલ કરવા લાયક છે. ૧૧ વી. રી. ૨૫.

૨—તોહોમતવાળીના ઉપર પોતાના નાની વયના છોકરાનુ ખુન કરવાની કોશીશનો આરોપ રાખવામાં આવ્યો હતો. તેમાં ચીફ કોન્સટેબલ તોહોમતવાળીના ઘરની જડતી લેવા ગયો હતો અને તે ચીફકોન્સટેબલે કહ્યું છે કે તોહોમતવાળી તે બાળકને મારી નાંખવાની હતી એવી મને ખબર મળી હતી. તો તે કહેવું તોહોમતવાળા વીરૂદ્ધ પુરાવ તરીકે દાખલ કરવામાં આવ્યું છે તે ઘણુંજ ખોટું છે. ૮ મુંબાઇ ૧૬૪.

૩—ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૫૪ પ્રમાણે પોલીસની ડાયરીઓ પ્રત્યંતરી પુરાવ તરીકે દાખલ થઈ શકતી નથી. ૧૩ વી. રી. ૨૨.

૪—પોલીસની ડાયરીઓ વાસ્તવીક પુરાવ તરીકે કાયદેસર રીતે વાપરી શકાતી નથી અગર જ્યુરીની રૂબરૂ વાંચી શકાતી નથી. ૮ વી. રી. ૬૮.

૫—પોલીસ અમલદારની ડાયરીના અમુક ભાગો તેના વીરૂદ્ધ પુરાવ તરીકે ગણવામાં આવેલા હોય તો ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૧૫૪ થી ડાયરીના બીજા જે ભાગો ઉપરથી તે પ્રમાણે વાપરેલો ભાગ સમજવામાં આવતો હોય તે બીજા ભાગો દાખલ કરવાને હરકત થતી નથી. ૮ વી. રી. ૮૭.

૬—પોલીસના કાગળો પુરાવ તરીકે ન્યાયની રૂઇએ ધ્યાનમાં લેવા નહીં જોઇએ. તેમ પુરાવ તપાસવાને તે જોવા પણ નહીં જોઈએ. ૮ વી. રી. ૩૫.

૭—પોલીસના રીપોર્ટો તે કરનાર અમલદારના વીરૂદ્ધ સીવાય પુરાવ નથી. ૬ વી. રી. ૫૨.

૮—પોલીસ સુપરીટેન્ડેન્ટની ઓફીસમાંથી અસલ રીપોર્ટ તપાસવાને અને તે કેદી વીરૂદ્ધ પુરાવ કરવાને સેશન કોર્ટ મુખત્યાર નથી. કોર્ટની રૂબરૂ સીવાય અને સને ૧૮૫૫ ના આક્ટ ૨ ની કલમ ૩૧ માં બતાવેલા બીજા અમલદારો સીવાય જે હકીકત કહેવામાં આવી હોય તે પુરાવની મદદમાં લેઈ શકાય છે. પરંતુ આવી હકીકતો જે સખસે તે લીધી હોય અગર લેતાં જે સખસે સાંભળી હોય તેનાથી સાબેત થઈ શકે છે. ૭ વી. રી. ૩૧.

૯—પોલીસ અમલદારે એવો રીપોર્ટ કર્યો હોય કે સુલેહનો ભંગ થવાનો સંભવ છે તો તે રીપોર્ટ સુલેહનો ભંગ થવાનો સંભવ થાય એવી તકરાર છે એમ સાબેત કરવાને કાયદેસર પુરાવ નથી. ૬ બં. લો. રી. ૧૪૮–૧૫ વી. રી. ૪૨–૩ બં. લો. રી. ૪-૧૧ વી. રી. ૪૬–૭ બં. લો. ૩૨૯–૯ બં. લો. રી. ૪૫ અને ૧૮ વી. રી. ૬૪.

## રૂશવત કાયદા વીરૂદ્ધ.

૧—જે સખસ રૂશવત આપે તેની સાહેદી રૂશવત લેનારની વીરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૩ વી. રી. ૧૯.

૨—તોહોમતવાળાના ઉપર કાયદા વીરૂદ્ધ અને કંપની પાસેથી સને ૧૮૭૬ માં ત્રણ જુદી જુદી વખતે રૂશવત લીધાનો આ-

રોપ રાખવામાં આવ્યો હતો. સને ૧૮૭૬–૭૭ અને ૧૮૭૮ માં क અને કંપની કામીસરીએટના કંટ્રાકટરોનું કામ કરતા હતા અને તોહોગતવાળો કામીસરી ઓફીસનો વહીવટદાર હતો. તેમાં ઠરાવ્યું છે કે આવાજપણું સબંધ વગરના કાયદા વીરૂદ્ધ क અને કંપની પાસેથી સને ૧૮૭૭ અને ૭૮ માં રૂશવત લીધાના દાખલા તે પુરાવ આકટની કલમ ૫ થી તે ૧૩ સુધીના ઠરાવો પ્રમાણે તેના વીરૂધ્ધ દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૬ કલકતા ૬૫૫–૮ કલકતા લો. રી. ૧૯૭.

## ધણીધણીયાણી.

૧—જીલ્લાની અંદર ફોજદારી તપાસમાં ઓરતની સાહેદી તે તેણીના ધણીના લાભમાં અગર વીરૂદ્ધમાં અથવા તેની સાથે આરોપવાળા સખસના લાભમાં અગર વીરૂધ્ધમાં પુરાવમાં દાખલ કરવા લાયક છે એમ ઠરાવેલું છે. ૬ વી. રી. ૨૧–૭ મું. ૫૦.

## કરણોપકરણી પુરાવ.

૧—કરણોપકરણી પુરાવ દાખલ કરવાને મનાઇ કરેલી છે. ૭ વી. રી. ૨ તથા ૨૫.

## દસકત.

૧—સેશન જડજને કોઇ ન્યાયે ખાતાના અધીકારીના દસકતની ખબર હોય કે જે અધીકારીની રૂબરૂ હકીકત કહેવામાં આવી હોય તો તે દસકતની ખબર તે અમલદારની રૂબરૂ તે હકીકત કહ્યાનો પુરાવ થતી નથી. ૧ બં. લો. રી. ૧૩.

૨—क એ र ના લાભમાં એક ગીરો ખત લખી આપેલુ અને र એ તે ગીરોના અવેજમાં નાણું ધીરવાને કબુલ કરેલુ તેથી र ના પડોશી न એ સબરજીસ્ટ્રારની રૂબરૂ क ને ઓળખવામાં જુઠી હકીકત કહી એવો તેના ઉપર આરોપ રાખવામાં આવ્યો. તે જુઠી હકીકતમાં એવું કહ્યું હતુ કે હું મારા પડોશી તરીકે क ને ઓળખુછું. આ કામ ચાલતા પહેલાં र મરણ પામ્યો તેથી र એ એવી મતલબનુ કહેલુ કે नએ મને કેટલીક હકીકત કહીછે તે કામ ચાલતાની દરમીયાનમાં સાબેત કરવાને માગવામાં આવ્યું હતુ. અમુક નોંધ न ના હાથની લખેલી છે તે બાબતમાં તેના બીજા કાગળના કડકા ઉપર હરફ હતા તે સાબેત થએલા હતા. તે નોંધ સાથે મળતા હતા તે સીવાય બીજો કાંઇ પુરાવ નહી હતો. તેમાં ઠરાવેલુ છે કે ત્રીજા પક્ષકારને र એ જે હકીકત કહેલી છે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી અને તે લગતી હકીકત નથી. અને સદરહુ નોંધ પુરાવમાં દાખલ કરેલી છે તે બરોબર નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા ૧૦૪૭.

## સરકારી ગેઝીટ.

૧—હીંદુસ્તાનના ગેઝીટ અથવા કલકતા ગેઝીટમાં સરહદ ઉપર ઇંગ્રેજ સરકાર અને તોફાની મુસલમાનોની વચ્ચમાં દુશ્મનીની બાબતોમાં સરકારી કાગળો હતા તેથી તે ગેઝીટ તે દુશ્મની ક્યારે શરૂ થઇ, ક્યારે રહી, અને ક્યારે તેનું છેવટ આવ્યું તેના પુરાવ તરીકે પુરાવમાં દાખલ કરવામાં આવ્યા છે તે બરોબર છે. તેમજ કલમ ૬ પ્રમાણે પંજાબ સરકારના સેક્રેટરીનો હીંદુસ્તાન સરકારના સેક્રેટરી ઉપરનો છાપેલો કાગળ છે તે કોર્ટે પોતાની મદદ સારૂ જોયોકે તે બરોબર છે. આ દસ્તાવેજો કોઇને સમજાવવા જોઇએ એવી જરૂર નથી. જે કારણસર તે દાખલ કરવામાં આવ્યા હોય તે કારણનો તેથી ખુલાસો થતો હોય તો તેથી બસ છે. ૭ બં. લો. રી. ૬૩–૧૫ વી. રી. ૨૫.

## કેમીકલ એકઝામીનર.

૧—સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની કા. ૩૭૦ પ્રમાણે કેમીકલ એકઝામીનરના રીપોર્ટ ઉપર તેજ અમલદારની સહી હોય તો ફોજદારી તપાસમાં તે પુરાવછે. માટે તે અસલ રીપોર્ટ રજુ કરવો જોઈએ. ૬ બં. લો. રી. ૧૨૨–૧૫ વી. રી. ૪૯.

૨—કેમીકલ એકઝામીનરે સરકારને કરેલો રીપોર્ટ હોય તે ઉપરથી સુધારેલા ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૮૦ અ ના હેતુ પ્રમાણે તમામ ફોજદારી કોર્ટો પુરાવ ગણી ચાલી શકેછે. ૬ મદ્રાસ ૧૧

૩—જે બાબત રસાયણશાસ્ત્ર પ્રમાણે તપાસ કરી રીપોર્ટ કરવાને મોકલેલી હોય તે બાબત એડીશનલ કેમીકલ એકઝામીનરના હાથનો રીપોર્ટ હોય તે સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૫૧૦ પ્રમાણે પુરાવમાં લેઈ શકાતો નથી. ઇ. લો. રી. ૧૦ કલકતા ૧૦૨૬.

૪—સને ૧૮૨૭ ના કાયદા ૧૨ની કલમ ૫૨ તે સને ૧૮૬૭ ના મુંબાઇ આક્ટ ૮ થી રદ થએલી છે માટે પંચનો રીપોર્ટ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૬ મુંબાઈ ૭૫

## વર્તણુંક.

૧—ખોટી ચાલનો પુરાવ જ્યુરીની રૂબરૂ રજુ કરવો નહી જોઇએ પરંતુ સીક્ષાના હુકમ વીશે નીર્ણય કરવાને તે પુરાવ જડજને ફકત વીચારમાં લેવા જોગછે. ૬ બં. લો. રી. ૧૦૮–૧૫ વી. રી. ૩૭-૮ વી. રી. ૧૧–૬ વી. રી. ૭૨—૭ વી. રી. ૭.

૨—તોહોમતવાળો સારી ચાલનો નથી એવું ફરીઆદ તરફના સાક્ષીઓને કહેવાને પરવાનગી આપવી એ અઘટીત છે ૨ મું. ૧૩૧

૩—ચાલનો પુરાવ અને કેદીની પ્રથમની વર્તણુંક તે કેદી વીરૂદ્ધના તોહોમતને હરકત કરતા છે અને તે તોહોમત બાબત લગતી હકીકતનો પ્રતક્ષ પુરાવ નથી માટે તે જ્યુરીની રૂબરૂ રજુ કરવું નહી જોઇએ. ૧૦ વી. રી. ૧૭

૪—જ્યુરીને સમજાવવામાં કેદીઓ પ્રથમ ખોટી વર્તણુકના હતા એમ સેશન જડજે જ્યુરીને કહેવું નહી જોઇએ. જ્યારે કેદીઓને ગુન્હેગાર ઠરાવવામાં આવે ત્યારે તેમને શીક્ષા કરતી વખતે સેશન જડજ તે વીચારમાં લેઈ શકે છે. ૧૦ વી. રી. ૩૯.

૫—એક કેદીની બદદાનતથી ચોરેલો માલ કબજે રાખ્યાની તપાસ ચાલતી હતી તેમાં જડજે જ્યુરીને એવું ફરમાવ્યું કે ચોરી બાબતના ગુન્હા પ્રથમ સાબેત થએલા છે તે ઉપરથી તોહોમતવાળાની ચાલ વીશે પુરાવ તરીકે અનુમાન યોગ્ય રીતે થઇ શકે છે માટે તે પ્રથમની સાબેતીના ઠરાવોના પુરાવનો જ્યુરીએ વીચાર કરવો. તેમાં ઠરાવ્યું છે કે આ ઉપરથી જ્યુરીને ખોટુ સમજાવ્યું થાય છે કારણ કે પુરાવ આકટની કા. ૫૪ માં ઠરાવ્યું છે કે જો કે તોહોમતવાળા સખસને પ્રથમ ગુન્હેગાર ઠરાવેલો તે હકીકત લગતી છે તો પણ તેજ કલમમાં ઠરાવ્યું છે કે તેની ખોટી ચાલ હતી તે લગતી હકીકત નથી. માટે તે પુરાવ લગતો નથી અને દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૫ કલકતા ૭૬૮–૬ કલકતા લો. રી. ૨૧૫

## જુબાનીયો.

૧—જડજે એવી નોંધ કરેલી હોય કે અમુક સાક્ષીઓએ પ્રથમના સાક્ષીઓની માફક જુબાની આપેલી છે તો તે નોંધ ફો. કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૫ પ્રમાણે જોઇએ તેવી નથી. બી. રી. સને ૧૮૬૪ પાનુ ૧૮.

૨—જુડીશીયલ કમીશનરની ઓફીસમાં એક રાઈટરે એવી મતલબની સાહેદી આપે-

લી કે જે દસ્તાવેજ મને બતાવવામાં આવેલો છે તે આસીસ્ટંટ કમીશનરની રૂબરૂ લીધેલી જુબાની છે તે પ્રતીજ્ઞા ઉપર યોગ્ય નમુનાથી લીધેલી જણાય છે અને તે ઉપર આસીસ્ટંટ કમીશનરની સહી છે તે કેદીએ યોગ્ય રીતે જુબાની આપેલી છે એ વીશેનો પુક્ત પુરાવ નથી. ૩ બં. લો. રી. ૩૬–૧૨ વી. રી ૩૧

૩—માજીસ્ટ્રેટની રૂબરૂ લીધેલા સાક્ષીઓની જુબાનીયો અપીલમાં ઉપયોગ કરતા પહેલાં તે જુબાનીયોમાં અગર બીજી જગોએ એમ બતાવવું જોઈએ કે તે પુરાવ જે જે સાક્ષીઓનો હતો તે તે સાક્ષીઓને વાંચી બતાવેલો છે અથવા સમજાવેલો છે. ૧૪ વી. રી. ૧૩.

૪—સોગન ઉપર સાક્ષીઓએ પ્રથમ જે હકીકત કહેલી હોય તે હકીકત પાછળની તપાસમાં પુરાવ તરીકે ઉપયોગમાં લેવા લાયક નથી. ૭ વી. રી. ૮

૫—પ્રથમના કામમાં એકાદા સાક્ષીએ જુબાની આપેલી હોય અને તેને પાછળના કામમાં તપાસવામાં આવે તો પ્રથમના કામમાં આપેલી જુબાની તે સાક્ષીને ઉલટાવવાની બાબત સીવાય પુરાવ તરીકે ઉપયોગમાં આવતી નથી. ૮ વી. રી. ૮૭.

૬—એક કેદીની તપાસમાં લીધેલો પુરાવ તે બીજાની તપાસમાં પુરાવતરીકે દાખલ કરવામાં આવે તે બરોબર નથી. ૮ બં. લો. રી. ૨૧–૧૬ વી. રી. ૩૬

૭—પીનલકોડની કલમ ૧૫૪ પ્રમાણે એક બીજા કામમાં કેદીઓ પક્ષકાર નહી હતા. તેમાં લીધેલા પુરાવ ઉપરથી તે કેદીઓને ગુન્હેગાર ઠરાવવામાં આવેલા હતા તેથી તે ઠરાવ રદ કરવામાં આવ્યો છે. ૬ બં. લો. રી. ૮૩, ૧૫ વી. રી. ૬

૮—માજીસ્ટ્રેટે એક બીજા કામમાં સાક્ષીઓએ આપેલી જુબાનીયો તેમને વંચાવીને તથા તે સાચી છે તેવા તેમને સોગન ખવરાવીને પુરાવમાં લીધી પરંતુ તે બીજા કામમાં કેદી હાજર નહી હતો. તેમાં ઠરાવ્યું છે કે તે જુબાનીયો કાયદા વીરૂધ્ધ લીધેલી છે માટે તે ઉપરથી તોહોમત ચાલી શકતુ નથી. ૧ બં. લો. રી. ૩૬

૯—એક કામમાં તોહોમતવાળાનો સુલેહ રાખવાનો મુચરકો લેવામાં આવ્યો હતો તેમાં જે અમુક કામોમાં તોહોમતવાળાની ગેરકાયદે મંડળીના અંગભુત થયા બાબત તથા બખેડો થયા બાબતના આરોપની તપાસ ચાલેલી અને તેને નીરદોષ ઠરાવેલો તે કામોમાં લીધેલી સાક્ષીઓની જુબાનીયો આસીસ્ટંટ માજીસ્ટ્રેટે પુરાવમાં દાખલ કરી. તેમાં ઠરાવ્યું છે કે આસીસ્ટંટ માજીસ્ટ્રેટે આ પુરાવ દાખલ કરવો જોઈતો નહી હતો. ૨૪ વી. રી. ૪

૧૦—પ્રથમની તપાસમાં કેદી ગેરહાજર હતો પણ તેમાં લીધેલા સાક્ષીઓનો પુરાવ સાક્ષીઓને વાંચી બતાવવામાં આવ્યો. અને તેમાં કહેલી હકીકત સાચી લખેલી છે એવું સાક્ષીઓએ કબુલ કર્યું એટલે તે પુરાવ દાખલ કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યુ છે કે આ પ્રમાણેનુ પ્રોસીડીંગ ગેરસીરસ્તે અને કેદીને હરકતકરતા છે. માટે તે સાક્ષીઓને ફરીથી મુખજુબાનીથી તપાસવા જોઈતા હતા અને પછી પ્રથમની આપેલી જુબાનીયો તે તેમની આપેલી સાહેદીમાં વધારો કરવાને નહી પરંતુ તેને પુષ્ટી કરવાને દાખલ થઇ શકે છે. ૩ બં. લો. રી. ૨૦–૧૨ વી. રી. ૩

૧૧—એક કામમાં રાખેલા મુખત્યારે સાધારણ હકીકત કહેલી તે સેશન જડજે સાંભળી અને તેમના વીચારમાં આવ્યુ કે માજીસ્ટ્રેટની કોર્ટમાં જે અમુક સાક્ષીઓ લેવાએલા છે તેમની જુબાનીયો ફો. કા. ચ. રી. ના

કાયદાની કલમ ૩૬૦ પ્રમાણે જોઇએ તેવી નથી. તેથી પુરાવ તરીકે તે જુબાનીયો દાખલ કરવાને તેમણે ના કહી અને આ સાક્ષીઓએ કહેલી હકીકત વીશે મુખજુબાનીનો પુરાવ આપવાની પરવાનગી આપવાને પણ ના કહી. આ જુબાની દાખલ કરવાને સરકાર તરફથી કાંઇ હરકત લેવામાં આવી નથી. આખરે તોહોમતવાળાને ગુન્હેગાર ઠરાવીને તેમને સખત મજુરી સાથે કેદની સીક્ષા કરી. તેમાં અપીલમાં ઠરાવ્યું છે કે તે ગુન્હાની સાબેતીનો ઠરાવ અને સીક્ષાનો હુકમ રદ કરવો જોઈએ. ઇ. રી. ૧૩ કલકતા. ૧૨૧.

૧૨—કલેકટરે કેદીની લીધેલી સાહેદીનો માજીસ્ટ્રેટની રૂબરૂ તેની તપાસ ચાલે તેમાં તેના વીરૂદ્ધ ઉપયોગમાં તે લેઇ શકાતી નથી. ૧૦ વી. રી. ૨૩.

૧૩—તોહોમતવાળાની રૂબરૂમાં કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ ગોસાઇઓની જુબાનીઓ લેવામાં આવેલી તે સને ૧૮૬૧ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૬૮ પ્રમાણે સેશનકોર્ટની રૂબરૂ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૪ મદ્રાસ ૧૫

૧૪—સેશનકોર્ટની રૂબરૂ ચાલેલી તપાસમાં સાક્ષીઓએ આપેલી જુબાનીયોમાં તથા કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ તે સાક્ષીઓએ આપેલી જુબાનીયોમાં જે તફાવત હોય તે માજીસ્ટ્રેટની રૂબરૂ આપેલી જુબાનીયો દાખલ કર્યા શીવાય જ્યુરીને શેશન જડજ બતાવી શકેછે. ૬ કલકતા લો. રી. ૩૯૦.

૧૫—સેશન જડજની રૂબરૂની તપાસમાં ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૬૯ પ્રમાણે એકાદી જુબાની પુરાવમાં દાખલ કરેલી હોય તો આ પ્રમાણે કરેલુ છે અને તેથી તે જુબાની કાયદેસર પુરાવ થાય છે એ વીશે કાગના કાગળોમાં સ્પષ્ટ સાબેતી હોવી જોઇએ. ૭ વી. રી. ૧૧૪.

૧૬—જ્યારે દીવાની કોર્ટ સાર્વજનીક ન્યાય વીરૂદ્ધના કામોનો પોતે તપાસ પુરો કરવાને બદલે ફોજદારી ફરીઆદ ચલાવવાને ઠરાવ કરે અને માજીસ્ટ્રેટની નજરમાં આવે તો તેમને કમીટ કરવા કે નહી એમ માજીસ્ટ્રેટની મરજી ઉપર રાખીને પ્રોસીડીંગ ફકત મોકલાહે તો જેમ અમુક કામોમાં ફો. કા. ચ. રી. ના કાયદાની કલમ ૩૬૯ પ્રમાણે માજીસ્ટ્રેટની રૂબરૂ લેવાએલી જુબાનીયો પુરાવમાં દાખલ કરવા લાયક થાયછે તેમ દીવાની કોર્ટની રૂબરૂ લેવાએલી જુબાનીયો પુરાવમાં દાખલ કરવા લાયક નથી. પરંતુ સને ૧૮૫૫ ના આકટ ૨ ની કા. ૫૭ પ્રમાણે તે પુરાવ અઘટીત રીતે દાખલ કરવામાં આવ્યો હોય તો પણ તે શીવાય પણ વ્યાજબીરાહે ઠરાવ કરવાને પુકત પુરાવ હોય તો તે અઘટીત રીતે દાખલ કરવાથી સેશન જડજે કરેલી સીક્ષાનો હુકમ ફેરવવાને કારણ થતુ નથી. ૬ વી. રી. ૪૧

૧૭—કમીશન ઉપરથી લીધેલા સાક્ષીઓની સાહેદી તે સને ૧૮૭૫ ના આકટ ૧૦ ની કા. ૭૬ પ્રમાણે હાઇકોર્ટે કરેલા હુકમ ઉપરથી લીધેલી છે એમ બતાવવામાં ના આવે અથવા પુરાવ આકટની કા. ૩૩ પ્રમાણે તે દાખલ કરવા લાયક ના હોય તો હાયકોર્ટની રૂબરૂ ચાલતી ફોજદારી તપાસમાં તે દાખલ કરવા લાયક નથી. ઇ. લો. રી. ૬ કા. ૫૩૨.

૧૮—તોહોમતવાળો નાશી ગએલો હોય અને તેની ગેરહાજરીમાં પુરાવ લેવાને ઈરાદે રાખવામાં આવે તો ફો. કા. ચ. રી. ના. કાયદાની કલમ ૫૧૨ પ્રમાણે તોહોમતવાળો નાશી ગએલો છે તે હકીકત બતાવવી જોઇએ અને જુબાની દાખલ કરતા પહેલાં તે હકીકત વીશે તપાસ કરી સાબેત થએલી હોવી જોઇએ. ઇ.

લો. રી. ૧૦ કલકત્તાં. ૧૮૭૭

૧૯—દરીઆના વેપારી શીવાય બીજા સખસની જુબાની તે દરીઆના વેપારીના "આ-કટ" સને ૧૮૫૯ ના ૧ લાની કલમ ૧૧૧ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ૧. હાઇડ ૧૯૫

૨૦—એકાદો સાક્ષી ગુજરી ગએલો છે તેની આપેલી જુબાની પુરાવ તરીકે વાંચવાને ખાએસ બતાવવામાં આવે તો પ્રથમ જો સામી બાજુ તે મરી ગયાની બાબત કબુલ કરતા ના હોય અને તે જુબાની દાખલ કરવાને હરકત લેતા હોય તો તે મરણ પામેલો છે એમ સખત રીતે સાબેત થવું જોઇએ. ૪ બં. લો. રી. ૫૦—૧૨ વી. રી. ૮૦

૨૧—જુબાનીયોના લખેલા રીપોર્ટો તે સને ૧૮૬૧ ના ફો. કા. ચ. રી. ના. કા. ની કલમ ૩૬૯ માં ઠરાવેલાં કામ સીવાય પુરાવ નથી. ૬ વી. રી. ૯૨

૨૨—જે દસ્તાવેજો દીવાની દાવામાં પુરાવમાં રજુ કરવામાં આવેલા હોય તે દસ્તાવેજો ઉપર ફરીઆદ તરફથી જુઠી સાહેદી આપ્યા બાબત આધાર રાખવામાં આવતો હોય તો તે પુરાવમ દાખલો થઈ શકે તે પેહેલાં ફોજદારી કોર્ટમાં સાબેત થવા જોઇએ. ૯ વી. રી. ૫૮

૨૩—માજીસ્ટ્રેટે મોકલેલાં કાગળોમાં જે દસ્તાવેજો હોય તે સેશન જડજની રૂબરૂ પુરાવમાં રજુ કરેલાં ના હોય તોપણ જો તે કેદીના લાભના હોય તો તે જોઇ શકે છે. ૧૦ બં. લો. રી. ૩૩૨

૨૪—પ્રથમની તપાસના કાગળો મંગાવીને તપાસવાને દીવાની કોર્ટોને અખત્યાર આપેલોછે તે ઘણીજ સ.વધગીરીથી વાપરવો જોઇએ અને તે ફોજદારી પ્રોસીડીંગોને લાગુ થતો નથી. ૧૨ વી. રી. ૭૩

૨૫—ઠરાવેલું છે કે પુરાવ આકટની કા. ૩૩ પ્રમાણે અમુક જુબાનીયો પુરાવમાં દાખલ કરવા લાયક નથી કારણ કે પ્રથમ જે કામગાં લેવામાં આવેલી તેમાં કેદી પક્ષકાર નહી હતો અને તેથી સાક્ષીઓની ઊલટ તપાસ કરવાને તેને લાગ મળેલો નહી હતો તો પણ ઠરાવેલું છે કે હકીકત પ્રમાણે સને ૧૮૭૪ માં શેશન કોર્ટની રૂબરૂ આપેલી જુબાનીયો નહી પણ કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ આપેલી જુબાનીયો ફો. કા. ચ. રી. ના કા. ની કલમ ૫૨૨ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ઇ. લો. રી. ૮ અલહાબાદ ૬૭૨.

## કાગળો.

૧—એકાદા સખસને પકડવામાં આવે ત્યાર પછી તેના ઘરમાંથી કાગળો વીગરે માલમ પડે અને તે પ્રથમથી હતા એમ સાબેત થાય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ૮ બંગાળો લો. રી. ૩૬—૧૭ વી. રી. ૧૫

## ફેંસલો દીવાની દાવામાં.

૧—ખત લખી આપનારના ઉપર અ એ દાવો કરેલો તેથી કોર્ટે પોતાના ફેંસલામાં લખેલા કારણોથી ઠરાવ્યું કે તે લખી આપનારાઓની સહીઓ સાચી નથી. તેથી અ ના ઉપર જુઠો દસ્તાવેજ બનાવ્યાના આરોપની ફરીઆદ ચલાવવાને ફરમાવ્યું જ્યુરીની રૂબરૂ અ ની તપાસ ચાલી તેમાં ફરીઆદ તરફથી આ ફેંસલો પુરાવમાં રજુ કરવામાં આવ્યો અને તેના મજકુર વીશે સેશન જડજે જ્યુરીને સમજાવતાં ટીકા કરેલી છે. તેમાં ઠરાવ્યું છે કે આ ફેંસલો ગેરકાયદે દાખલ કરેલો છે. ઇ. લો. રી. ૬ કલકતા ૨૪૭—૭ કલકતા લો. રી. ૭૪.

